૫૦૬૪

# ઓ મારી બેહેન!

(એક પેચવન કથા)

---

**વાલમ ૨ જું.**

---


રચનારઃ—**જાહાંગીર બેહરામજી મરઝબાન,**

તે તારાબાઈ—દ્રૌતક સંગ્રહ—મુંબઈથી કાશમીર—ગુલામરી—અક્કલના
સમુદર—ટોચકા સંગ્રહ—રમુજી ફકરા સંગ્રહ—તલેસમ—
છેલુ ગોરાણી—ખુશ દર્પણ—વગેરેનો કરતા.





**મુંબઈ:**

જામે જમશેદ સ્ટીમ પ્રેસમાં

મેસરસ જાહાંગીર બે. મરઝબાનની કું૦ એ છાપ્યું છે.

---

૧૮૯૨.

૫૦૬૪

# ઓ મારી બેહેન!

## વાલ્યુમ ૨ જું.

### પ્રકરણ ૪૧.

### બે બેહેનો વચ્ચે કમનશીબ મેલાપ.

એક દહાડે ખુશનુમા સાંજે લેડી જેન ચેસ્ની પોતાના ઓરડામાં ઇઝીચેર ઉપર બેઠેલી છે, તેણીના બાપે જે પગલું ભરયું હતું તેની ચીડ કાંઈ નરમ પડી ગઈ નથી, અને જેન હવે મગજથી તેમજ શરીરથી કંટાળી ગઇ હતી. બહાર દરવાજા ઉપર જાણે કોઈ દાખલ થતું હોય એવો સાદ આવ્યો અને બારણું ઊંઘાડીને ફ્લોરા સામી આવી ઉભી.

"કેમ જેન, હું અંદર આવું કે?"

ફ્લોરા હસ્તી હતી. તેણીના ગાલ ઊપર ખોલા ગોલાબી રંગનો ચલકાટ ચલકી રહયો હતો. તેણીએ ઘણા કીમતી રેશમી કપડાં પેહરયાં હતાં, અને જબરો ઠઠેરો કરીને આવી હતી. જેને તુરત તેણીનો હાથ પોતાના બેહુ હાથો વચે લીધો.

"ફ્લોરા, તું સુખી છે?"

"બધી રીતે, પણ મારો જીવ હવે તમો બધા સાથે દોસ્તી કરવામાં ભરાયોછ. બાવાજી બોંહોસીલા છે ખરા પણ આટલા બધા જીદે પડશે એમ મેં વકી રાખી નહીં હતી. અને જેન, તુંબી કેવી નગુણી છે, પંદર દહાડા થયા અહીંયા આવી તો મને મલીબી નહીં?"

"મારા જીવને સારૂં નહીં હતું." જેને ઉતર દીધો.

"હશે, હશે, બાવાજીએ મના કીધી હશે કે મારે ત્યાં આવવુંબી નહીં ને મને મલવુંબી નહીં."

"નહીં, તેવણે મને કશું કહ્યું નથી. પણ ફ્લોરા તું અહીંયાં આવીછ ત્યારે તો બરાબર સમજી લે કે પછવાડેથી આપણા વચ્ચે કશો ખટાશ થાય નહીં. તારા ઘરમાં હું મળવા આવવાની નથી. તારી ખુશી પડે ત્યારે અહીં મને મળવા આવજે, પણ મારેથી ડાકટર કાર્લટનની આ ઘરમાં મુલાકાત કરાશે નહીં."

"કાંય વારૂં, પણ તેનું કારણ શું ?"

"કારણ એજ કે મારે ડાકટર કાર્લટનને મળવું નથી."

ફ્લોરાનો ગુસ્સો ઉસકેરાયો. "એટલે ? એમ તે કહાં સુધી ચાલવાનું છે ?"

"તે તો કોણ જાણે, હાલ તરત તો મારી નાખુશી ઘણી છે. મને પહેલાંથીજ એના સાંમે અણગમો તો હતો અને પછવાડેથી તારી સાથે એને ચલાવેલી ચાલથી તેમાં ઘણો વધારો થયો છે. મને એનું મોહોડું જોવા ગમતું નથી, તેથી બેહેતર કે અમે એકેકને મળ્યેજ નહીં."

"સારૂં, જેમ તમારી મરજી. દુરથી મારા વરને જુવો તો મોહોડું ફેરવી નાખજો નહીં તો વખતે તમારી તબીયત બગડી આવશે." ફ્લોરાનું પાકી આવવાથી બોલી.

"ચાલ, હવે એ વાત મુકી દે. તકરાર કીધામાં કાંઈ સાર નહીં, મારા જે ધ્યાંનમાં આયું તે મેં કહ્યું. વળી બાવાજીના મતનેબી માન આપવું જોઇયે, તેવણુનીબી લાગણી તપાસવી જોઇયે."

"ચાલ હવે જેન, ઘણી ડાહી ના થા એ બાવાજીએ તારી લાગણી કેટલી તપાસીછ કે તું વળી તેવણુની સીફારસ કરવા નીકળીછ? તેવણુ ઘરડે ઘડપણ નવું રમકડું લઇ આવ્યા તે કાંઇ નહીં? તેવણુ એક ગવરનેસ સાથે પરણે તો તમે બોલો ના, ને આપરે આપણા મરજીના ધણી સાથે પરણ્યે તો વાંક થયો. જા, જા જેન, તુંબી હવે ખુસામત કરવાનું મુકી દે."

જેન તો ચાંઇજ થઇ ગઇ. વાતબી ખરી. બાવાજીએ એવો આટો બાહ્યો હતો કે જેન જવાબજ શું આપે? આખરે ફ્લોરાએજ પાછું પુછયું

"એ નવાં માયજી કેવાં છે?"

"ઓ ફ્લોરા, બસ કર, તેઓ પરણ્યાં એટલે હવે કાંઇ બોલવાનું રહયું નથી. મારે એ વીશે વાતજ કરવી નથી."

"વારૂં, તું સાથે લુસીને કાંય નહીં લાવી?"

"તેને આવવા નહીં દીધી."

"તારે તું શું અહીં એકલી રહેવાની છે?"

"તારે સાથે કોણુને લાઊં? અગાઉ આપરે રૂપયા રૂપયાને માટે મુંઝાતા હતાં તે કરતાં તો આએ બેહેતર છે."

"તુને ખરચ વાસ્તે બાવાજીએ શું આપવા કહયુંછ?"

"દર મહીને પાનસો."

"બસ! પાનસો રૂપરડી? એટલામાં તો મારાં કપડાંબી નહીં થાય."

"મને કપડાં સાથ શું કામ છે? હું સાદાઈથી રહી શકું એટલું હોય તો બસ. ફ્લોરા હું આશા રાખુંછું કે તારા ખરચ પ્રમાણે તારી સારી આવક થતી હશે?"

આવી ધાડ! ફ્લોરા ખસીયાણી દીસ્વા લાગી, લેડી ફ્લોરા દાખલ તે ધામધુમથી રહેવા માંગતી હતી, અને કપડાં લત્તાં, ગાડી ઘોડા ઉપર ધુમ પૈસા ખરચતી હતી. કાર્લટનની તીજોરીનું તળીયું આવી રહયું હતું અને ખરચ બાબે તે અવાર નવાર ચીથડાં ફાડતો હતો.

ફ્લોરા ચીરડાઇને બોલી "બાવાજી હવે ટાઇટલ લેઇ બેઠા ત્યારે મારા વરને દર માસે સારો જેવો લવાજમ આપતો કરવો જોઇયે. એ તો મારા વર બોલતા નથી બાકી આએ ગેરઇનસાફી તેવણના દીલમાં ઘણી લાગતી હશે."

"ગેર ઇનસાફી? ડાકટર કાર્લટનનું આપણી ઉપર કાંઇ ડાપું છે કે?"

"હું કેહુંછ કે એ શરમ ભરેલી ગેરઇનસાફીછે. મેં મારી મરજીનો ધણી પસંદ કીધો તેમાં શું ગુનાહ કીધો? આપણાથી ઘણી ઉતરતી ચાકરડી સાથ એવણ પરણી બેઠા તે કરતાં તો મેં ઠીક કીધું. જ્યારે આપણી પાસે ખાધાની ખાક ન હતી ત્યારે લેડી ફ્લોરા ચેસની એક ડાકટર સાથ પરણી તે બેહતર કે અર્લ ઓકબર્ન પોતાની બેટીની ગવરનેસ સાથ છતે પૈસે પરણે તે બેહતર?"

જેને આ સઘળો ધડાકો મુગે મોહોડે સાંભળ્યો.

"વળી સાંભળ જેન, તેવણે તુંને શું લતીજો આપ્યો? તુંને શરીઆંમ ઘેરમાંથી કાહાડી મુંકી એક કુતરાને હાંકી કાહાડે તેમ

તુને જવા દીધી–ચુપ–સાંભળી લે–તેવણુની હવે નવી ઘણીયાંણી આવીછે એટલે મારી ને તારી તેવણુને ભલ ફકરછે."

"ફ્લોરા–તારી ભુલછે–હું મારી પોતાની ખુશીથી અંહી આવીછું. તેવણુ તો મને રાખવાની ઘણી ઓહોંસ કરવા લાગા પણુ–પણુ–બસ હવે એ વાત બંધ કર. તેવણુની આ શાદીની હું તરફદારી કરતી નથી. પણુ એવણુ ભોળાછે અને મતલબીયા લોકના શેકાર સેહલાઈથી થઇ પડે તેમાં નવાઇ નથી."

"ચાલ, ચાલ, એવણુ ભોલા બોલા કાંઇ નથી. ઘણુાજ કપટી છે. એવણુ જો હઈડામેલા નહીં હતે તો કેવારનું કલારીસ બેહેનને માફ કરતે."

"પણુ એવણે તો કલારીસનો ગુનાહ માફ કીધોબી."

"હમબગ! કલારીસ છેજ કાંહ?"

"તેની ભાલજ લાગતી નથી તેમાં એવણુનો શું વાંક? અમે શોધ કરીને કરીને ઠાકયાં. આજે બાર મહીના થયા તે બેમાલમ થઇ ગઇછ. હમે એમ ધારીએછ કે એ કોઇની નોકરીમાં વેલાત ગઇ હોય. આથી મારો જીવ ઘણો બેતાબ છે."

ફ્લોરા આકળી તેમજ દયાળુ હતી. તે આ ખબર સાંભળી ઘણી કચવાઇ.

"ફ્લોરા–ફ્લોરા–મને ઘણી બીક લાગેછ કે આપણે કલારીસ બેહેનને પાછી જીવતી જોવા પામશું નહીં કેમજે મેં ઘણો ભુંડો સપનો તેના સંબંધમાં જોયલો છે. આજે બાર મહીના થયા તેમા તરફથી કાગળ નથી."

"પણુ તે શું સપનો છે તે મને તો કેહ."

"નહીં, તુને તો કેહવાયજ નહીં."

"કાંય, મનેજ કાંય નહીં કહેવાય ?"

"કેમજે—નહીં પણ એ ભયંકાર વાતમાં—નહીં, હું હવે વધુ બોલવાની નથી."

"વારૂં—હાલ તુરત તો એ વાત માંડી વાળ. પણ તું જુઠું કાંય બોલેછ કે બાર મહીના થયા તુને કલારીસ પાસેથી કાગળ મળયુંજ નથી ?"

"જુઠું શાનુ, એમાં છુપાવવાનું શું છે ?"

"પણ હું સારી પેઠે જાણુંછ કે તે પછી તુને એક બીજુ ઘણું મયાભરેલું કાગળ મલયું હતું. મારી આગળથી તું છુપાવી શકનાર નથી."

"એ તું બકેછ શું ? હું શું કરવા છુપાઊં ?"

ફલોરાએ પોતાની પાકીટ બુક ઊઘાડી અને એક કાગળનો કકડો માંહેથી તાણી કહાડયો.

"જો જેન, આએ દસખત કલારીસના કે નહીં ?"

"હા, આતો કલારીસનાજ દસખત" આ કાગળની ચીપ કોઇ પતરનો મથાલાનો ભાગ હતો અને તે ઉપર કલકતાની તા૦ ૨૮ મી ફેબરવારી માંડેલી હતી. આ કાગળ ઉપર ફક્ત એકજ લીટી લખેલી હતી બાકીનું ફાટી ગયું હતું.

"માઇ ડીયર—હું તુને એક સુચના કરવા ધારૂંછ અને——"

કાગળની પછવાડે સેવટની લાઇન દીસતી હતી. "જલદીથી જવાબ લખજે—તારી હેતવંતી—કલારીસ."

જેને આ કાપલી ફેરવી ફેરવીને જોઇ. આ કાગળ આગળ કોઇવાર તેણીના જોવામાં આવ્યું ન હતું.

"નાનસનસ—જેન—આએ કાગળ તારા ઉપર આવ્યું ન હોય તો બીજા કોણુ ઉપર હોય ?"

"ફ્લોરા, આ કાપલી તુને કાંહાંથી મળી ?"

"તેં મારાં કપડાં મોકલ્યાં તેમાંથી મળી."

"નહીં હોય—કપડાં મેં મારે હાથે બાંધ્યાં તે વાર તો તેમાં કાંઇ હતું નહીં."

"પણુ તારે શું હું મશકરી કરૂંછ ? મારી લેસની બોંહે ખોવાઇ ગઇ તે સોધવા સારૂં મેં મારૂં ખાણું ઉંધું વાળ્યું ત્યારે તેમાંથી આએ કાપલી મારે હાથ લાગી."

"તારે ગમે તે બોલ પણુ આ કાગળ પેહલીજવાર મારા જોવામાં આવેછ. વળી કલારીસ જ્યારે મને લખતી હતી ત્યારે આએ ધપમા લખતી ન હતી. આએ તો જાણે ધણી-યાંણી ધણીને લખતી હોય તેવી ધપ છે."

"હા તેમ છે તો ખરૂં. એ બધો ભરમ છે શું."

"ફ્લોરા, આએ કાપલી મને આપશે ?"

"હા લેની, વખતે તુને વધારે ખોળ કરવા કામ લાગશે. ચાલ હવે આપરે બીજી વાત કરીએ. બાવાજી મને ઉટીમાં મલીયા હતા તે તું જાણેછ કે ?"

"નહીં!"

"હું કરનલ ને મીસીસ મારડનને મળવા ગઇ ત્યાં એવણુ ચાંદ ધરણુ આવી લાગ્યા, હું તો ધભરાઇને પુણી જેવી થઇ ગઇ, પણુ ધાંખરાજી પોતેજ ત્યાંથી સાંજે સાંજ વટી ગયા."

આ પછી ફ્લોરાએ રૂખશદ લીધી.

# પ્રકરણ—૪૨.

## કાર્લટનનો ન ધારેલો વેરી.

ફ્લોરા પોતાની બેહેનને મલીને બાહાર પડી એવામાં સામેથી તેણીનો ધણીજ આવતો જણાયો.

"કેમ ડીયર, જેન મડમનો મીજાજ કેમ છે?"

"ઘણો મનપસંદ, પણ તારા ઉપર ઘણાજ ખફા છે. મને પોતાને ઘેર આવવા જવાની પરવાનગી આપીછ, પણ કાર્લટન સાહેબ, તમુને પગ મુકવાની રજા નથી."

"ઠીક છે, એટલી પીડા ઓછી. એવણ મારે તાંહ નહીં આવશે તો આપરે એવણને ત્યાં નહીં જઈશું."

"અરે એ તો અમથી લાહેરી કરેછ. થોડા દાહાડામાં ઠેકાણે આવી જશે. ચાલ, લુઇસ ઘેર આવેછ કે?"

"નહીં, ડારલીંગ હું એક ઘરાકને તાંહ જાઊંછ."

"કોણને તાંહ?"

"એક ગરીબ કલાર્ક છે, તારી તે ઓળખનો નથી. તેની બાયડી બીમાર છે."

ધણી ધણીયાંણી છુટાં પડયાં. કાર્લટન ચાલ્યો એટલે સામેથી નાહાનો ફ્રેડરીક ગ્રે આવતો જણાયો. તેના મોંહ ઉપર ગુસ્સાની નીશાનીઓ પ્રગટી રહી હતી, તેનું કારણ સેહેલમાં જણાવીશું.

પાસેના જેકબ સ્ટ્રીટમાં એક રેલવે ગાર્ડ નામે મી૦ થ્રપ રેહેવા આવ્યો હતો. તેની સ્ત્રીને કાંઇ હરકત થવાથી ડાકટર કાર્લેટનને બોલાવ્યો હતો, પણ કેસ બગડવા લાગ્યાથી સાથે મસલહત કરવાને બીજા ડાકટરને બોલાવવાની જરૂર જણાઇ. કાર્લેટને ડાકટર જાન ગ્રેનું નામ સુચવ્યું. આ ઊપરથી મી૦ થ્રપ ગ્રેને ત્યાં ગયો પણ જાન બાહાર ગયલો હતો. સ્ટીફન ઘરમાં હતો અને મી૦ થ્રપને કાંઇ આગળી પાછળી વાતની ખબર ન હોવાથી પોતાની સાથે સ્ટીફનને લઇ ગયો. જાનને બદલે સ્ટીફનને આવેલો જોઇ કાર્લેટનને ઘણી અચરતી લાગી, પણ તે વખતે કાંઇ બોલ્યો નહીં. સ્ટીફનના જવા પછી કાર્લેટને બધી વાત મી૦ થ્રપને કહીં. હવે બીજે દાહાડે સ્ટીફને પોતાના દીકરાને મીસીસ થ્રપની ખબર લેવા મોકલ્યો. એટલા ઉપર આવતાંજ મી૦ થ્રપ સામે ઉભો.

"કેમ છોટા સાહેબ, કાંઇ ફરમાસ?"

"હું મારા બાવા ડાકટર સ્ટીફન તરફથી મેમ સાહેબની ખબર પુછવા આવ્યો છું."

"અં—હં—હા—પણ—હું દલગીર છેઉં, કે ડાકટર સ્ટીફનનું અમને કામ નથી. મારી ધણીયાંણીને જ્યારથી ખબર પડીછ, કે એ ડાકટર તો કોઇ કોઇ વખત ભુલથી દવામાં ઝેર ભેળેછ ત્યારથી તે એવીતો ઘભરાઇછ, કે તેણીની તબીયત આગળ કરતાંબી વધારે બગડીછ. હવે તો ડાકટર કાર્લેટન એખલાજ બસ છે."

ફ્રેડરીકનો આ સાંભળીને દમ ઉપર આવી ગયો. તે લાલ ચોળ થઇને બોલ્યો "આએ નીંદા તમારી આગળ કોણે કીધી?"

"જા, બાપુ જા, અમને કાંઈ ટંટો કરવાની જરૂર નથી. અમે શું જાણીયે. હમે તો જે સાંભળયું તે કહીયેછ. તારા બાવા ગીયા પછી ડાકટર કાર્લટને અમારી ભુલ ભાંજી. તેણે તો ડાકટર જાનને મળવાની ઈચ્છા બતાવી હતી, અને આએ આવ્યો ત્યારે બચારો કાર્લટન તો ફગલાઇ ગયો. અમે અમારાં પડોસીઓથી ખબર કાહાડી તો વાત ખરી માલમ પડી, કે તેની દવા લીધા પછી એક મડમ મરી ગઇ."

ફ્રેડરીક ત્યાંથી લાલ પીળો થઇને નીકળગો. કાર્લટન ઉપર તેનો ગુસ્સો ભારે ઉશ્કેરાયલો હતો. એવામાંજ આપણે ઉપર જોયું તેમ તેઓ સામાસામી રસ્તામાં મળ્યા. આ વાર પોતાના બંગલાના દરવાજાની માંહેથી લેડી જેનબી ફરતી હતી. તેણીએ આ બન્ને જણને જોઈને ઝાડના ઓથામાં ભરાઇ જવાનું દરૂસત ધાર્યું.

કાર્લટન ભપકામાંજ છોકરાની આગળથી પસાર થઇ જતો હતો તેટલાં ફ્રેડરીક આડો પડયો.

"ડાક્ટર સાહેબ, એટલી ધાંધલ કરવાની કસી જરૂર નથી. મેહેરબાની કરી કેહેશો કે મારા બાપને સારૂં તમે મી૦ ગ્રપને ત્યાં શું ઉંધું ચતું સમજાવી આવ્યા ?"

કાર્લટને ડોળા ચહડાવ્યા "બુચા, તું તારૂં કામ કર—મારા અને તારા બાપ વચ્ચે કાંઈબી વાત કરવાની હશે તેમાં તારા જેવા નાદાનનું કાંઇ કામ નથી—અમે અમારૂં સમજી લઈશું."

ફ્રેડરીક એકદમ છેડાઇ પડયો. "તમુને શરમ છે. તમે ઠગારા છો. મારા બાપની પીઠ પાછળ તેવણુની નીંદા કરીને

તમે તેવણુની રોજીમાં હરકત કરવા માંગોછો, પણ તેવણુના મોહોડાં ઉપર બોલવાની તમારામાં તાકાત નથી."

કાર્લેટને હસી કાહાડવાનું મોંહ કર્યું "લે ચાલો, હવે મને જવા દેઓ—મને કામ છે ને લખોટા રમવાનો વખત નથી."

"જવા તે કેમ દેશે. મી૦ થપને તાંહ તમે આજે સહવારના તેવણુની ગીનીસ કરી આવ્યા અને તેની મડમને બીહીવાડી કે ડાકટર સ્ટીફન તો પોતાના ઘરાકોને ઝેર આપે છે. બીજા બધા તો રહ્યા, પણ **તમે સારી પેઠે જાણોછો** કે ઝેર આપનાર કોણ છે."

કાર્લેટને પોતાની લાકડી ઉંચકી. "છોકરા, તારા કાકા તરફ હું માન ધરાઉંછું, અને તારા બાપે ચુક કીધી તે છતાં હું તેની શરમ કરૂંછું, નહીં તો આ લાકડીથી તને વધારે સભ્યતા શીખવતે."

પણ ફ્રેડરીક દેવાનો જેવો થઈ ગયો હતો. તે લાકડીની દરકાર કરવા વગર બોલ્યો "તમે સારી પેઠે જાણોછ કે એ **ભુલ ડાકટર સ્ટીફનની નથી.** દવા ઘેરમાં આવ્યા પછી તમે એકલા હતા ત્યારે દવામાં ઝેર **તમે ભેળ્યું** એવી તમને ખબર છે. તમારી લાકડી સંભાળો. એક ફટકાથી તમે કીધેલું ખુન કાંઈ ભુસાઈ જવાનું નથી. જો તમે જાતે ઝેર ભેળ્યું નહીં હશે તો પેલા દાદરપરના ચંડાળે ભેળ્યું હશે અને તમુને ચુપ રેહેવા લાંચ આપી હશે. પેહેલી રાતથીજ મને તમારી ઉપર શક હતો તેબી તમને ખબર છે. એ બચારી મરનારે તમારૂં શું ખરાબ કીધું તે તમે જાણોછો, પણ તેણીના

લોહીમાં તમારા પાપી હાથ બોલાયલા છે તે ઉપર બેઠેલો સાહેબ જાણે છે. જાઓ, હવે જઇને મારા બાપની ગીનીસ કરો.”

આ શબ્દો બોલવા બરાબરજ કાર્લેટનની લાકડી ફ્રેડરીકના ખભાં ઉપર પડી. ફ્રેડરીક એક વાઘની પેઠે ઉછળ્યો અને લાકડીના બે ટુકડા કરીને જમીન ઉપર ફેંકી દીધી અને કાર્લેટનનો ગીરેબન ફાડી નાખ્યો. કાર્લેટન આ પછી મોહો- ડામાંથી અપશબ્દો બોલીને ચાલતો થયો. છોકરો દમ લેવા કઠેરાને અઢેલીને ઉભો હતો, એવામાં તેના ખભાં ઉપર કોઇએ હળવેથી હાથ મુકયો. લેડી જેન સામે આવીને ઉભી.

“ફ્રેડરીક ગ્રે, મી૦ કાર્લેટનને તેં જે કહ્યું તેનો દરેક શબ્દ મેં સાંભળ્યો છે. શું તું એ ખરૂં માનેછ? તું અકળાઇને ચુકતો કરતો નથી?”

“લેડી જેન—હું દલગીરછું, કે તમે આ વાત સાંભળી, પણ હું હવે એટલું કેહેવા માંગુંછ, કે જો એ વાત હું ખરેખરી માનતો નહીં હતે તો જરૂર મારાં મોહોડામાંથી નહીં નીકળતે. હું એ ખરી માનુંછ—હું પેહેલે દાહાડેથીજ ધરમ ભરમ પામી ગયો હતો. તમે મને કારણ પુછશો તો મારી પાસે નથી, પણ મારી પુરી ખાત્રી છે કે મી૦ કાર્લેટન એ બીના વીશે કાંઇ વધુ જાણે છે. મને લાગે છે કે પેલા દાદર ઉપર છુપાયલા ધણીએ એને ચુપ રેહેવા સારૂ લાંચ આપી છે.”

"બુચા—તું જાણેછ, કે એ ધણી સાથ મને બનતું નથી. હું એનું મોહો જોવાને રાજી નથી તોબી એ મારો અતલગનો ખેસી થાય?"

"હા લેડી જેન, એ ધણી તમારો બનેવી થાય તે મને ખબર છે, અને તે સારૂંજ હું દલગીરછું, કે તમે અમારી વાત સાંભળી."

"હું એ વાત કોઇને કેહનાર નથી, અને તારા ભલાંને ખાતર તુને સલાહ આપુંછ, કે તારેબી કોઈને એ વાત કેહેવી નહીં. તારૂં પોતાનું મત એવું છે, કે તું ભુલે છે અને તારા ગુસ્સાથી ઉસકેરાઈ જઈ તું કાર્લેટનને ગેરઈનસાફ કરેછ. કોઇ બીજો હોય તો તુને ધારાની ચુગાલમાં પકડીને તુને સજા કરાવે. વાસતે હવેથી કાંઇબી બોલતાં સંભાળજે.'

"ઠેંકયુ, લેડી જેન. તમારી સલાહ માટે હું ઉપકારી છું, અને તે હવેથી હું જરૂર યાદ રાખીશ."

આટલી વાત ચીત થવા પછી ફ્રેડરીક ત્યાંથી સલામ કરીને ચાલી ગયો.

"છોકરો ચબરાક અને ખોલ્લાં દીલનો છે, પણ કમ સમજથી આટો બાકીછ" એટલા શબ્દો બોલી જેન પણ પોતાના બંગલામાં ગઈ.

---

## પ્રકરણ—૪૩.

## પુરાણો દુસમન નવા લેબાસમાં.

ત્યારે આખરે એમ બન્યું ખરૂં, કે મજબુત લાગણી આગળ ડાકટર સ્ટીફન ગ્રેથી ટકાયું નહીં, તેથી તે પોતાનું ઘણા વરસનું પુરાણું ઘર છોડીને મુંબઇમાં આવી રહ્યો. જાને ઘણા આગ્રહથી ફ્રેડરીકને પોતાનેજ ત્યાં રાખ્યો અને બીજો ભાગ્યો લેઈ પોતાની ઘરાકી સાચવવા માંડી. સ્ટીફન ગ્રે ખરેખરો હુશીયાર હતો એટલે તેની ઘરાકી મુંબઇમાં વધવા માંડી, અને થોડી મુદતમાં તો પોતે અને ભાઇ મલીને જે કમાણી કરતા હતા તે કરતાં તો ત્રણ ઘણી કમાઇ કરવા લાગ્યો.

લેડી જેનને લાહોરમાં આવી વસવાને બાર માસ થઇ ગયા હતા, અને તે અરસામાં કાંઇ જાણવા જોગ બન્યું ન હતું. ફ્લોરાએ એક બેટીને જણમ આપ્યો હતો, પણ તે બાળક બે માસનું થઈ મરણ પામ્યું હતું. ડાકટર કાર્લટનની ઘરાકી-બી ઘણી મચી ગઇ હતી, અને હવે પૈસા ટકાની કાંઇ તાણ જણાતી ન હતી. ફ્રેડરીકબી પોતાને માર્ગે ચાલ્યો જતો હતો.

હવે લાંબી મુદતે આપણે કલકતા ભણી લાડ ઓકબર્નના મકાનમાં નજર પોહોંચાડયે. મોટા સુવાના ઓરડામાં છત્ર પલંગ ઊપર લેડી ઓકબર્ન સુતેલાં છે, અને તેમના પાસામાં તેમનું તરતનું જણમેલું બાળક પોઢેલું છે. લેડી ઓકબર્ન ઘણીયાંણી તરીકે સારી નીવડી હતી, અને પોતાના ઘણીની

ખુબ સંભાળ લેતી હતી. લુસી ઉપર આ સાવકી મા નો પ્યાર સારો હતો, અને લુસી પણ પોતાની આ નવી મા ઉપર ઘણું હેત રાખતી હતી.

પણ આ સઘળાં સુખ છતાં અર્લનો પુરાણો દુસમન નજલો પાછો ગાલેબ આવ્યો હતો. તેવણ જુદા ઓરડામાં દુખથી ચીસ પાડતા પડેલા હતા. આ વાર નજલાનું જોર ઘણું હતું.

ગાદીનો વારેસ જણમયાને હજુ તો બે દાહાડા થયા હતા. લુસી પોતાના આ નવા ભાઈને પસવારતી બેઠી હતી.

"માયજી, આપરે બુચાજીનું નામ શું રાખશું?"

"દીકરા, એનું નામ ફ્રાંસીસ રાખવાનું છે."

"કાંય? બાવાજી તો કેહેતા હતા, કે છોકરો આવશે તે તેનું નામ જાન રાખવાનું."

"તે તો જેમ બાવાજીની મરજી."

"આજે તો બાવાજીને પુછાય નહીં, કેમજે ડાકટર કેહેતા હતા કે તેવણ જોખમમાં——

"જોખમ?" આટલો શબ્દ બોલી કાઉનટેસ હરણ ફાડ થઈ જોવા લાગ્યાં. ઓરડામાં દાઈ બેઠી હતી તેણીએ લુસીને ચુપ રેહેવાની છુપી એસારત કીધી. લુસી ચેતી ગઈ કે તેણીએ જરા કાચું કાપ્યું હતું.

"નર્સ, તેં તો મને સહવારના કહ્યું કે અર્લ સારી પેઠે છે ને આએ શું?" કાઉનટેસે ભડકીને પાસે યુરોપયન નર્સ બેઠી હતી તેણીને પુછયું.

"મેમ સાહેબ, કાંઇ જાણવા જોગ ફેરફાર થયો નથી. લાર્ડ સાહેબ જેમના તેમ છે. જરા નજલાનું દરદ વધારે છે તેથી લેડી લુસીને લાગ્યું હશે કે તેવણુ બરાબર નથી. પણુ નજલાનું દરદ તો હોયજ તો."

"લુસી દીકરી, સાચ્ચું કેહે—તુને મારા સમ છે. જરૂર તારા બાપ આજે વધારે હલાક હશે અને તમે લોક તે મારી આગળ છુપાવોછ. સાચ્ચું કેહે, તેવણુ કેમ છે?"

લુસી ધભરાવા લાગી. શું જવાબ દેવો તે સુજ્યું નહીં. પણુ કાઉનટેસની ચતુર આંખોએ જોઇ લીધું કે મામલો વધારે બગડેલો હોવો જોઇયે."

"બેટી, ત્રણુ મહીનાની વાત ઉપર તારા બાપ પાર્કમાં ઘોડા ઉપરથી પડી ગયા ત્યારે આપણુને અડકચરી ખબર મળી ત્યારે તું કેવી ઇંતેજાર હતી તે તુંને યાદ છે? તે વખતે તું એમ નહીં બોલી, કે ગમે તે હોય પણુ સારૂં નરસું જે જણુાઈ જાય તે સારૂં?"

"હા માયજી, તે ખરૂં—ઓ તે વાત ના કરો" એમ બોલી લુસીએ પોતાની આંખો ધાંકી.

"ત્યારે લુસી ડીયર, તેવીજ ઇંતેજારીમાં તું હમણુાં મને રાખેછ. હજુ નરસમાં નરસ ખબર ખમાઇ શકાય, પણુ ઇંતેજારી ખમાય નહીં. ચાલ, હંવે સાચ્ચું કેહ."

હવે જ્યારે કાઉનટેસનો શક ઉભરી આવ્યો હતો ત્યારે તો ખરી વાત કેહેવામાં ફાયદો છે એમ નાહાની લુસીનેબી લાગ્યું.

"માયજી, મને જેટલું ખબર છે એટલું હું તમુને ખરે ખરૂં કેહેવશ. બાવાજીની તબીયત આજે વધારે બગડેલી છે, પણુ કાંઈ ધાસતી જેવું નથી. અગાઉ તમે આયાં તેની અગાઉબી એક વખત એ કરતાં વધારે થયું હતું."

"લુસી, જો એવણુની તબીયત એથીબી ઘણી બગડે અને કાંઈ ધાસતી જેવું હોય તો મને કેહેશે કની? હું તારે ભરૂસે છેઉં. નહીં, તું કબુલાત આપે તાંહ વગર તુને જવા નહીં દેઉં."

"વારૂં માયજી, હું કબુલાત આપુંછ."

પણુ આ વાતચીત સાંભળી નર્સ બેચેન થઇ. લુસીને કાંઈબી કરીને ઊડાવવી જોઇયે. નર્સે લુસીની જુની ગવરનેસ મીસ સ્નો જે હજુ નોકરીમાં હતી તેણીની સાથ મસલહત કીધી.

"મીસ સ્નો, લાર્ડ સાહેબની તબીયત વીશે લેડી લુસીને અજાણુ રાખવી જોઇયે, કેમજે તે ભોળાપણુામાં આવીને બધુ કાઉનટેસને કહી દેછ તેથી ખરાં પરીણુામ થવાની ધાસતી છે."

"ત્યારે શું અર્લ ખરેખર ધાસતીમાં છે?" મીસ સ્નોએ પુછયું.

"બાઈ, હું કાંઈ ડાકટર નથી, પણુ મારો જેટલો અનુભવ છે તે ઉપરથી મને તો લાગેછ કે એવણુને નજલો પેટ ચહડી ગયોછ."

"ઓ, તારે તો થઇ ચુકયું."

"હા—મને તો એમ લાગેછ. વળી એવણુનો પેલો હબસી નોકર કેહેતો હતો, કે એવણુનો આગળો મીજાજ બધો

જતો રહ્યોછ અને ગરીબ બકરાં જેવા થઈ ગયાછ. એ નીશાની ઘણી ખરાબ છે. એ બચારો નોકર આખો દાહાડો પલંગની પાછળ ઉભો રહીને રડેછ. હું ચાકરોને તો સમજાવી લઇશ, પણ તમે લેડી લુસીને બને તેમ રોકી રાખજો."

મીસ સ્નોએ હા પાડી અને નર્સે સર્વે નોકરોને ચેતાવી રાખ્યા કે કોઈએ કાંઇ વાત કરવી નહીં.

દીવસ નીકળી ગયો—રાત પડવા માંડી અને અર્લ વધારે બગડતા ચાલ્યા. તેમની ચીચારી ભયંકાર હતી, પણ ઓરડા ઘણાં આઘે હોવાથી લેડી ઓકબર્નના જાણ્યામાં કાંઇ આવ્યું નહીં. સહવારના અર્લ ઘણાં સાંત જણાયા. તેમની આગળ જે બે ડાકટરો હાજર હતા તેઓએ ત્રીજાને બોલાવ્યો.

તેમને જોઇ અર્લ બોલ્યા "બીરાદરો, વાહાણ ડુબવા લાગ્યું છે—કાંય નકામી માથાંઝીક કરોછો? હવે ગાબરાં મારવાથી કાંઇ વળવાનું નથી."

અર્લનું બોલવું બરાબર હતું અને ડાકટરો તે સારી પેઠે સમજતા હતા. પણ દરદીને કાંઇ તે કેહેવાય?

"નહીં અર્લ સાહેબ, એમ છેક આશા મુકવી નહીં. કોણ જાણે કાળ કેવી છે."

"અરે જાઓ મારા સાહેબ. એ બધું સમજાવવાનું બચ્ચાંઓને સારૂં અને ઓરતોને સારૂં ઠીક છે. મારા જેવા જુના કાગડા આગળ એ બધું ફોકટ છે."

અર્લના ભેજાં ઉપર પરસેવાના ટીપાં નીકળી આવ્યાં. ડાકટરોએ તેમને કાંઇ દવા પાઇ અને ચુપ રેહેવા અરજ કરી.

"પણ શા સારૂં ચુપ રેહું? મેં ચાલીસ વરસ દરીયામાં કાહાડીયાં ત્યારે મારી અને ભર દરીયાની વચ્ચે ફકત એક પાટીયુંજ હતું કેની? તારે હું શું કાંઇ મોહોતથી બીહુંછ કે? તમે લોક એટલા બધા ધભરાઓછ શા સારૂં? હું મારી જીંદગીમાં આકળો હતો, પણ મેં જાણી જોઈને કોઈનું ભુડું કીધું નથી. ખોદા તો જાણેછ કે ખલાસી બાની જીભ જરા આકળી હોય. તે તો મને કાંઇ મુદત થઇ મારી આપી ચુકોછ—પામપી!"

ગરીબ પામ્પી આવીને પલંગ આગળ ફસડાઇ બેઠો અને ઝાર ઝાર રડવા લાગ્યો.

"પામ્પી, બચ્ચા આ સાહેબોને કેહ, કે જો કે મેં તુને ઘણી વાર દબકાવીઓ હશે પણ હું તારો કેવો માસતર હતો—કેહ."

પામ્પી! તેનાથી બોલાતું ન હતું. તેણે અર્લનો હાથ પકડી પોતાની છાતી સાથે ચાંપ્યો. તેનાથી એટલુંજ બોલાયું કે "સાબ, બુઢાં પામ્પીને તમારી સાથે લઇ જાઓ."

"ડાકટર સાહેબો—આજનો દાહાડો હું કાહાડશ કે—સાચ્ચું કેહેજો—મને કસી ચીંતા નથી."

"નહીં સાહેબ, કદાચ બે ત્રણ દાહાડાબી નીકળે" વડા ડાકટરે જવાબ દીધો.

"ત્યારે મેહેરબાની કરીને મારી બેટી જેનને તાર કરો અને મારી ધણીયાંણીને બોલાવો."

આ વાર લેડી ઓકબર્નનો ખાસ ડાકટર હાજર હતો તે બોલી ઉઠયો " નહીં સાહેબ, તેવણુની પોતાની હાલત ઘણી બારીક છે, અને તેવણુને બે ચાર દાહાડા સુધી ચમકાવવાં ન જોઇયે નહીં તો તાવની ધાસ્તી છે. લેડી લુસીનેબી અલગજ રાખવી જોઇશે, નહીં તો તે જઇને જે તે કહી આપશે."

"ઠીક છે, જેમ તમારી મરજી."

ડાકટરો બાહાર પડયા પછી જોયછ તો લુસી ધભરાટની મારી બારણાની બાહાર ઉભેલી હતી. ત્રીજા ડાકટરને બો-લાવ્યાથી આખાં ઘરમાં ધભરાટ ફેલાયો હતો. લેડી ઓકબર્ન-ના ડાકટર આગળ જઇ તે કાલાવાળા કરી સમાચાર પુછવા લાગી, પણ ડાકટર જેમસ ઠાવકો હતો. તેણે સાદો જવાબ આપ્યો કે અર્લનું દરદ નરમ છે, અને લુસીને ગમે તો અંદર જઇ પોતાના બાપને મળવું.

લુસી ઓરડામાં દોડી. અર્લે તેણીના બાલ પસવારી અખાડા કરીને બાહાર રવાના કરી. લુસી તો સમજી કે બાવાજી સારી પેઠે છે, અને એ સારા સમાચાર માયજીને કેહેવા દોડી, પણ બારણાની બાહાર નર્સ ઊભી હતી તેણીએ લુસીને અટકાવી.

"નહીં, લેડી લુસી, તમારેથી હમણાં અંદર જવાશે નહીં."

"પણ કાંય નહીં, બાવાજી તો ઘણા સારી પેઠે છે તે હું માયજીને કેહેવા જાઉંછ."

કાઉનટેસ ખુશી થયાં અને ડાકટર જેમસેબી મોઘમમાં જવાબ દીધા તેથી સમજ્યાં કે અર્લ બચ્યા.

હવે લાહોરમાં લેડી જેન ચેસ્ની પોતાના બંગલામાં બેસીને નાસતો કરે છે એવામાં તાર હારીસનો સીપાઈ આવ્યો. જેનની છાતી કાંઈ ન જણાયલાં કારણથી ધડકવા લાગી. તેણીને તુરત લાગું કે કાંઇબી કલારીસના સંબંધમાં હશે. મુન્નાએ જોયું કે તાર ઊંઘાડયા વગર જેનના હોઠ ફીક્કા ફ્ચ પડી ગયા હતા.

"મુન્ના હવે શું કરૂં? આએ તાર ઊંઘાડવાની મારી હીમત ચાલતી નથી. કોણ જાણે શું સમાચાર હશે."

"સારાજ સમાચાર હશે. તમારાં કુટુંબમાં ગાદી વારેસ આવવાનો હતો તેના સમાચાર હશે."

હા, એમજ હશે. જેનને હવે હીમત આવી. કલારીસ તો હવે જાથુકની ગુમ થઈ ગઇ હતી. બીજા સમાચાર શાના હોય. આખરે જેને તાર ખુલ્યો.

"કલકતા સહવારના ૮ વાગતે

**ડાકટર જેમસ તરફથી .........લેડી જેન ચેસનીને–** તમારા બાવા ઘણા ધાસતીમાંછે. જો તેવણની છેલ્લી મુલાકાતની તમારી ખુશી હોય તો તુરત નીકળી પડજો. તેવણે કેહેવાડયું કે સાથે લેડી ફ્લોરાનેબી લેતા આવજો."

જેનના હાથમાંથી તાર પડી ગયો તેથી તે ગદગદ રડી પડી. તેણીએ તુરત પોતાની ગોઠવણ રચી તેજ ઘડી એક પેનસીલથી ચીઠી ફ્લોરાને લખીને તયાર થવા ફરમાવ્યું, અને મુન્નાને પોતાના કપડાં બાંધવાનો હુકમ કીધો. પા કલાકમાં ગાડી આવી અને જેન તથા મુન્ના કાર્લટનના ઘર આગળ ગયાં. કાર્લટન બાહાર નીકળી આવ્યો.

"સાહેબ મેહેરબાન લેડી જેન—લેડી ફ્લોરા શેહેરમાં નથી. તેવણુ તો કરનલ મારડનને ત્યાં થોડા દાહાડા ઊટી ગયાંછ."

હવે શું કરવું. "પોતાના બાપ સાથ સલાહ કરવાની આ તક જતી રેહેશે—સાહેબ મેહેરબાન—ગાડીવાન હાંક—હુ સ્ટેશન ઉપરથી લેડી ફ્લોરાને તાર કરીશ."

કલકતા ભણી જતી ટ્રેન જેન અને મુન્નાને લઇને ધમધમ કરતી નીકળી ચાલી.

સાંજના ત્રણ વાગતે તેઓ બંગલામાં પોંહોંચ્યા. અર્લની હાલત બારીક હતી ને તેવણુ દબાતા જતા હતા. જેનને તુરત સુવાના ઓરડામાં દાખલ થવા દીધી. બારણાની બાહાર લુસી ભમયા કરતી હતી તે જેનને વળગી પડી.

"ઓ જેન, તું કાંહાંથી આવી ?"

"લુસી, હુ બાવાજીને મળવા આવીછ—કાંઇજ આશા નથી કે ?"

"આશા! ઓ જેન, બાવાનો સારો કાણી છે, હવે એવણુને દુખાવો થતો નથી."

જેન વમાસણુવા પડી. લુસી એમ કેમ બોલેછ ? ચાકરોએ તો ખબર આપી કે સાબની આશા નથી! એવામાં ડાકટર જેમસ બાહાર નીકળી આવ્યો. "સાહેબ મેહેરબાન લેડી જેન. લેડી લુસી, મેં તમુને મના કીધી હતી, કે આજે આખો દાહાડો આએ ચાલમાં આવવુ નહીં ને એમ કેમ. અર્લને આશાયસની જરૂર છે. મેહેરબાની કરી તમારા ઓરડામાં જાઓ."

"ડાકટર, હું તો મારી બેહેનને જોવા આવી હતી. બેહેન જેન, આપરો નવો ભાઈ આવ્યોછ તે તું જાણેછ કે?"

"હા—લુસી તું હમણા તારા ઓરડામાં જા—જરા વારમાં હું આવીછ."

લુસીના જવા પછી ડાકટર જેમસ બોલ્યા "લેડી જેન, હું ઘણો દલગીર છેઉં કે અર્લ જે ઘડી જાયછ તેમાં પ્રાણ મેલી દેશે. અમે એ વાત તમારી નાહાની બેહેનથી છુપાવીએછ, કેમકે તે જઇને બધું કાઉનટેસને કેહેછ."

"પણ એ વાત કાઉનટેસથી છુપાવી રાખવી વાજબી છે?"

"અલબત—જો તેવણ જાણે તો શું ભયંકાર પરીણામ નીપજે તે હું કહી શકતો નથી."

આ પછી જેન પોતાના બાપના ઓરડામાં દાખલ થઇ. અર્લ આંખ બંધ કરીને સુતેલા હતા. તેમના ચેહેરા ઉપર મોહોતની નીશાન બરપા થઇ રહી હતી. જેનના પગલાંનો અવાજ સાંભળી તેવણે આંખો ઉઘાડી અને ખુશી થઇ પોતાનો હાથ લાંબો કીધો. જેન ગુઠણ ઉપર પડી.

"ઓ બાવાજી, બાવાજી."

જેન ડુસકે ડુસકે રડી. અર્લે તેણીના માથાં ઉપર હાથ મુકયો.

"દીકરી, એમ ના કર. સઉ કોઇને આખરે જવું છે."

"ઓ બાવાજી—બાવાજી."

"અરે છોકરી—હુ બીજી સારી દુનીયામાં જાઉંછ. જાંહ કોઇ જાતની પંચાત નથી."

"ઓ બાવાજી, તારે આખરે આપરે એમ છુટાં પડીએ! ઓ બાવાજી, મારી નાદાની મને માફ કરજો. મેં તો ઘણોબી જીવ મારવાનો કીધો પણ તમારી ગોદમાં બીજું કોઇ દબાય તે મારેથી ખમાયું નહીં."

"નહીં—નહીં—તારો કસો કસુર નથી. ફ્લોરાથી હું નાખુશ થયો હતો—તારેથી નહીં. મારેથીબી થતાં થઇ ગયું! પણ આપરે તાંહ વારેસની જરૂર હતી અને આખરે વારેસ આવ્યો—સામું તુને દુઃખ થયું તેથી તારી પાસે હું માફ માગુંછ. મારે પેહેલાંથી તારી સલાહ પુછવી હતી અને જરા ધીરજથી કામ લેવું હતું. જરા તે વખતે મારી હીમત હું હારી ગયો. એ ધણીયાણી ઘણી વફાદાર નીવડી છે અને તારે સારૂં તેનું મત ઘણું ઊંચું છે."

જેન કાંઇ બોલી નહીં.

"ફ્લોરા કાંહાં છે? નહીં આવી ?"

"તે લાહોરમાં નહીં હતી. ઉટી ગયલી છે. મેં તાર કીધોછ ને વખતે આવી લાગશે."

"પેસો એનો ભરથાર કેવો નીવડયો ?"

"ઠીક છે-હું કાંઇ એ લોકને ઘર જતી નથી."

"ઓ—પણ સબર-મારી કલારીસ કાંહાં છે-મારી કલારીસને લાવ-તેને જોવા વગર મારો જીવ જવાનો નથી-ઓ મારી કલારીસ—કલારીસ—કલારીસ."

"બાવાજી, કલારીસનો પત્તો મળતો નથી-મને લાગેછ કે એને કાંઈ ઇજા થઇ છે"

"અફ્સોસ ! હવે હું કાંઇ કરી શકતો નથી. પણ જેન તુંને મારા સમ છે, તારે એની ખંત છોડવી નહીં. જ્યારે એ મળે ત્યારે મારી દોઆ એને પોંહોંચાડજે અને તારેથી બને તેવી એની ખાતરદારી રાખજે."

આટલું બોલી અર્લ બેભાનીમાં પડી રહ્યા તેથી ડાકટરોએ મત આપ્યું કે વખતે આ બેભાનીમાંજ પ્રાણ ઊડી જશે. જેન સારો વખત આગળ બેસી રેહી. . ફ્લોરા આવી નહીં ! શું થયું હશે? રાતના આઠ વાગતે અર્લે આંખ ઊઘાડી.

"જેન."

જેન દોડી ગઇ.

"આહ જેન ! મેં બેહેસ્તનો સ્વપનો જોયો." કેવુ ખુશનુંમાં મકાન–બીલોરી નદીઓ ! સોનેરી બાગ !

જેનના આંસુ તડતડ ટપકવા લાગ્યાં.

"ઓ કલારીસને લાવ—મારી કલારીસ તું કાંહાં છે! ઓ મને તું તાંહ મળશે કે? મારી બરદાસ્ત લેશે કે! જેન, ફ્લોરાબી નહીં આવી, પણ હુ એને માફ કરૂંછ. એનો વર મને ગમતો નથી, પણ જો કોઇ દાહાડેબી ફ્લોરા સંકટમાં આવી પડે તો એને બચાવજે."

આટલું બોલતાં અર્લને થાક ચહડી અને તેવણ વળી પાછા આંખો બંધ કરીને ઉંઘમાં પડયા. બે કલાકે તેવણે આંખો ઉંઘાડી.

"ઇલીઝા, કેટલા વાગ્યા?"

"બાવાજી, દસ ઉપર પાંચ મીનીટ થઇ છે."

"ઓ જેન ! તું છે કે ! મારી ધણીયાંણી ઘલીઆ કેમ મારી આગળ આવતી નથી ! ઓ જેન, જેન, મારી બેટી. હું હવે કેવો પસતાઉંછ, કે મેં તુને દુઃખી કીધી."

આ વાર અર્લનો સાદ એટલો બેસી ગયો હતો, કે તેને સાંભળવાને જેનને છેક વાંકું વળવું પડતું હતું.

"જેન, હવે મારો એક કલાક છે. મારી ધણીયાંણીને મારી હેત ભરી સલામ કેહેજે. હું તેને મળવાને કેવો ઉમેદવાર હતો તેખી કેહેજે. પણ ડાકટરો તેને આવવા દેતા નથી એટલે શું કરૂં ? અને જેન મારા નાહાના બુચા ઉપર પ્યાર રાખજે."

"વારૂં બાવાજી !"

"ને હું ગીયા પછી અવાર નવાર અહીં આવીને લુસીની ખબર રાખજે."

"ઓ બાવાજી ! એ તમે શું બોલ્યા ? શું લુસી મારેથી જુદી રેહે એવી તમે ગોઠવણ કીધીછ કે ! "

"અલબત—બીજું કેમ બને ?"

"મેં એને બચપણથી માની પેઠે પાલી છે અને હવે એમ ?"

અર્લ કચવાયલા દીસ્યા.

"જેન—હું—મેં—મારૂં વીલ કીધું તારે મારૂં ધ્યાન—

પણ તે પછીના અર્લના શબ્દો સંભળાયા નહીં.

"ઓ દીકરી—મારી આગલ આવ—અંધારૂં થાયછ—ઓ આએ કેવો ખુબસુરત——

આ ઠેકાણે અર્લની આંખ વીચાઇ ગઈ અને તેનો જીવ પતગીયાંની પેઠે પોતાના કીરતારની દરગાહમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ—૪૪.

## સાવકી મા અને સાવકી બેટી.

લાર્ડ ઓકબર્નની જેવી આંખ્યો વીંચાઇ કે એક નોકરે એ માઠા બનાવની સર્વે ઘરને ખબર કરી. હજી તો તેના મોહમાંથી શબ્દો નીકળી રહ્યા ન હશે એવામાં એક ગાડી જોસ ભેર દાખલ થઈ અને બારણું ઉઘાડીને-ફ્લોરા માહેથી કુદી પડી. પછવાડેથી જણાયા પ્રમાણે જ્યારે જેનનો તાર ઉટી પુગ્યો ત્યારે કર્નલ મારડનનું કુટુંબ ફ્લોરાને લઇને મોજ મારવા કુનુર ઉતરી પડયું હતું. સાંહાંજના જ્યારે તેઓ પાછાં ફર્યાં ત્યારે તાર ફ્લોરાના હાથમાં આવ્યો. આ વાર પાંચ વાગ્યા હતા તોએ ફ્લોરા તાબડતોબ નીકળી પડી.

જેવી તે બંગલામાં આવી પોંહોંચી કે ચચાર ફાંડીએ ભુસકા મારતી પોતાના બાવાજીના ઓરડા ભણી દોડી. કાઉન્ટેસના સુવાના ઓરડા આગળ આવી પોંહોંચતાં સામેથી નોકર મળ્યો.

"કેમ, અલે સાહેબ કેમ છે?"

નોકર ધભરાઇને મોહ જોવા લાગ્યો. તે નવોજ હતો એટલે ફ્લોરા નામની પણ બીજી બેટી છે એવી તેને ખ ખર નહીં. ફ્લોરાએ ગુસ્સાથી પગ ઠોકી પુછ્યું,

"હેમક, ડાચું શું જોયા કરેછ? બડા સાબ કેમ છે. હું તેવણુની બેટી થાઉં."

"બાઈ સાહેબ, લાર્ડ સાહેબ તો અબ ઘડી ગુજરી ગયા."

"ગુજરી ગયા ?" ફ્લોરાએ ચીસ પાડી "ઓ જેન— જેન—બાવા ગુજરી ગયા ?" આ સવાલ ફ્લોરાએ મોટે સાદે ધભરાઇને જેનને કીધો હતો.

પણ તેજ ઘડી કાઉન્ટેસના ઓરડામાંથી નર્સ ઉજળી પુણી જેવી નીકળી આવી અને નાક ઉપર આંગળી મુકી આસતે બોલવાને અરજ કરવા લાગી. જેને ફ્લોરાનો હાથ પકડ્યો અને તેણીને મોહોતના બીછાણા આગળ લઇ ગઈ. ફ્લોરા ફસડાઈ પડી અને માથે માથાં કુટવા લાગી.

"ઓ બાવાજી, મને જરા અગાઉથી કાંય નહીં કેહેવાડયું ? ઓ તમે બધાં મરો એમના એમ. મારા બાવાજીને મળવા વગર તેવણને જવા દીધા."

જેને બેહેનને ઘણીબી પટાવી પણ ફ્લોરાને તો હીસટીરીયાની પેઠે આંચકી થઇ આવી હતી.

આ સઘળો મામલો ચાલેછે એવામાં એક દેખાવે બન્ને બેહેનોને ચમકાવી. એક જણ લાંબો જભ્ભો પેહેરેલું અને સફેદ વાખ જેવું આવીને બીછાણા આગળ ઉભું. ફ્લોરાએ તો આ ધણીને જોઇજ ન હતી, પણ જેને જોયું કે કાઉન્ટેસ પોતાના બીમાર બીછાણા ઉપરથી આવીને ઉભાં હતાં. પછવાડે નર્સ હાથપર હાથ ઠોકતી હતી. ફ્લોરાની ચીસ કાઉન્ટેસે પોતાના ઓરડામાં સાંભળી હતી અને તેથી તે તુરત ઉઠીને ઉભી થઈ હતી.

તેણીના મોહ ઉપર નાશીપાસી અને અફસોસનો મજબુત છાપ પડેલો હતો.

"લેડી જેન, શું આ વાજબી કામ થયું છે ?"

"જી, અહીં મારૂં શું ચાલેછ ? હું તો એક પરોણા જેવીછું, અને કાંઇબી વાંકુ થાય તેની હું જોખમદાર નથી."

"તમે કયારના અહીં આવ્યાંછ ?"

"બપોરની."

"અને તે છતાં તમે મને મારા ધણીથી મરતી વખતેબી દુર રાખી ? શું તમારૂં વેર એટલું બધું કડવું છે ?"

"બાઇ, જે કોઇએ આ હુકમ કાહાડયો હશે તેની ભુલથયલી હું સમજુંછું. જ્યારે એ વાત તમારેથી છુપી રાખવાની તાકીદ મને બપોરના કરવામાં આવી ત્યારે મેં પેહેલાંથીજ તેનું અઘટીતપણું સર્વેને જણાવ્યું. મેં ડાકટર જેમ્સનેબી કહ્યું કે એમ થવું નહીં જોઇયે, પણ તે લોક સમજ્યા નહીં અને મને તમારી આગળ આવવા નહીં દીધી."

"ઓ લેડી જેન—ત્યારે તો હું તમારી પાસ માફ્ર માગુંછ. આજથી આપણે હવે કાંઇબી મત ફેર હોય તે કાહાડી નાખ્યે. જુઓ આ તમારા બેહેસ્તનશીન બાપ અને મારા ધણી હજી અહીં પડેલા છે. જે દુન્યામાં ગેરસમજુતી નથી તેવી દુન્યામાં એમનું રૂહ જઇ પોંહોંચ્યું છે. અગર મારેથી તમુને કાંઈબી નુકશાન થયું હોય, કાંઇબી જુદાઇ ખમવી પડી હોય તે માટે હું તમારી પાસે દરગુજર ચાહુંછું. અગર હવે પછી તમે અલગ રેહો તો આ ભયંકાર ઘડીમાં તો મારી દયા ખાઓ !"

જેન ચેસનીએ કાઉન્ટેસનો હાથ ધર્યો "તમે છેલ્લી ઘડીએ આગળ નહીં હતાં તેમાં મારો વાંક નથી. જો મારૂં ચાલતે

તો જરૂર તમુને બોલાવી લાવતે. બાવાજીના છેલ્લા શબ્દોમાં તેવણે તમુને દોઆ કેહેવાડીછે. તમુને જોવાને તેવણ ઘણા ઉમેદવાર હતા પણ ડાકટરોએ સખત મના કીધી હતી."

કાઉન્ટેસે જેનનો હાથ પકડી રાખીને પોતાના ધણીના તકીયા ઉપર માથું નાખી ખુબ નીસાસા નાખ્યા. હવે ફ્લોરાની ચીસ સાંભળીને લુસીબી ઓરડામાં દોડી આવી હતી. તેણીના ગમ જોઇ કાઉન્ટેસ રડતાં રડતાં બોલ્યાં "લુસી—લુસી—મેં તારા ઉપર ભરૂસો રાખ્યો ને તેંબી મને ઠગી?"

પણ આ વાર નર્સ વચ્ચે પડી "નહીં લેડી, એમાં લેડી લુસીનો વાંક નથી. હમે એ વાત તેવણથીબી છુપી રાખી હતી. રખે એવણ આવીને તમુને ખબર કરે એવી બીકથી અમોએ લેડી લુસીને દુરજ રાખ્યાં."

લુસી રડી પડી "ઓ જેન! મેં શું તારો ગુનાહ કીધો, કે તું આ પ્રમાણે મારેથીબી જુદાઇ રાખેછ? બાવાજીની છેલ્લી ઘડીએ મનેબી નહીં બોલાવી? એક વાર તેવણને કાટી કરતે તો તેમાં તારૂં શું નુકશાન થવાનું હતું?"

"લુસી, આએ મકાનમાં મારી કસી સતા ચાલતી નથી. હુકમ થયો તેમ ચાલવાને હું બંધાયલી હતી. હું તો ફકત બે કલાકની પહરાણી છેઉં. ઓ ફ્લોરા, તું કાંય બારીના ઓઠામાં ભરાઈ બેઠીછ. બાવાજીએ મરતી વખતે તુને ને તારા ધણીને ખુલ્લાં દીલથી માફ કીધુંછ."

જેનના દીલનો ગમ ભારી હતો, અને કાઉન્ટેસના સામે તેણીનો ચચરાટ પણ તાજો હતો, તોયે આવા વખતમાં દીલના બળતાં કહડાય તેવું ન હતું. આખર ઠરે પણ આ

નવી ધણીયાંણીએ મરનારનું ઘર સુખી કીધું હતું. પછી જ્યારે કાઉન્ટેસે કરગરીને માફ માંગી અને પોતાનું દીલ તુટી ગયલું જણાવ્યું ત્યારે જેનના અંગનો ખોફ ઘણે દરજ્જે નરમ પડયો.

"કાઉન્ટેસ, અગર હું જોઇયે તે કરતાં વધારે બોંસીલી થઇ હોઉં, અગર મારી ચાલથી મેં મરનારના દીલને દુઃખી કીધું હોય તો ખોદા મને માફ કરો. લેડી ઓકબર્ન આજથી હું તમારી દુશ્મન નથી. તમારી દોસ્ત થવાને મારેથી બનતી તજવીજ કરીશ."

ખરી વાત એ હતી, કે જેનના ઘર છોડી જવાથી કાઉન્ટેસને પોતાને ખરેખરૂં દુઃખ લાગ્યું હતું.

---

## પ્રકરણ—૪૫.

## બીજો દાહાડો.

અર્લના મરણની બીજે દીવસે મુન્ના રસતામાંથી દુધ લઇને જતી હતી એવામાં અચચુચ સામેથી ડાકટર સ્ટીફન ગ્રે મળ્યા. ડાકટર સ્ટીફન હસતું મોંહ કરીને તુરત ઉભા રહી ગયા.

"ઓહો, મુન્ના, એ તું પોતે છે કે તારો ભુત? તું અહીં કયાંથી આવી?"

મુન્ના ખુશીથી મળી. જો આખા લાહોરમાં સ્ટીફનના નીર્દોશપણા માટે કોઈનીબી પુરેપુરી ખાત્રી હોય તો તે મુન્નાની હતી.

" સાહેબ, અર્લ સાહેબ મરવા કાંઠે હતા તેથી કાલે તાર કરીને લેડી જેનને બોલાવી મંગાવ્યાં. હમે બપોરના આવી પોંહોંચ્યાં અને રાતના લાર્ડ સાહેબ ગુજરયા."

" હા, તે વાત તો મેં સાંભળી. ને નવા અર્લ ચાર દાહાડાના મોટા માટીડા છે, નહીં વારૂં ? "

"હા, સાહેબ, મોહોત ને જીવણ સાથેજ લાગેલાં છે. નવા વારેસ કાંઈ ઘણા જોરાવર જણાતા નથી. લેડી ફ્લોરાબી આવેલાંછે, પણ લાર્ડ સાહેબે પ્રાણ મુકી દીધા પછીથી તેવણ આવી લાગ્યાં."

" એમ કેમ ? "

" લેડી ફ્લોરા શેહેરની બાહાર ગયલાં હતાં તેથી અમને લાહોર છોડી આવતાં મળ્યાં નહીં. અમારી ગાડી લેડી ફ્લોરાને લેવા ગઇ ત્યારે ડાકટર કાર્લટન બાહાર નીકળી આવ્યા."

" અંહં ! હમણા એ કાર્લટન સાહેબનું ગાડું કેમ ગબડેછ ?"

" ઘણું સારૂં—પણ તમારા વડા ભાઇને ત્યાંબી ઘરાકી ઘણી છે. તેવણે હમણા પોતાના આસીસટંટ દાખલ એક નવા ડાકટર નામે લીસેટને રાખ્યોછ."

" ચાલો, શોકરાના ! પણ મારો ફ્રેડરીક અને ડાકટર કાર્લટન હજુ વેહેંચી લેછ કે ? "

" તે તો કોણ જાણે સાહેબ, પણ એ બે જનનો મેલાપ થતો હોય એમ હું ધારતી નથી."

" હવે જે દાહાડા જાયછ તેમાં ફ્રેડરીકને અહીં બોલાવી મંગાવવાનો છે. એ ડાકટરનું કામ શીખેછ એટલે હવે એના ઉપર ખુબ ચાંપતી રાખવી પડશે."

"બરાબર છેજી. ને તમારૂં કામ કેમ ચાલેછ સાહેબ? તમે તો મુંબઈમાં હતા ની?"

"હા, પણ ત્યાંથી સરકારે મારી અહીં બદલી કીધીછ. હું હમણા સરજીયન જનરલના ઓધા ઉપર છું, ને લાહોરના કરતાં મારી અત્રે આવક લગભગ ચાર ઘણી છે. વાસ્તે મુન્ના, અગર તારા દોસ્ત કાર્લેટને મને હાંકી કાહાડીને નુકશાન કરવાની મતલબ રાખી હશે તો તે મતલબ પાર પડી નથી."

ડાકટર સ્ટીફન ઉપલા શબ્દો હસવામાં ટકોરથી બોલ્યા પણ મુન્ના છછણી પડી.

"જી, એમ શું બોલોછ? ડાકટર કાર્લેટન મારો દોસ્તદાર સાનો? મને તો એનું મોહોનુંબી જોવા ગમતું નથી. ડાકટર તમે લાહોર ક્યારે આવશો?"

"શું ધુળ મુકવા! લાહોરે શું મને સરોપાવ આપ્યોછ કે હું તાંહ આઉં? જ્યારે પેલો ભેદ ખુલ્લો થશે અને લોકની ખાત્રી થશે, કે એમાં મારો વાંક ન હતો ત્યારે હું આવીશ."

"ખોદા જેવો દાતાર છે. વળી તે દાહાડોબી આવશે. પણ ડાકટર સાહેબ, તમારૂં રેહેવાનું ઠેકાણું પુછતાં હું ભુલી ગઈ."

"ઓહો! સરકારી મોટા ડાકટર એનું ઠેકાણું કોઈ બચ્ચુંબી બતાવશે. સેવીલ રો ડેલહાઉસી સ્કવેર—લે આએ મારો કાર્ડ છે. જરૂર આવજે, મડમ તુને જોઇને ખુશી થશે."

મુન્ના ઘર ગઇ. કાંઇ અજબ સંજોગથી ડાકટર સ્ટીફને આપેલો કાર્ડ ઘણોજ કામ લાગી ગયો. લેડી ઓકબર્ને ખફા થઇને ડાકટર જેમ્સને રજા આપી દીધી હતી. પોતાના

મરનાર બ્રથાર સાથ મુલાકાત ન થવા દીધી તેથી કાઉન્ટેસ ઘણા નીરાશ થઈ ગયાં હતાં. ડાકટર જેમ્સે બચાવ કીધો કે, તેણે જે કાંઈ કર્યું હતું તે લેડી ઓકબર્નના ફાયદા માટે હતું. પણ લેડી જેને ડાકટર જેમ્સનો ઉપકાર માન્યો અને તેને રૂખસદ આપી. બન્યું એમ કે બીજેજ દીને લેડી ઓકબર્નને થાક ચહડી અને ઘણા નાકૌવત દીસવા લાગ્યાં. તેવણને બીજા કોઇ ડાકટર ઉપર વીશ્વાસ ન હતો અને સર્વે જન અકળાવા લાગ્યાં કે હવે કેમ કરવું. એવામાં મુન્ના આવી લાગી.

"ઓ લેડી જેન—મેહેરબાની કરી કાઉન્ટેસને સમજાવો, કે ડાકટર સ્ટીફન ગ્રેને બોલાવે. તેવણ ઘણા હુશીયાર અને ભલા છે અને કાઉન્ટેસને ઘણા ગમશે."

જેને ડાકટર સ્ટીફનનો કાર્ડ કાઉન્ટેસના હાથમાં મુકયો અને થોડીક રકઝીક થવા પછી કાઉન્ટેસે હા પાડી. ડાકટર સ્ટીફનને બોલાવ્યા અને આ પ્રમાણે ગ્રે તથા ઓકબર્ન કુટુંબ વચ્ચે દોસ્તીનું પેહેલું પગલું ભરાયું, જેમાંથી આગળ ચાલતાં મોટાં પરીણામ નીપજ્યાં તે હવે પછી જણાશે.

ફ્લોરા પોતાની રાબેતાની ટેવ મુજબ કાઉન્ટેસ ઉપર ખુબ શીદા થઇ ગઇ હતી, અને તે લોક જાણે કેટલાંક વરસના જીવે જાનના દોસ્તો હોય તેમ એક બીજાં સાથ વર્તતાં હતાં. જેન સાથબી કાઉન્ટેસની મીત્રાચારી રોજ બરોજ વધારે મજબુત રૂપ પકડતી જતી હતી.

મરનાર અર્લનું વીલ જાણવાને ફ્લોરા ઘણી આતુર હતી, પણ કાઉન્ટેસ એક વાર અસેમસે બોલ્યાં કે વીલમાં શું ફરમાવેલું હતું તેની તેવણને પોતાને કસી ખબર ન હતી.

## પ્રકરણ—૪૬.

### એક અચબુચ મુલાકાત.

લેડી ઓકબર્ન પોતાના ઓરડામાં ઓઢીને બેઠેલાં હતાં, અને પાસે ફ્લોરા ખોળામાં નવા બુચાને લઈને રમાડતી હતી.

"ઓહ ! કાઉન્ટેસ ! મારી બુચી દોહોડ દહાડો જીવીને મરણ પામી, નહીં તો કેવી મજાની પુતળાં જેવી હતી. મને તો પેહેલાંથીજ મારા વરે કહ્યું હતું કે એ બચવાની નથી—ઓ ! જેન ! શું છે ? તું કાંહાંથી આવી ? તારો ચેહેરો કેટલો ઉજળો ?"

"અફ્સોસ ! હું કલારીસ બેહેનની ખબર કાહાડવા મીસીસ વેસ્ટને ત્યાં ગઇ હતી. તેવણ તો બાહાર ગયલાં છે પણ તેવણના ધણી મળ્યા. કલારીસ તો સેવટની ગુમ થઇ એમાં ફેર નહીં."

અત્રે કાઉન્ટેસ બોલ્યાં "આ કલારીસનું નામ અવારનવાર મે અછડતું સાંભળ્યું હતું, પણ મેં જ્યારે તે વીશે અર્લને પુછ્યું ત્યારે તેવણ અખાડા કરી ગયા. એવણના મગજ ઉપર કાંઇ ચીંતા હતી ખરી, પણ મેં વધારે ચાંપીને પુછવાની દરકાર કીધી નહીં."

"બરાબર છે." ફ્લોરા બોલી "લેઓની, એમતો મે બી એ વાત મારા વર આગળ કીધી નથી. તેવણ હજુબી જાણતા નથી, કે આપરી ચોથી બેહેન છે."

"પણ ડાકટર કાર્લટનને કેહવામાં અડચણ શું હતી?" કાઉન્ટેસે પુછ્યું.

"કોણ જાણે! પણ મને ગમ્યુંજ નહીં. ઉતાવળ શું છે? કલારીસ આવશે ત્યારે કહીશું."

"પણ કલારીસ જતી કેમ રહી?" વળી કાઉન્ટેસે પુછ્યું.

ફ્લોરા બોલી "એ ઘણી હઠીલી છોકરી હતી, અને અમારી ઉપરવાઈ થઇને ઘરમાંથી જતી રહી. પણ જેન— સાંભળોછ કે—મને ઘણી વાર લાગું કે પેલી કાગળની કાપલી જે તેં મારી પાસેથી લીધી તે કલારીસનાજ અક્ષર છે, અને તે ચીઠી બાવાજીના હાથમાં આવી ગયલી, અને તેવણે તુને આપ્યા વગર વાંચીને ફાડી નાખેલી."

"નહીં ફ્લોરા, તેમ નથી. મેં બાવાજીને એ વીશે પુછી જોયલું અને તેવણે મને કહ્યું કે આ ચીઠી અગાઉ તેમના જોવામાં આવીજ નથી. નહીં, નહીં, કલારીસ તો ગેઇ જનમની ગુમ થઈ."

"છટ, છટ, ગુમ સાની થતીતી. એ તો વળી એજ ગેબી નીકળી આવશે." ફ્લોરા બોલી.

આ ઠેકાણે જેને સઘળી વાત માંડીને કાઉન્ટેસને કહી તથા પોતાનો સ્વપનો કહી સંભળાવ્યો.

"ગમે તેમ હો, પણ આ સ્વપના પછી કલારીસના સમાચારજ નથી, અને જ્યાં સુધી કલારીસને હું નજરે જોઇશ નહીં ત્યાં સુધી હું આ સ્વપનો ભુલનાર નથી."

" લે ચાલ જેન, તું તો બચ્ચાં જેવી થઇ ગઇછ. સ્વપનાના જમાના હવે ગયા. ગાડી બાહાર ખોડી થાયછ અને હું એક ઠેકાણે જરૂરી કામસર મળવા જનારીછું."

આ પ્રમાણે ઠઠ્ઠોરી કરીને ફ્લોરા બાહાર ગઇ. પછી જેને ખોલાસો કીધો.

" લેડી ઓકબર્ન તમે સાંભળીને કદાચ મારી મશ્કરી કરશો કે છેલ્લાં ત્રણ ચાર વરસમાં મને બે ચાર સ્વપના આવ્યા તે પછવાડેથી ખરા પડયા છે. હું જાતે વેહેમી નથી, પણ આ સ્વપના ખરા પડયાથી મારો એતબાર તે ઉપર બેસી ગયોછે."

" પણ કલારીસના સંબંધમાં શું સ્વપનો આવ્યો ?" કાઉન્ટેસે પુછયું.

" હું દલગીર છેઉં કે તે હું કહી શકતી નથી. પણ તેમાં ફ્લોરાને એટલો સંબંધ છે, કે જો તે હું એને કહી સંભાળાઉ તો તે વધારે ઠઠા મશ્કરી કરવાનું છોડી દે. ટુંકમાં આ સ્વપનામાં ફ્લોરાના ભ્રથાર ડાકટર કાર્લેટન ઘણો અગત્યનો ભાગ બજાવેછે. હું આખો સ્વપનો તો તમને કહી શકતી નથી, પણ એટલું કહુંછ કે મેં કલારીસને મોહોતના બીછાણા ઉપર જોઇ અને તેનું મરણ નીપજાવનાર ડાકટર કાર્લેટન છે એમ તેણીએ આંગળી ધરીને તેના તરફ બતાવ્યું હતું. આ વાર તે ફ્લોરાનો ભ્રથાર ન હતો, પણ વારેવાર અમારે ત્યાં આવનો જતો હતો. કોણ જાણે શા કારણથી એ મને સ્વપનામાં આવ્યો તે હું કહી શકતી નથી, પણ તે દાહાડા પછીથી એને જોઇને મારા દીલમાં ધ્રુજરાં છુટેછ."

"પણ એમ કેમ હોય ? ડાકટર કાર્લટન તમારા બેહેન કલારીસને ઓળખતો હતો ?"

"નહીં—અને હું સારી પેઠે જાણુંછ કે હું કાંઇ ગાંડુ ગાંડુ બકુંછ, પણ તે વીચાર મારા દીલમાંથી નીકળતો નથી."

"પણ તે સ્વપનું મને કેહવાને તમને અડચણ શું છે?"

"મને માફ કરો. કાર્લટનને કોઇબી રીતે ગેરઇનસાફ થાય તેમાં હુ રાજી નથી."

આ વાત ચાલે છે એવામાં બીજીમેર ફલોરા પોતાની સાવકી માની ગાડીમાં ઠરઠરાટ હંકારી જાય છે. તે પોતાના સસરા ઘરડા કાર્લટનને અચબુચ મલવા જતી હતી.

ઘરડા ડાકટર કાર્લટન એક દેશી લત્તાને નાકે મોટાં મકાનમાં રેહેતા હતા. દરવાજા ઉપર પીતલની પલેટ જડી હતી.

"ફ્લોરા ઉતરી અને નોકરને પુછયું. "ડાકટર સીડની કાર્લટન ઘરમાં છે ?"

"હા જી, પણ ઘરાકોને મલવાનો તેમનો આએ વખત નથી. એવણુની ગાડી તૈયાર છે અને હમણા બાહાર ફરવા જાયછ."

ખરેખર બાહાર બ્રુમ ગાડી જોડેલી તૈયાર હતી. ફ્લોરાનો મીજાજ ચસકવા માંડયો હતો.

"ચીંતા નહીં—મને તારા સાહેબને મલવું છે."

"મેમ સાહેબ—હું દલગીર છું કે તેમ બનશે નહીં. અમારા સાહેબનો હુકમ નથી. જુઓ એવણુ ચાલીયા."

આ વાર દરવાજામાંથી એક ઘરડા ઘરહસ્થ બાહાર નીકળી ગાડી તરફ જતા જણાયા. તેમની ઉમર આસરે સાઠેક વર-સની હશે. ફ્લોરા આડી પડી.

"સાહેબ, આપનું નામ ડાકટર સીડની કાર્લટન ?"

સવાલ પુછવાની કસી જરૂર ન હતી, કેમકે આ ઘરડાજી પોતાના દીકરાની આબેહુબ તસવીર હતી.

"હાજી—કેમ કાંઇ ફરમાસ ?"

"જી—મારે તમારી સાથ જરા વાત કરવી છે."

કાર્લટને જોયું કે ફ્લોરાની ગાડી ઉપર અર્લનો મોનોગ્રામ ચીત્રેલો હતો, તોબી તેવણ બોલ્યા.

"તમે ઘણે કઢંગે વખતે આવ્યાં. હું ત્રણ વાગ્યા પછી ઘરાકોને જોતો નથી તેથી જો આજે કાયદો તોડું તો પછી હમેશ તોડવો પડે—માટે મેહેરબાની કરીને કાલે———"

"હું ઘરાક નથી."

"નહીં ? ત્યારે કોણ છો ?"

"તમારી વહુ લેડી ફ્લોરા કાર્લટન."

ડાકટર આથી જરાબી અચરત થયા નહીં, પણ જરા વાર વહુજી ગમ જોઇને પછી તેમનો હાથ બગલમાં નાખી પાછા ઘરમાં વળ્યા.

"અંહં ! તારે તમે મારા દીકરાના ઘણીયાંણી થાઓ ? ઠીક છે, જીવતાં રેહો, અને ઘણું સુખ જુઓ." આમ બોલી ઘરડાજી તો મુછને તાવ દેવા પડયા. ફ્લોરાને સસરાજી

પેટેલથીજ પસંદ નહીં આવ્યા. તેવણ પાસ છાંદો સારો હતો, પણ એક દોહેરયુ ઝરયું નહીં હતું તેથી ફલોરા ખફા હતી. ઘરડાને અસતમ પસતમ સમજાવવાને દોસ્તી કરવાની મતલબથી તે આજે આવી હતી, પણ ડોસાજી તો ઠામલાંના ઠાના બરી રહ્યા હતા એટલે ફલોરાના મીજાજ ગીઆ હતો.

“હું કલકત્તે બે ચાર દહાડા હેવાની હતી તથી મેં જાણ્યું કે તમારી મુલાકાત લેતી જાઉં. મારા આવ્યાથી તમે એટલા નાખુશ થશો એમ મેં જાણ્યું ન હતું.”

“હું નાખુશ નથી—હું તમને જોઈને ઘણો ખુશી છું. શું સ તમારા સાથે આવ્યોછે કે?

“એમ શું બોલેછ? જો આવ્યો હતે તો તમારી આગળ નહીં આવતે? હું તો મારા બાવાજીના ગુજરવાને લીધે—

“તમારા બાવાજી? તે કોણ?”

“અરે આહ આકબર્ન. તમારી યાદદાસત આટલી કાચી થતી જાયછ તે જોઇ હુ દલગીરછું.”

“નહીં, મને બરાબર યાદ નહીં રેહ્યું કે મારા દીકરાના સસરાનું નામ આકબર્ન છે.”

ફલોરાને તો એવુ થતું હતું, કે સસરાજીના ડોળા તાણી કાહાડે.

“અં! ને તમારૂં તરુ લાહોરમાં કેમ ચાલેછ? દીકરો હુશીઆર છે.”

"ચાલેછ—કોઇની મદદ વગર જેમ ચલાય તેમ ચાલેછ—ગરીબ બચારો."

"પણ ઉતાવળ શી છે. હાલ તુરત પ્રમાણીક રોટલો એટલે બસ છે, એમ તેને મારી દુવા સલામ સાથે કેહેજો."

"નહીં જી—હું એવું કસું કેહેવાની નથી. હું ધારૂંછ કે, તમે તમારા દીકરાને મદદ કરવી જોઇએ."

"નહીં, તેથી તો એને ખરચાલુ થવાની ટેવ પડી જાય. એણે પોતાની આવકમાજ રેહેવા શીખવું જોઇએ."

"સારૂ જી, હું રજા લેઉંછ." આમ બોલી ફ્ફડી ચટકીને ફ્લોરા ઉઠી.

"હા, આવજો હો—આવજો ઘેર તમારૂંજ છે."

"જી, એ અદમી મારૂ છે, પણ તમે ઘણા કરડા સ્વભાવના છેઓ."

"તે તો જેવો જેનો વીચાર. તમે હજુ તમારા ભ્રધારેી ઓળખતાં નથી. આવજો હો—આવજો આવજો."



## પ્રકરણ ૪૭.

## વળી પાછો પેલોજ ચેહેરો!

મરનાર અર્લ ઓકબર્નનો માસીસાનો દીવસ છે. દીવાનખાનામાં લેડી ઓકબર્ન શોકાતુર બેઠાં હતાં અને તેમની પાસે લાર્ડની બેટીઓ જેન, ફ્લોરા અને લુસી બેઠાં હતાં. ફુઇજીબી ગુજરી ગયાં અને તેમના તથા અર્લના વસીયતો લઇને વકીલ આવનાર હતો. જેન સાંત દીસતી હતી. લેડી ઓકબર્ન દલગીર હતાં પણ ફ્લોરા આશાવંત હતી, કેમજે બાવાજીએ સારી રકમ આપી હોય તોજ તેણીએ છુપી રીતે કરેલાં ચોક્સ દેવાંઓ પતાવી દેવાનું બને એમ હતું.

વકીલ મી૦ મોલની ગાડી આવી લાગી અને હાથમાં કાગળના ચોડા લઇ તે ઊતરી દીવાનખાનામા દાખલ થયો. સલામ અકરામ કીધા બાદ પેહેલું વીલ અર્લનુ ઊઘાડયું. અલબતે અર્લ પાસે કાંઇ ઘણા પૈસા ન હતા, પણ પોતાના નામ પ્રમાણે ઠીક પુંજી હતી અને છોકરીઓ આબરૂથી રહી શકે એટલું કરવાની તેની ફરજ હતી.

વીલ વાંચતાં જણાયું કે, પોતાની વડી છોકરી લેડી જેન ચેસ્નીને તે જીવે જાગે ત્યાં સુધી ૫૦૦૦ રૂપીયાનુ વરસાણુ આપવા ફરમાવ્યું હતું. લેડી ફ્લોરાને પોતાની માફી બક્ષીનેજ પતાવ્યું હતું. ત્રીજી અને ચોથી બેટીઓ કલારીસ અને લુસીને ત્રાંસ ત્રીસ હજાર રૂપીયા દરેકને આપવા ફરમાવ્યા હતા. વળી વીલમાં ગોઠવણુ કરી હતી કે લુસીને

લેડી ઓકબર્ને પોતાના અખત્યારમાં રાખવી અને તેણીના પાલણ પોશણ અને કેળવણીનો ખરચ તેણીએ કરવો. કલારીસ જો પાછી ફરે અને ખુશી હોય તો કાઉનટેસની સાથે રેહ અને જો નહીં ખુશી હોય તો જેન પોતાની સાથે રાખે. અગર ખોદાના ફરમાનથી કલારીસની જીંદગી ખતમ થઈ હોય તો તેના ભાગના રૂ૩૦૦૦૦ જેનને મળે. લુસીના રૂપીયા તે એકવીસ વરસની થાય ત્યાં સુધી વ્યાજે વધ્યા જાય.

આ પ્રમાણે વીલનો એક ભાગ હતો. બાકીના ભાગમાં કાઉનટેસ અને પોતાના વારેસ બાબદ ગોઠવણ કરેલી હતી પણ તે સાથે આપણને કાંઇ કામ નથી. અર્લનુ વીલ વાંચવાનું તમામ થયું એટલે મી૦ મોલે ફુઈજીનું વશીયત તુરતજ વાંચવા માંડયું. તેવણ પાસે મોટી દોલત હતી જેમાંથી જેન અને લુસીને પચાસ પચાસ હજાર રૂપીઆ આપવા કહ્યા હતા. જેનના પચાસ હજાર બાર માસની મુદતમાં તેણીને હવાલે કરવા અને લુસીના વ્યાજે વધારીને તેણીને એકવીસમાં વરસે હવાલે કરવા લખ્યું હતું. વશીયત નામામા ફલોરા અથવા કલારીસનું નામ વઠીક લીધું ન હતું. કલારીસના જતા રેહવાથી અને ફલોરાના લગણથી તેવણ ખુબ ખભરીયાં હતાં.

બાપ અને મોટાં ફુઈજી બેહુએ તેણીને ખરતી નાખી તે માટે ફલોરાનો ગુસ્સો વર્ણવો મુશકેલ છે. તેણીના એટલાં ગળી ગયાં હતાં, કે તુરતવેળા તેણીનાથી કાંઇ બોલાયુંજ નહીં. તે ઠરી ઠામ થઇને ચુપ બેસી રહી પણ તેણીની છાતી માંહેથી ઉઠલાતી હતી.

વકીલે ખીસામાથી દર પંચોતેર હજાર રૂપીયાના બે ચેકો કાહાડીયા. એક જેન સારૂં અને બીજો કલારીસને હસાબે. ત્રીજો ચેક લુસીના હીસાબનો કાઊનટેસના હાથમા મુકયો અને વાંકુ વળી સર્વેને સલામ કરીને ચાલતી પકડી. ફ્લોરાનો તો દમ બંધાઇ ગયો હતો પણ કાંઇ બોલી નહીં. જેનબી ચોકસ બાબદ સારૂં નાસીપાસ થઈ ગઇ હતી. જો કે તેણુંને અગાઉથી એશારો મળ્યો હતો તોપે લુસીને પોતાના સ્વાધીનમા નહીં સોંપી તેથી તે ઘણી મુંઝાઇ હતી. આખર કરે પણ લુસી તેની પોતાની સગી બેહેન, જેને બચ્ચાંની પેઠે ઊચારેલી તે આખરે પારકાંના હાથમા રેહ.

જેનનો ગુચવાડો કાઊનટેસ સમજી ગયાં હતાં. "લેડી જેન, હું દલગીર છું કે તમારા બાવાજીએ તમારી ઈછા પ્રમાણે કીધું નથી. લુસી ઊપર મારા કરતાં તમારો વધુ હક છે, પણ જેમ તે બેહસ્તનશીનનો હુકમ. તે છતાં જ્યારે તમો ઇચ્છશો ત્યારે તે તમુને મળવા ભટવા આવશે."

"તમારી ઘણી મેહેરબાની લેડી ઓકબર્ન. જો તમારી રજા હોય તો હું હમણાજ લુસીને લઇ જાઊં. તે અહીં ઘણી દબાઇ ગયલી છે અને તમારી તબાયતબી સારી નથી. થોડા દાહાડા રહીને પાછી આવશે."

"હા—હા—ખુશી સાથે. પણ—પણ—

"પણ શું ?"

"પણ—ઓ મારી બોલવાની હીમત ચાલતી નથી—તમે અહીં મારી સાથે જાથુક નહીં રેહો ?"

"નહીં—હાલ તુરત તો જેમ ચાલેછ તેમ ચાલવા દેઓ—અવારનવાર તમારે ત્યાં આવસ અને થોડા દાહાડા રેહેવસ."

આ પ્રમાણે ગોઠવણ થવાથી લુસી જેનની સાથે લાહોર ગઇ. માર્ગમાં ફ્લોરા ઘણી નાખુશ અને ચીઢેલી દીસતી હતી. પોતાના ધણીને હવે શું જવાબ આપશે તેના તે વીચારમાં હતી.

તેઓ લાહોર પોંચ્યાં. ફ્લોરાએ અગાઉથી લખેલુ નહીં એટલે સ્ટેશન ઉપર ગાડી હાજર ન હતી. માત્ર બે ભાડુતી ટાંગા ઉભેલા હતા. એકમાં તો જેન, લુસી અને મુન્ના જનાર હતાં એટલા માટે આ બીજી ટાંગા પકડવાને મુન્ના દોડી પણ એવામાં એક જુવાન રૂપવત ઇંગ્રેજ છોકરાએ ઝડપથી તેમાં બેઠક લઇ લીધી. આ નવો બેસનાર ફ્રેડરીક ગ્રે હતો.

મુન્ના બોલી, "ફ્રેડરીક સાબ, લેડી લેકિને સારૂં તમે આએ ટાંગા છોડી દેઓ."

ફ્રેડરીક તુરત ટાંગામાંથી કુદી પડયો, પોતાનો બાકસ ખેંચી કાહાડયો અને લેડી જેન આગળ આવી ટોપી ઉતારીને પોતાનો આફ્ર કરયો. આ વાર તેનું મોહ હસતું હતું. તે લોક ટાંગામાં બેઠાં અને ફ્રેડરીકે સલામ કીધા પછી ગાડી હંકારી ગઇ. આ સઘળો વખત લુસીની નજર જુવાન ફ્રેડરીક ઉપરજ ચોટેલી હતી.

"કેવો મયાલુ ચેહેરો છે, જેન મને ઘણો ગમેછ."

જેન બોલી, "એના બાપ આપરે ત્યાં કલકતામાં આવ્યા હતા એમ હું એને કેહેતાં ભુલી ગઇ. કંઇ નહીં. ઠરીઠામ થવા પછી આપણે એને તેડાવી મંગાવીશું."

કાર્લટનનું મકાન આવ્યું. ફ્લોરા ઉતરી અને બીજાંઓને લઇને ગાડી આગળ ચાલી. કાર્લટન ઘરમાંજ હતો અને પોતાની ધણીયાંણીને હર્ખભેર ભેટયો.

"કેમ વાહાલી, આજે તેર તેર દાહાડા થયા તું તારા વરને એકલો મુકાને કાંહ જતી રહીતી? મને જરાબી સોહોવાયું નહીં."

"હું શું કરૂં—બાવાજીનું બધું નક્કી થાયને આઉં કેની. વીલ વાંચવાનું હતું તેથી ઢીલ થઇ."

"ઓહો! ને કેમ પત્યું? હું ધારૂં છ કે હવે તો તારી પાસે સારી પેઠે નાણું થયું હશે તેથી તું તો અમે ગરીબ લોકની ગમ ઝાંખીને જોશેબી નહીં."

ફ્લોરા નીચું ડોકું રાખીને બેસી રહી. તે જાણતી હતી કે ખરી વાત સાંભલતાંજ તેણીના ભરથારના દીલમાં ઘણું કડવું આવશે.

"કેમ ફ્લોરા? ઓછામાં ઓછું બે લાખની અંદરથી તો તું જાય નહીં. તારાં ફુઇજીએ ઓછામાં ઓછા લાખ રૂપીયા નામ તો પાડયુંજ હશે?"

"જે ખબર તુને કેહેવાની છે તે કેમ કેહું તેના વમાસણમાં હું છું. પણ હવે તો જે થાય તે. એકદમ કહી દેઉં કે મને એક પૈ મળી નથી."

કાર્લટને બોલવા વગર તગર તગર જોયા કીધું.

"બાવાજી એક પૈ મુકી નથી ગીયા પણ વશીયતમાં લખી ગયાછ કે મને માફ કીધું. ફુઇજીએ જેન અને લુસી મલીને લાખ રૂપીયા આપયાછ ને મારૂં તો નામજ નહીં મળે."

કાર્લટનના મોહમાંથી કાંઈ કડવો સખુન નીકળવાની તૈયારીપર હતો પણ તે અચકી ગયો.

"તુંને કાંઇજ નહીં ?"

"નહીં—ઓ લ્યુઇશ એ મોટી શરમની વાત છે, હું તો ઘણી નાશીપાસ થઇ ગઈછ. આએ તે કેવી ગેરઇનસાફી. મારા કરતાં તારે સારૂં મને વધારે લાગેછ."

"અને જેનનું કેમ ?"

"જેનને જીવે જાગે ત્યાં સુધી ૫૦૦૦ નુ વર્સાણુ અને પચાસ હજાર રૂપીયા. હવે લ્યુઇસ આપણે કેમ કરશું ?"

"કેમ કરશુ ? એ તો જે થાય તે ખરૂં. ખરચ કમતી કરશું."

ફ્લોરા ખીજાઈને ત્યાંથી ઉઠી ગઈ. જ્યારે કાર્લટન મોકળો પડયો ત્યારે તેના મોહ ઉપર કાંઈ અજબ ફેરફાર થઇ ગયો. તે ધ્રુજવા લાગ્યો એવામાં તેની નજર બારીની બહાર પડી. રાતનો વખત હતો, કાચની બારી બંધ હતી અને બાહારથી કાચ સાથ મોહ લગાડીને કોઇ જોતું હતું. કાર્લટન આગળ ગયો તો શું નજરે પડયું ! જે ચેહેરો તેણે મીસીસ કેનના મરણ વખતે દાદર ઉપર જોયો હતો તેજ ચેહેરો વળી પાછો ! કાર્લટન નાહાની ચીશ પાડીને ખુરસી ઉપર બેસી ગયો અને પેહેલો ચેહેરો ગુમ થઇ ગયો.

---

# ભાગ બીજો.

---

## પ્રકરણ—૧.

### કાનાનોરનો કીનારો.

સાત વરસનો ખાંચો ઘણો મોટો છે. સાત વરસ કોણે જોયાં છે? તે ખાંચો આપણને લાંબો લાગે છે, કેમકે આપણે દર દીવસ, દર કલાક, દર પલ ગણીએ છીયે, પણ જીંદગીના લાંબા સફ્રામાં સાત વરસ શું બીશાદ છે? ગીયું પ્રકરણ તમામ થવા પછી સાત વરસ નીકળી ગયાં છે, અને વાંચનારને હવે આપણા કેટલાક પુરાણા મીત્રો સાથ ફરી મુલાકાત કરાવવાની રજા લઇયે છૈએ.

કાનાનોરના રમણીય કીનારા ઉપર રેતી ઉપર શેત્રંજી બીછાવીને કેટલીક ઇંગ્રેજી બાનુઓ બેઠી છે. કોઇક સીવે છે, કોઇ વાંચે છે અને કોઇ પોતપોતામાં વાતો કરે છે. જરા આઘે નાહાના છોકરાંઓ પોતપોતામાં વઢવાઢ કરી રહયાં છે.

"ગમે તે કહો પણ આખાં કાનાનોરમાં એ સર્વેથી સોવામણો છે કેમ બોલ્યાં નહીં?" આ પ્રમાણે એક છોકરી બોલી. જર્નલ અને મીસીસ વાહન નામે એક ઇંગ્રેજ અમલદારની તે બેટી હતી.

મીસ લેક નામની એક રડતી જેવી છોકરીએ જવાબ આપ્યો "મારી નજરમાં તો કાંઇ એવું લાગતું નથી."

મીસ ફેની ડારલીંગટન નામે એક રૂપાળી ત્રીજી છોકરીએ જવાબ આપ્યો "સોવામણુ સાથ આપણુને શું કામ છે? રમુજી અને ખુશ મીજાજી તો છે એમાં ફેર નહીં. એનામા મોટાઇ તો છેજ નહીં. સઉ સાથે હસીને વાત કરેછ."

"અરે પોરીઓ તમે બધાં જણા મનમાં મલકાતાં ના કે એ તમારી સાથ વાત કરેછ તેથી તમારી ઉપર મીઠી નજર છે. ઘણા જણ એવા હોયછ, કે મન કાંહ હોય ત્યારે બીજી સાથ એવા હસે કે જાણે તેના ઉપર જીવ પ્રાણ હોય. અરે ચપો છોકરીઓ તે પોતેજ આવેછ."

સામેથી એક ઊંચો ખુબસુરત જવાન ઉપલી છોકરીઓની તરફ આવતો જણાયછ. ખરેખર તેના ચેહેરા ઉપર મોતેબરી પ્રકાશી રહી હતી તે સુમારે પચ્ચીસ વરસનો હશે. તે સર્વેમાં માનીતો હતો તેનું કારણ એ કે તે ખુબસુરત હોવા સાથ નમાનો અને લાયકીવાલો હતો.

વાંચનાર તું અટકળી શકશે કે આ જવાન કોણ હતો. તેં તેને આગળ જોયલો છે. અગાઉનો આકળો છોકરો ફ્રેડરીક ગ્રે પણ હાલ માણસાઇએ પુગેલો મી૦ ગ્રે.

ડાકટર સ્ટીફન ગ્રેના નશીબમાં ઓર ફેરફાર થઇ ગયો હતો. ફકત આઠ વરસની વાત ઉપર તે લાહોરમાં એક નાહાનુ દવાખાનું ચલાવતો હતો, પણ ત્યાર પછી તે ઝડપથી

ચહડવા માંડી સરકારી વડા તબીબ સર સ્ટીફન ગ્રે બારોનેટ-ની પદવીએ ચઢવા પામ્યો હતો.

ઘણીજ અજબ જેવી આબાદી ! કલકતામાં પગ મુકતાંજ તેના નશીબનો પાસો સવલો પડવા માંડ્યો હતો. ઘરાકીની એટલી તો ભીડ હતી કે ખાનગી મકાને જઈને સલાહ આપ-વાની તેની ફી ૩૫૦ છતાં તેને એક પલની અવકાસ ન હતી. તેની હુશીયારી જોઇને તેને નામદાર વાઇસરાયના તબીબની જગા મલી હતી અને ત્યાર પછી તેને બારોનેટસી સાથ નાઇટહુડની પદવી મળી હતી.

ફ્રેડરીકે પણ ઇંગ્લાંડમાં વૈદાંનો અભયાસ કરીને એમ. ડી.ની પદવી મેલવી હતી. એક બારોનેટનો દીકરો જે હવે પછી પોતે બારોનેટ થવાનો, સોવામણો, નમાનો અને વળી પૈસે ચીકાસદાર તેના ઉપર કાનાનોરના કીનારા ઉપર ફરતી છોકરીઓ મરી ફીટે તેમાં નવાઇ શું છે.

સર સ્ટીફન ગ્રેની બાયડી લેડી ગ્રે પોતાના તબીયતને કાજે હવા ફેરબદલ કરવા કાનાનોર આવી હતી અને તેણીની સાથે તેણીનો બેટો ફ્રેડરીક આવ્યો હતો, અને એટલીજ મુદતમાં ડાકટર ફ્રેડરીકે ત્યાંના સર્વે યુરોપીયન રેહવાસીઓના દીલ ઝીતી લીધાં હતાં.

ફ્રેડરીકે આવતાં વાર સર્વે સાથ સેકહાંડ કરી અને સર્વે સાથે હસીને વાતો કરવા મંડ્યો. હેલન વાહન તેના ઉપર કુરબાન હતી, પણ ફ્રેડરીક તે કાંઇ સમજતો હોય એવું લા-ગતું ન હતું.

"કેમ ડાકટર ફ્રેડરીક, તમારાં માયજી લેડી ગ્રે કેમ છે?"

“ કાંઇ ઘણુ સારીપેઠે નથી. આજે એવણુ કીનારે ફરવા આવનાર નથી.”

મીસ વાહન આ વાર કાંઈ દોરાનો ગલીચો ગુંઠતી હતી તે બતાવીને બોલી “હું ઘણી દલગીરછું કે આએ ગલીચો ગુંઠતાં તેવણે મને દેખાડયોછ અને તેવણુની હું સલાહ પુછવાની હતી. મારાં માયજી રજા આપતે તો હું તમારી સાથ તમારે ઘેર આવીને પુછી જતે.”

“પણ તમે ઇછતાં હો તો હું તમુને બતાઊં કે, હવે આગળ કેમ ગુંઠવાનું” ફ્રેડરીકે હસીને કહ્યું.

“નહીં બા—તમે કાંઇ ભુલ કરો ત્યારે? તમારાં માયજીએજ મને પેહેલાંથી શીખવ્યુંછ તેથી તેવણુજ પુરૂં કરાવે તો સારૂં. કાંય, હુ આઊં તો કાંઇ અડચણ છે?”

“જરાબી નહીં. ઉલટાં, માયજી ઘણા ખુશી થશે.”

“પણ મોહોલામાંથી એખલું જવાને મારાં માયજીને હુકમ નથી તે?”

સર્વે છોકરીઓ મનમાં હસવા લાગી, કે રૂપાળા ફ્રેડરીકને પોતાની સાથે ખેંચવાના આ સઘળાં ફાંફાં હતાં. ફ્રેડરીક બચારો શું કરે. તે લજવાઇને બોલ્યો.

“તમારી ઈછા હોય તો હું તમારી સાથે આઊં.”

“તારે તો ઘણી મેહેરબાની.”

ફ્રેડરીક હજી તો બાઇનાઓને સલામ કરેછ એવામાં એક નાહાનો છોકરો આવીને તેની બાંહેને વળગ્યો.

"હલો, ફ્રાંક, તું કાંહથી નીકળી આવ્યો ?"

"મમા અંહી આવેલા છે."

"ડાકટર ફ્રેડરીક, આ છોકરો કોણનો ? કાલે કોઇ સીધીની સાથે કીનારે ફરવા આવ્યો હતો."

ફ્રેડરીકે આ છોકરાને ઉપાડીને રમાડવા પોતાના ખભાં ઉપર બેસાડયો.

"એ છોકરો ! એ છોકરાનું નામ લાર્ડ ઓકબર્ન."

"ઓહો—આએ લાર્ડ ઓકબર્ન ?" સર્વે છોકરીઓએ અચરત થઇને પુછ્યું.

"હા એજ. એના મા નાકૈવતી છે તેથી એના મા એને હવા ખાવા અંહી લાવ્યાંછ."

"અંહ ! તારે કાલે રાતના કાનસરટમાં જે બાજી સાથ તમે હસી હસીને વાત કરતા હતા તે આ છોકરાની મા કે ?"

"હા—તેવણજ કાઉનટેસ ઓકબર્ન."

"તે પેલી ખુબસુરત, રમકડાં જેવી છોકરી સાથે હતી તે કોણ ?" ફ્રેની ડારલીંગટને હેવન વાહન ગમ આંખ મારીને પુછ્યું.

"તે આએ છોકરાની બેહેન લેડી લુસી ચેસની."

"એ લોક તમારાં ઘરાક થાય કે ?" હેલન વાહને જરા ફફડીને પુછ્યું.

"નહીં—એ લોકના ડાકટર મારા બાવાજી સર સ્ટીફન્‌છે તેવણ આવતે રવીવારે આવનાર છે. કેમ ફ્રાંક, તું પાછોઆવ્યો ?"

"લુસીએ કેહવાડીઊંછ કે આજે સહવારના કલકતાથી કાગળ આવ્યું છે."

"ઓહો, લુસીબી આવેલી છે કે? ચાલો બાઇઓ સાહેબજી.

આમ બોલી હેલન વાહનને આપેલી કબુલાતની દરકાર કરવા વગર ફ્રેડરીક ત્યાંથી ચાલી ગયો. થોડેક આઘે લુસી રેતી ઉપર પોતાના છત્રીના દાંડાથી ચીત્રો ચીતરતી ઊભી હતી. આહ! શું તેની સોભા વખાણું. નરી આકાશની દેવી, ઓગણીસ વરસની આ નાજુક કન્યા જાણે તાજી ગુલાબની કલી જેવો બાહાર ખીલાવી રહી હતી. ફ્રેડરીકને આવતાં જોઇ તેણીના ગાલ ઉપર સુરાતી પ્રગટ થઇ નીકળી તે કાંઈ ઓર સાહાદત આપતી હતી. તેણીને દુરથી જોઇનેજ હેલન વાહનના પાણી મરી ગયાં.

મોહોબત! મીઠી મધ જેવી મોહોબત આ જોડાં વચ્ચે બાઝી હતી. જે દાહાડેથી મુન્નાએ ડાકટર સ્ટીફનને કાઉનટેસના કુટુંબમાં દાખલ કીધો ત્યારથી આ બે કુટુંબ વચ્ચે મજબુત મીત્રાઈ બંધાઇ હતી. જુવાન ફ્રેડરીક અને લુસી વચ્ચે એવી અજબ પ્રીત બાઝી હતી, કે જેવી આ ધર્થીમાં કવચીતજ જોવામાં આવે છે.

સર સ્ટીફન ગ્રેને દરીયાની હવા ઊપર ઘણો વીશ્વાસ હતો, તે પોતાના આજારી ઘરાકોને હવા ફેરબદલ કરવા કાનાનોર મોકલતો હતો તેજ પ્રમાણે તેણે જુવાન ફ્રાંક ઓકબર્નને અંહી મોકલાવ્યો હતો. તેને અથવા લેડી ઓકબર્નને આ બે જુવાન જીવડા વચ્ચે બનેલી ગોઠની કસી ખબર ન હતી. આ બે જણુ એક બીજાંને અંદરખાનેથી બહુજ ચાહાતા

હતાં, પણ હજુ પોતાનો પ્યાર મોહોડે મોહોડું જાહેર કીધો ન હતો.

"કાંય લુસી, તું તો આજે આવવાની નહીં હતીની?

"નહીં, સહવારના માયજીનો વીચાર નહીં હતો, પણ સાંજ પડતામાં ફેરવ્યો. આજે ડાકટર સર સ્ટીફનનું કાગળ આવ્યું છે. માયજીએ જેનનેબી તેડાવીછ. તે જો આવશે તો હમે એક મહીનો અંહી રહીશું."

હવે આ બે જુવાન પુરૂશોની ગલાલોટી હેલન વાહનથી જોવાઈ શકાય નહીં. કાંઇબી કરીને તે ભાંજી પાડવાની ઇચ્છાથી તે હળવે હળવે આગળ આવી અને દુર ઉભી રહી પુછયું "કેમ ડાકટર ફ્રેડરીક, હું કયારની તમારી રાહ જોઊં ને તમે મને વીસરી ગયા કે?" કાંઇ નહીં, અડચણ હોય તો ચીંતા નહીં.

હેલન દુરથી ઊભી રહી, પણ એવા ચાળા કરયા કે જાણે લુસી સાથ ઓલખાણ કરવાની ઇચ્છા હોય. ફ્રેડરીકે તેમને ઓળખાવ્યાં "મીસ વાહન; લેડી લુસી ચેસની" બેહુ છોડીઓ સામસામી નમી. હેલન વાહને પેહેલી વાત છેડી. "મારા થાને મોટી બેહેન છે તે કેનેડા ગયલી છે."

વાહન અને કેનેડાના શબ્દો લુસીને કાને પડતાંજ તે ચમકી. મીસ બોશાં નામની ગવરનેસ જે કલારીસ હશે એમ ધારવામાં આવતું હતું તેના સંબંધમાં આ નામો લુસીએ અગાઊ સાંભળયાં હતાં, પણ તે તુરતવેલા કાંઈ બોલી નહીં.

લુસી મનમાં વીચારવા લાગી કે આ હેલન બડી ચીબાવલી છે અને હેલન મન સાથ બોલી કે આ લુસી બડી મી-

બાજી છે. પેહેલી મુલાકાતમાંજ એ બન્ને એકબીજાને પસંદ નહીં આવ્યાં. બે ચાર સાધારણ વાત કરી મીસ વાહન ડ-રીકને લઇને ચાલી.

લુસી મન સાથ વીચાર કરેછ "એ વળી પાપ કાંહાંથી આવયું, મને જરા ગમતી નહીં. ફ્રેડરીક સાથ કયારની ઓળખાણ હશે ?"

કીનારા ઊપર એકાંત જગામાં લેડી ઓકબર્ન બેઠાં હતાં. સાત વરસ નીકળી જવાં છતાં તેવણ જેવા ને તેવા તતણખાર હતાં. તેવણને ડાકટર ફ્રેડરીક સાથ ઘણી દોસતી હતી તે આખું કાનાનોર જાણતું હતું અને તે લીધે તેવણ-મીત્રાઇ કરવાને પરણવા લાયક છોકરીઓની માતાઓ ઇંતેજાર હતી. આવી માતાઓમાંની એક મીસીસ ડેલસી હાલ કા-ઉનટેસ આગળ ધસી આવીને વાત કરતી બેઠી હતી.

લુસી એવામાં આવી તેને જોઇ કાઉનટેસ બોલયાં "કેમ દીકરી, એટલી ઠાકેલી કેમ જણાયછ? ઘેર જવા ગમેછ ?"

"નહીં માયજી, હું તો નથી ઠાકી પણ ક્રાંક એમ દોડયા કરશે તો ઠાકી જશે."

"કાંઇ નહીં. ડાકટર સ્ટીફન ગ્રેએ શું કહ્યું તે તુને યાદ છે કેની ?"

"ઓહ ! કાઉન્ટેસ તમે ગ્રે કુટુંબને ઓળખોછ કે?" મીસીસ ડેલસીએ વાત છેડી.

"હા, ઘણા સારી પેઠે."

"અં! મને ઓળખાણ નથી પણ તે લોક સાથ ઓળખાણ કરવાની મારી ઘણી મરજી છે: એ લોકનો દીકરો ફ્રેવો મજાનો છે, મને લાગેછ કે એ અહીંથી એમનો એમ જવાનો નથી, કોઈબી લફરૂં લાગશે."

આ શબ્દો સાંભળતાં લુસીએ પોતાનુ ડોકું નીચું નાખી દીધું અને રેતી ઊપર પાછાં ચીત્રો ચીતારવા માંડયાં. વળી પાછું મીસીસ ડેલસીએ બોલવા માંડયું.

"પેલી ખુબસુરત ચીબાવલી મીસ હેલન વાહન એની પુઠે ખુબ લાગીછ, અને એ ફ્રેડરીકનીબી ખાટી મીઠી મરજી જણાયછ. કોઈ તો કેહેછ કે એ લોક ખાનગી રીતે અદરાયલાં બી છે પણ હું કાંઇ જાણુતી નથી."

"એમ તો નહીં હોય." લેડી ઓકબર્ને ધીરેથી બોલ્યાં.

"કાંય નહીં હોય ?"

"જ્યાં સુધી જુવાન ફ્રેડરીકને હું પીછાણુંછ ત્યાં સુધી એ એવો નથી, કે પંદર દાહાડાની ઓળખાણમાજ કોઇ પર મોહોબત લગાડે."

"પણ એ લોક સાથેના સાથેજ ફરેછ. જ્યાં હેલન હોયછ ત્યાં એ જુવાન ફ્રેડરીક દોડી જાયછ. મને તો લાગેછ કે એ લગણ લાગવાનું, કેમજે છોકરીની ખુશી ઘણી છે."

લુસીનો ચેહેરો ઉજલો સપ મારી ગયો. શું આએ વાત ખરી કે ? તે બચારી મુગે મોહોડે મનમા મલકાતી હતી અને આએ શું ફ્રેડરીકના પગલાં સાંભળીને તેણીના અંગમા વીજળી ચમકતી હતી તે મોહોબત નહીં તો બીજું શું."

## પ્રકરણ—૨.

## ફેરફાર.

લાહોરના પોતાના પુરાણા બંગલામાં લેડી જેન ચેસની બેઠેલી છે. તે લત્તો હમણા નવાં મકાનો અને નવા બંગલાઓથી થલથલી રહ્યોછે. સાત વરસના પેટાંમા શું શું બનાવો ભરેલા છે તે કોણ જાણે છે. જેનમાં આ સાત વરસોએ ઘણો ફેરફાર કીધો ન હતો. તેણીની આગળી ચીંતા, પૈસા સંબંધી ખટપટ વગેરે સઘળું પસાર થઇ ગયું હતું. સાત વરસની આશાયસથી તેણીના ચેહેરા ઉપર કરચલી વધવાને બદલે ઓરબી ચેહેરો વધારે નવજવાન બન્યો હતો. ફકત કલારીસના ગેબ થવા બાબેનો બનાવ તેણીને ઘણો આઝારદે કરતો હતો, બાકી તે બીજી બધી વાતે સુખી હતી. ઘણુંજ અજબ જેવું હતું, કે આટલી બધી તલાસ કરવા છતાં કલારીસની કાંઇજ ભાલ મલી ન હતી. મીસીસ વેસ્ટ જેનાથી કાંઇબી વીગત મળવાની આશા હતી તેબી કોણ જાણે કયાં ગેબ થઇ ગઇ હતી. ત્યારે કલારીસ તો બે માલમ થઇ ગઈ. પણ સાત વરસે તે વાતનો સંતાપ ઘણો ઓછો કરી નાખ્યો હતો. જેન હવે હળવે હળવે ખોવાયલી બેહેનને વીસરવા લાગી હતી. પોતાના મરણ કાંઠે આવેલા પીતાને જેને કબુલાત આપી હતી કે હું કલારીસની ભાલ કાહાડવામાં કાંઇજ કસુર રાખીશ નહીં. તે કબુલાત જેનને અવારનવાર યાદ આવતી હતી, પણ જેન કરેબી શું ? પૃથ્વીના ચારે ખુણા ખુંદારીયાં, પણ પત્તોજ નહીં મળે એટલે બીજો ઉપાય શું ? કોઇ વાર તેણીને બસારત થતી કે,

ખોદાનું ચાહાવું હશે તો એ ભેદનો પડદો કોઇવારળી ખુલ્લો થઇ જશે. પણ એવી આશામાં સાત વરસ ગબડી ગયાં અને ભરમ તો જ્યાંનો ત્યાંજ રહી ગયો.

જેનને અવારનવાર નાહાની પીડાઓ નડતી હતી અને આ જીંદગીમાં કોણને તે નડતી નથી ? આજે સહવારના ટપાલનો સીપાઇ તેણીને એક કાગળ કાનાનોરનું પોંચાડી ગયો હતો. આ કાગળ કાઉનટેસ ઓકબર્ન તરફનું હતું. તે કાગળે જેનના કપાળ ઉપર ચીંતાની કરચલી આણી હતી. કાઉનટેસે થોડા દાહાડાની વાત ઉપર જેનને કાનાનોર આવવાનું ઇજન કર્યું હતુ અને જેને ના પાડી હતી. તુરત વેળા ઘેર છોડીને બાહાર જવાનો તેણીનો વીચાર ન હતો, પણ ક્રીસમસ ટાંકણે બનશે તો કલકતા આવવાની પોતાની ખુશી દેખાડી હતી. કાઉનટેસ તરફનો જેનનો આગળો અણગમો હવે જતો રહ્યો હતો. ઉલટું તે બન્ને વચ્ચે સારી મીત્રાઇનો ગાંઠ બંધાયો હતો. ઉપલું પેહેલું કાગળ આવ્યાને થોડા દીવસ વહી ગયા પછી આજે પાછું બીજું કાગળ આવ્યું હતું, તેમાં કાઉનટેસે ઘણી ઓજરખવાહીથી થોડીક લીટીઓ લખી હતી. "ડીયર લેડી જેન, જરૂર જરૂર આવજો. લુસી બાબદ હું જરા ઇંતેજાર છું. તે સારી પેઠે છે પણ તેણીની બાબદમાં મારે તમારી સલાહની જરૂર છે." આ શબ્દોએ જેનમાં વમાસણ ઉભી કરી. દેખાઇતું હતું કે કાઉનટેસ ઘણા ઘભરાટમાં હતાં. તેવણુની સરેસતાની લખવાની ધપ ઘણી સાંત હતી, પણ આ વાર તેવણુ ઘણા અંદેસામાં હોવાં જોઇયે, કેમજે તેવણે ઘણી ઉતાવળમાં લખયુ હતું.

"મારે જવુંજ પડવાનું" આમ વીસમી વાર પોતાના મન સાથ બોલીને જેને કાગળ ખીસામાં મુકયું. "મારેથી એવા શકીલા મામલામાં રેહવાય નહીં. આજે સાંજની ત્રણની ટ્રેનમાં નીકળ્યે."

મુન્નાને વરદી આપવા જેન દોડી કે તેવીજ ફ્લોરાની ભપકાબંધ જોડીની ગાડી બંગલામાં દાખલ થઇ. શું આ ગાડી ઘોડાનો ઠાઠ! સોનેરી લેબાસવાલા કોચમેન અને સઈસોથી રસ્તો ગાજી રહ્યો હતો. સારાંસ કે ઘરડા કાર્લટન ધપી ગયા હતા અને પોતાની દોલત પોતાના દીકરાને આપી ગયા હતા. પછી ધામધુમનું પુછવું શું. ફ્લોરા દાખલ થઇ. આગળ કરતાં તેણીના નાકનું ટીચકું જરા વધારે ઊંચું ગયું હતું. જેન તુરત પામી ગઇ કે આજે બેહેનનો મીજાજ ઠેકાણે ન હતો. જેન અને ફ્લોરા વચ્ચે કાંઇ ઘણા ઘરાંપરાં ન હતાં. કાર્લટનના ઘરમાં પગ ન મુકવાના પોતાના ઠરાવને જેન વળગી રહી હતી. માત્ર ફ્લોરા અવારનવાર મળવા આવતી હતી. દાખલ થતાંજ ફ્લોરા ખુરસી ઉપર બેસી ગઈ.

"જેન, હવે તો મુન્નાને મને આપ."

સલામ નહીં, અકરામ નહીં, આવો નહીં, જાઓ નહીં, ને પેહેલા શબ્દોજ ફ્લોરાએ ઉપર પ્રમાણે કાહાડયા. જેને અચરતીથી તેણીના ગમ જોયું.

"મુન્નાને તુને આપું? એટલે? તે શું?"

"મારી નવી આયા ઘણીજ સ્ટુપીડ છે. મને જો બીજી બરાબર આયા મલે તો હમણા એને રજા આપું."

"પણ થયું શું?"

"તું માનશે? મારો સોનેરી રગનો સકારફ મારા પુછયા પરછયા વગર રંગારાને રંગવા આપ્યો."

"તેમાં શું મોટી વાત. હોય, માણુસછે, ભુલે."

"અરે વાહ! ઇડીયટ વગર બીજું કોઈ એમ ભુલ કરે? મને ચીઢ તો એવી લાગી હતી, કે જાણે તમાચો મારીને મોહડું ફેરવી નાખું. મને મુન્ના આપ, તારા કરતાં એ મને ઘણી કામ લાગશે."

"મારેથી એના વગર ચાલે તેવું નથી તેથી દલગીરછું." જેને ઠંડે પેટે જવાબ દીધો, અને શીખામણ દીધી કે "જે આયા બીજી બધી રીતે ઠીક હોય તેને જરા સરખી ગફ્લતીને માટે રજા આપવામાં ડાહાપણ નથી. "વળી હું આજે કાનાનોર જાઉંછ અને સાથે મુન્નાને લેતી જાઉંછ."

"કાનાનોર? શું ધુળ મુકવા?" ગયાં આઠ દાહાડાની વાતપરતો તેં લેડી ઓકબર્નનું ઇજન ના પાડયું અને હમણાં વળી એટલાં સહીઆં મીતાં વધી ગીયાં કે?

"હા—પણ આજે બીજું કાગળ આવ્યુંછ તેથી મેં મારો વીચાર ફેરવ્યોછ. હું આજેજ જાઉંછ."

ફ્લોરાએ પોતાની રાબેતાની ટેવ પ્રમાણે છણુકો કર્યો. "અં, જાઓની આડા હાથ કોણ કરવા આવવાનુંછે?"

થોડીવાર જેન મુગી બેઠી એટલે ફ્લોરા પોતેજ બોલી ઉઠી "મારૂંબી તારી સાથ આવવાનું મન થઈ આવ્યુંછ. હુ ધારૂંછ કે લેડી ઓકબર્ન મને જોઇને ખુશી થશે.

"પણ હું તો ત્યાં એક મહીનો રેહવાનીછું."

"તેનું શું ?"

"તારા વરને કાંઇ અડચણ હશેની ?"

"અડચણ હોય કે નહીં હોય તેની મને શું પરવાહછે ? પણ તારી મરજી નથી એમ કેહની. અંહી કોણ ખાસડું આવવા વગર બેસી રહ્યુંછ."

આમ બોલીને ફ્લોરા ઉઠી અને જરા ડોકું નમાવીને પોતાની ગાડી તરફ ચાલી. વાંચનાર પામી ગયું હશે કે કાર્લટન અને તેની બાયડી વચ્ચેનો મોહોબતનો આગળો તડકો હવે નરમ પડી ગયો હતો. તે લોકને કાંઈ સંતાનબી ન હતું કે તેની ગેલમાં માટી બાયડીને સલાહ રેહ. કદાચ એમ કેહવાઇ શકાય કે, આ બગાડામાં પેહેલો વાંક કાર્લટનનો હતો. ફ્લોરા ગમે એવી આકળી, ઉતાવળી અને ચીરડાઉ હતી, પણ એટલું તો કેહવાઇ શકાશે કે તે દીલે સ્વચ્છ અને નીમકહલાલ હતી. તે કાર્લટનને અંતઃકરણથી ચાહાતી હતી, પણ તે હવે ફ્લોરાથી ધરાઈ ગયો હતો અને ચોકસ મરદોને જેમ ઉધુ સુજ પડેછે તેમ નીતીનો કાયદો તરક કરીને છડેચોક આડે માર્ગે ચાલવા લાગ્યો હતો. તે પેહેલાંથીજ અનીતીવાન હતો, પણ ફ્લોરાની પ્રીતમાં તુરત વેળા સુધરયો હતો, પણ જ્યારે સઘળું સમાધાન થયું એટલે પાછો પોતાની આગળી ધપ ઉપર દોડવા મંડયો હતો. શેહેરમા તેના વીશે ખોલ્લે ખોલ્લું બોલાતું હતું, પણ તે માનવાની ફ્લોરાએ ના પાડી હતી. આખરે એક દીવસે ઓચીંતી તેની આંખો ઉંધડી અને ઘરમાં

મોટું રમખાણ મચ્યું. તે પછી આ બે જન એક બીજા સાથ ઉંચે મોહોડે રેહતાં હતાં, જોકે લોકની હજુરમાં તેઓ હંમેશની પેઠે સભ્યતાથી વર્તતાં.

લેડી જેન સાંજે ત્રણ વાગતે લાહોર સ્ટેશનથી પોતાની વીશ્વાસુ દાસી મુન્ના સાથે ઉપડી. સ્ટેશન ઉપર આપણી જુની દોસત મારીઆન પલાટફોર્મ ઉપર આમથી તેમ ફરતી હતી. ટ્રેન જેવી આવીને ઉભી કે લાહોર જવાવાળાં ઉતારૂઓ ઉતર્યાં—બાહાર જવાવાળાં ચઢયાં. મારીઆને છાંટો ઝાઝો લીધેલો દીસતો હતો અને આંખ્યો મીચાઇ જતી દીસતી હતી. મારીઆન પોતાના મકાન ભણી ચાલતી નીકળી એવામાં તેજ ટ્રેનમાથી ઉતરેલી એક બીજી બાનુંના ચેહેરા ઉપર તેણીનું ધ્યાન દોડયું. આ નવી સ્ત્રીએ ખ્રીસ્તી કપડાં પેહેરેલાં હતાં. તેણીની સાથે એક નાહાનો છોકરો હતો અને હાથમાં કપડાંનું બંડલ હતું. આ સ્ત્રી તો યુરેઝીયનના જેવી ધંહુંલા વરણની હતી. પણ છોકરો સુમારે છ વરસનો માજરી આંખનો અને સોહામણો હતો. તેની તબીયત કાંઇ ઘણી સરસ હોય એમ ન લાગતું હતું.

રસતે પડયા પછી ભાડેની ઠાંગા ઉભી હતી તેમાં મારીઆન આગળી ગઇ અને પેલી સ્ત્રી તથા છોકરો પાછળી ગઇ એ પ્રમાણે ભાડું પઠીને બેઠાં. થોડુંક ચાલ્યા પછી છોકરો તો ઉંઘી ગયો અને પછી પેલી ખ્રીસ્તી સ્ત્રીએ પુછયું, "આયા, અહીં મીસીસ કેન નામની એક મડમ રેહેછ તેનું ઠેકાણું તુને ખબર છે?"

જાણે ટોપનો ગોળો છેક નાકના દાંડા આગળ છુટયો હોય તેમ ઉપલા શબ્દો સાંભળીને મારીઆન ચમકી.

"શું બોલ્યાં ? મીસીસ કેન ?"

"હા, તે મડમનું ઠેકાણું મને જાણવું છે."

મારીઆન મન સાથ વીચારવા લાગી, કે વળી અગાઉની કાંની કાંઇ આટો તો નહીં બફાઇ જાય. તે ઘણીવાર અચકીને પછી બોલી "એવી મડમ હાલ તો કોઈ નથી, પણ આઠ વરસની વાત ઉપર એક હતી તે તો બચારી કેવારની પાર થઇ ગઇ."

હવે સામાની અચરત થવાની વારી આવી "એટલે ? તે શું ?"

"એટલે એમ કે, આ મડમ અજારી પડયાં તેવણુની ચાકરી કરવા હુંજ રહેલી હતી. તેવણુ જરા જરા તટાર થવા આવ્યાં તેટલાં એક અકસમાતથી તેવણુ બચારાં ઘોરમાં ગયાં, અને તે અકસમાત કેમ બન્યો તે હજુ જણાયું નથી."

"શું અકસમાત ? શું તે પડી ગઇ હતી ?"

"નહીં - નહીં—ભુલમાં ખોટી દવાઇ અપાઇ ગઈ. દવા તો મેંજ પાઇ, પણ દવામાં ઝેર કેમ ભેલાયું તે કોઇને ખબર નથી. મરેરે—મારા હાથ કાંય નહીં ભાગી ગીયા !"

પેલી નવી આવનાર ચકીત થઇને મારીઆન ગમ તગર તગર જોવા પડી, અને પુછયું "ને એ બનાવ કયાં બન્યો?"

"મીસીસ ગોલડના બંગલામાં—ગરીબ બચારી."

"ને શું તે મરી ગઈ?"

"હા—સરગરદાન મરી ગઈ."

પેલી વીચારમાં પડી. જરા વાર આસમાન ગમ ધ્યાનથી જોઇ તે મારીઆનની ગમ વાંકી વળી, અને હળવેથી બોલી "બધી વાત મને બરાબર માંડીને કેહ."

મારીઆને પોતાની રીત પ્રમાણે સઘળી કથા કહી જે વાંચનાર જાણે છે.

"શું! આએ તે કેઇ જાતનો જુલમ? આટલું બધું થયું ને ઝેર ભેલનાર પકડાયો નહીં?" સાંભળનારે આખરે જુસ્સાથી કહ્યું.

"નહીં. ઘણીબી મેહેનત કીધી, પોલીસે ઘણાં ફાફાં મારીયાં પણ કસો પતો લાગો નહીં. એ મડમ કયાંથી આવી, અને એનું ખરૂં નામ શું તેજ પેહેલાં તો કોઇને ખબર નહીં, એમટલે પતો લાગે કયાંથી?"

"ડાકટર કોણ હતો?" પેલીએ અચબુચ પુછયું.

સ્ટીફ્‌ન ગ્રે સાબ. ડાકટર કાર્લેટન બી સાથે હતો, પણ તે તો બાહારગામ ગયલો હોવાથી એક બે વખતજ આવ્યો હતો. દવા તો સ્ટીફ્‌ન સાબે મોકલી."

"એ ડાકટર સ્ટીફ્‌ન કેવો છે? પરણેલો છે કે?"

"અરે હારે, પરણેલો છે ને ઘણોજ ભલો માણુસ છે. એ બચારો ખરૂં ખોટું જાણવાને પોતાનો હાથ કાપી આપે."

## પ્રકરણ ૩.

## ખુબસુરતીની હરીફાઈ.

શું આજ રાતની બલીહારી છે. શું ખુબસુરતીનો મહીમાં, શું જુવાનીનો તોર અહીં ભેગો મળ્યો છે. આજે રાતના એક મોટા સરકારી અમલદાર અને તેની બાનુએ 'બાલ નાચ' આપ્યો છે, અને કાનાનોરની સઘળી ગોરી ખલક ઝકઝકતા સણગારમાં ભેગી મલી છે. મેજબાનોમાં હાનરેબલો કાઉનટેસ આવ ઓકબર્નનું નામ પેહેલું ખીરાજે છે. જનરલ વાહન અને તેની બાનુ પણ ત્યાં પધારીયાં છે. ઓકબર્ન કુટુંબ સાથે વાહન કુટુંબને ઓળખાણ પડી છે. જનરલ વાહનનો વડો દીકરો પણ આજ રાત્રીએ આવેલો છે. અહીં ઓકબર્ને એકવાર પાર્ટી આપી તેમાં તે હાજર હતો એવું તેને યાદ છે. ડાકટર સર સ્ટીફન ગ્રેના ધણીયાંણી લેડી ગ્રે પણ આ બન્ને કુટુંબ સાથ મીત્રાઇનું માન ધરાવે છે. અલબતે લુસી અને મીસ હેલન વાહન અવારનવાર એક બીજાની સાથે થઈ જાય છે, પણ તે બન્ને વચે ઘણી રસાકસી ભરી અદેખાઇની જડ ઘલાઇ છે. કાનાનોરમાં વાત ઉઠી હતી કે ડાકટર ફ્રેડરીક મીસ હેલન ઉપર મોહી પડયો છે તે લુસીને કાને પડી હતી. આજના બાલમાં લુસીએ પોતાની આંખ્યો ઉઘાડી રાખી હતી, અને ઉપલી અફવાને ટેકો આપવાનું ઘણું જોયું હતું. કાનાનોરની બધી પરણુવા લાયક છોકરીઓ તેની પુઠે ઘેલી દેવાની થઇ ગઇ હતી,

અને તેમની માતાઓ તેથી વધારે ગાંડી બની ગઇ હતી. જો કોઇ પાર્ટીમાં ફ્રેડરીક આવે તો લાગલી એકાદ મા પોતાની બેટીઓને હડસેલા મારી તેની આગળ મોકલે "જાઓ છોકરીઓ, ડાકટર ફ્રેડરીક સાથ આઈસક્રીમ ખાઇ આવો." અથવા તો "આવો ડાકટર અહીં ખુરસી છે."—"તમુને જોઇને મારી આલીસ તો મલકાઇ મલકાઇ જાયછ" ઈત્યાદી ચાળા જેવા મુંબઇમાં પાર્ટીઓમાં જોવામાં આવે છે તેવાજ કાનાનોરમાં ચાલી રહ્યા હતા.

વાત ખરી છે, કે બીજી સઘળી છોકરીઓ કરતાં હેલન વાહન સાથ ફ્રેડરીક વધારે ફરતો જણાતો હતો, અને તેણીની સાથ ફ્રેડરીકને હસતાં જોઇ લુસી બળી જળી ખાક થઈ જતી હતી. લુસી મનમાં એમ સમજતી હતી કે ફ્રેડરીકનો છુપો પ્યાર તેણીના ઊપર છે, પણ તે જાહેર કરતાં લજવાય છે, પણ તે ખ્યાલ હવે હવામાં ઉડી ગયો.

એણીમેર લુસીની અળગ ચાલથી ધભરાઇને ફ્રેડરીક સામો તેણીનાથી આઘો નાહાસ્તો. અરે કોણ જાણેછ! અંગમાં દીલ નામની જે બીલસ જેટલી ચીજ છે તેના પેચવણ ખેલને કોણ પોંહોચી શકે છે! રીસાઇ ગયલી લુસીને પાછી તેજ કરવાને જાણી જોઇને ફ્રેડરીક આ પ્રમાણે બીજી છોકરીઓ સાથ લાડ કરતો કાં ન હોય? આ સઘળી ગરબડ ચાલી રહી છે એવામાં ચોકસ કારણોએ સઘળા મામલા ઉપર લેડી ઓકબર્નની દ્રષ્ટીને જાગૃત કરી. આટલી વાર તે અંધારાંમાં ગોતાં ખાતી હતી તે હવે પામી ગઈ કે લુસી ફ્રેડરીક ઉપર ફીદા છે. પણ ત્યારે ફ્રેડરીકે હજી પોતાનો

પ્યાર જાહેર કેમ કીધો નથી? કાઉનટેસ આ વીચારથી ઘણા અકળામણમાં પડયાં. ફ્રેડરીક ઘણો ડાહાયો અને બધી વાતે લાયક હતો, પણ લેડી જેન તેને પોતાની લાડકી બેહે-નના ધણી દાખલ કબુલ રાખે કે?

ઘણીવાર વીચાર કરી તેણીએ જેનને કાગળ લખીને બોલાવી પોતાની પ્રીતી કાઉનટેસને જણાઇ ગઈછે એવો ખ્યાલ લુસીને ન હતો. તે એકલીજ પોતાના મન સાથ જલ્યા કરતી હતી.

આજે રાતના કાનાનોરના એક મોટા સરકારી અમલદારને ત્યાં બાલ હતો. સર્વે બાનુઓ ખુબ ધામધુમ કરીને આવી હતી. લેડી ઓકબર્ન, લુસી અને નાહાનો લાર્ડ ઓકબર્ન છેક મોડેથી આવ્યાં હતાં. હેલન પેહેલાં તો મનમાં મથન થતી હતી કે એ લોક નહીંજ આવેતો સારૂં, કે તેણીને એકલીને ખુબશુરત ફ્રેડરીક સાથ નાચવાનુ મળે.

જેવાં મોટા હાલમાં તેઓ દાખલ થયાં કે લુસીની આંખ્યો આમ તેમ કાંઇ શોધવા લાગી—તે શું? જે તે પેહેલાંથી ધારતી હતી તેજ. ફ્રેડરીક ગ્રે પોતાના પાસાંમા હેલન વાહનને કમરમાંથી ધરી હસતી આંખોએ અને પ્રીત ભરયા ચેહેરાથી 'વાલ્ઝ' નાચતો હતો! એક પલમાં લુસીની છાતીમાંથી જાણે વીજળીનો ચમકારો પસાર થઇ ગયો, અને તે કમકમવા લાગી.

હેલન વાહનબી રૂપાળી દીસ્તી હતી. તે ઊંચી સોટા સરખી અને છુટા બાલોએ રમકડાં જેવી લાગતી હતી, અને સર્વે જોનારાઓ એક બીજામાં બોલતાં કે જોડું બરાબર બંધ બેસતું હતું. પણ લુસી ચેસનીની શરમાલ ખુબસુરતી,

સુવાળો ચેહેરો, અને મીઠીમધ જેવી જાંબુલી આંખ આગળ હેલનની ખુબસુરતી શું બીશાદમાં ગણાય. હેલન વાહનની વખાણ સર્વે કોઇ મોટે સાદે કરતાં, પણ લુસી વીશે વાત કરતાં તો તેઓ ચુપ સાધે મનથી મધન થતાં.

વાલ્ઝ ખલાસ થયો અને ફ્રેડરીક લુસી આગળ આવ્યો. લુસી જાણે જાણુતી ન હોય તેમ બાજી ગમ જોયા કર્યું. ફ્રેડરીક સરભોગ સામો જઈ ઉભો.

"ઓહો લુસી, કેમ એટલું મોડું ? જે વાલ્ઝને વાસ્તે તેં મારી સાથ ગોઠવણ કરી હતી તે તો ખલાસબી થયો."

"તેમાં શું ? કાંઇ ચીંતા નહીં." કડવું મોહ કરી લુસીએ ઉતર દીધો.

"ત્યારે આએ પછીનો કવાડરીલ મારી સાથ નાચશે કેની ?" લુસીએ જાણે સાંભળયું ન હોય તેમ એક બીજો ધરહસ્થ આવી લાગ્યો તેના સાથ વાત કરવા પડી અને તેણે હવે પછીનો કવાડરીલ નાચવા માંગીયું તે કબુલ રાખીને તેની બગલમાં હાથ આંપીને ચાલવા માંડયું. ફ્રેડરીકને કપાલે તો લોહી ધાઈ આવ્યું. તે આડો પડીને બોલ્યો "પણ એ વાજબી નથી. મેં પેહેલી માગણી કરી હતી."

લુસી હટીને બોલી "જી, શું કાંઇ મને કહ્યું ?"

"હા—મેં પેહેલું પુછયું એટલે તમારી સાથે આએ ડાન્સ નાચવાનો પેહેલો હક મારો છે."

"જી—તમારી નાચવાની ખુશી હોય તો અંહી બાનું-ઓના તોટા નથી—મીસ લેક, મીસ વાહન—મીસ ડાર-લીંગટન વગેરે તમને પકડવાને તૈયાર છે. જાઓ, એમાંથી એકાદને પસંદ કરોની."

આ પ્રમાણે ઠસ્સામાં બોલી તે ત્યાંથી પોતાના નવા ભાગીદાર સાથ ચાલી ગેઇ. આહ! તે વાર લુસીની છાતીમાં પ્રીતના કાંટા ભોંકાતા હતા. ફ્રેડરીક થોડીવાર વીસમય પામીને ઉભો રહ્યો, પણ જરા વાર વીચાર કરીને હેલન વાહન પાસે ગયો અને હવે પછીનો કવાડરીલ તેના સાથ નાચવાની ગોઠવણ કરી તેણીને લઇને નાચવાની જગાએ આવી ઉભો.

આ વાર લેડી ગ્રે, તે ફ્રેડરીકના મા, કાઉનટેસ ઓક-બર્ન અને મીસીસ ડેલસી નામની એક બાનુ કરી સામા કોચ ઉપર બેસી તમાસો જોતાં હતાં. આ મીસીસ ડેલ-સીને સારા ગામની પંચાત હતી. પોતાને કાંઇ લાગે વળગે નહીં તેમાં પણ જ્યાં ત્યાં માથું ખોસીને નખ્ખોદ ઘાળવાની તેણીને અભાગણી ટેવ હતી. ફ્રેડરીક અને હેલન વાહનને સાથે નાચવા ઉભેલાં જોઇ મીસીસ ડેલસીએ લેડી ગ્રેને ચીબી થઇ પુછ્યું.

"ત્યારે હવે એતો નક્કી થયું કે?"

"શું નક્કી થયું?"

"કે તમારો દીકરો ફ્રેડરીક હવે જલદીથીજ હેલન વાહન સાથ—

લેડી ગ્રે ચમકીને ખડાં બેઠાં. હેલન વાહન જેવી ચવીત્રી છોકરી તેવણુને જરાબી ગમતી ન હતી.

"મીસીસ ડેલસી, એ તમે શું કાચું કાપોછ? મારો દીકરો હેલન વાહન સાથ પરણે! કંઈ વાત!"

"કાંય વારૂં—જુવોની રંગ તમેજ."

લેડી ગ્રેએ જોયું. ખરેખાત ફ્રેડરીક હેલન ઉપર જાણે મરી ફીટતો હોય તેમ ચાળા કરતો હતો. એવામાં લુસી નાચથી ફારેગ થઇને પોતાની મા આગળ આવીને બેઠી. તેણીની પાસે એક જગા ખાલી હતી તેમાં ફ્રેડરીક આવીને બેઠો. લુસીનું દીલ અંદરથી ઠડક ઠડક થતું હતું.

"શું છે લુસી—આજે એમ કેમ?"

"કેમ કેમ? કાંઇબી નહીં—હોય શું."

"પણ જરા કેહ તો ખરી, કે મે શું ધુનાહ કીધો?"

"કાંઇબી નહીં—ધુનાહ શાનો."

"પણ તોબી?"

"તોબી શું—એ વળી આજે નવો ધખારો શું?"

ફ્રેડરીક વીચારમાં પડયો. પણ છે શું? આજે વળી દાળ શાને દાઝી ગેઇ? હેલન વાહન તાણી તોડીને તેની સાથેની સાથે ફરતી હતી તેથી લુસીને ઇભરામજી આવતા હતા એવું તો તેના સ્વપનામાંબી નહીં. તે તો મનમાં મળકાતો હતો કે લુસી તેના ઉપર જીવ આપશે પણ હાલ થોડા દાહાડાની તેણીની ચાલથી તે ઘણો અંદેશામાં પડયો હતો.

"લુસી, ગમે તે હોય, પણ હું ધારૂંછ કે તું મને ઘણી કઢંગી હાલતમાં મેલેછ. મેં કવાડરીલ નાચવાની તારી પાસે પેહેલી માંગણી કરી તોબી તું બીજા સાથ ચાલી ગઇ. વારૂં, હવે પછીનો ડાન્સ મારી સાથ નાચશે કની ?"

"ઘણી મેહેરબાની થઇ. હવે પછીનો ડાન્સ નાચવાની મારી ઇચ્છા નથી. હું જરા ઠાકી ગઇછું."

"આ પ્રમાણે વરતવાનો કાંઇબી સબબ છે."

"સબબ શાનો ?"

"આએ પ્રમાણે મારી સાથ નાખુશ થવાનો કદાચ એબી તારો ફ્રાંટો હશે."

"હા, તેમબી હોય—ચાલો સાહેબજી."

આ પ્રમાણે બોલી લુસી પોતાના નાના ભાઇનો હાથ પકડીને ચાલી ગેઇ. આ વાર લેડી ગ્રેની નજર પોતાના દીકરા ઊપર પડી. તે ખીજાઇને મુછ મરડી મરડીને પીખી નાખતો હતો. લેડી ગ્રેએ તેને એશારત કરીને પોતાની પાસે બોલાવ્યો અને કાનમાં કહ્યું.

"દીકરા, મારા જીવને ધભરાટ થાયછ તેથી એકજ જવાબ દે. શું તું હેલન વાહન સાથ મેહોબતમાં પડવા માંગેછ ?"

"અરે નારે માજી—ખોદા ખેર કરે. એ વળી વાત કયાંથી લાવ્યાં ?"

"બધાં તો કેહછ કે તું તેના ઉપર આશક છે અને શાદી કરવાનો છે."

"તે બધાં કેહનારાંની ઘણી મેહેરબાની થઇ."

એવામાં નાહાની મીસ ફેની ડારલીંગટન આવીને ફ્રેડરીકને નાચવા ધસડી ગઇ. આ ફેની ઘણી રમતીયાલ હતી. નાચતાં નાચતાં તેણીએ ફ્રેડરીકને મશકેરીમાં પુછયું "કેમ લગન કયારે ?"

"કોણના લગન ?"

"હેં, વળી ચીબા થાઓછ કે ? જાણે તમે તો જાણતાજ નથી. વળી તમે એટલાં ધરાં પરાં કરોછ તે લોક સમજતાં નહીં કે ? મીસીસ ડેલસી તો કેહેતાં હતાં કે જનરલ વાહને પોતાની રજાબી આપી."

"મીસીસ ડેલસી કયારે એમ બોલ્યાં ?"

"હમણાજ કલાકેકની વાત પર. હું અને લેડી લુસી ચેસની તે વાર આગળ ઉભેલાં હતાં."

ઓહો ! હવે સમજ પડી—ત્યારે લુસીનો થોભડો ચહ- ડવાનું છુપું કારણ આ કે ? મીસીસ ડેલસી પાછાં થાયરે પાછલી રાતના. તેવણ જેમ ગમે તેમ લોકમાં ટુમડાં લડા- વતાં હતાં. ફ્રેડરીક મન સાથ ઘણો મુઝાયો, અને સાદ ફેરવી નાખી બોલ્યો.

"મીસ ડારલીંગટન, મીસીસ ડેલસી જ્યારે મને મળશે ત્યારે તેવણને હું જરૂર કેહનારછું, અને તમનેબી કેહુંછ કે આવા નજીસ ગપાટાઓ ફેલાવીને અમારા નામ સંડોવવામાં તમોએ ગ્રહસ્થાઇનો તરીકો વાપરયો નથી, અને હું તેથી ઘણો નાખુશ છેઉં."

મીસ ડારલીંગટન તો ચાટ પડી ગઇ, અને ત્યાં વાત બંધ પડી ગઇ.

એણીમેર લુસી દલગીર જીવે બાહાર અગાસી ઉપર અંધારાંમાં હાથનો ટેભીઓ ગાલે લગાડીને ઊંડા વમાસણમાં ઉભી હતી. ઝાડોની ઘટાથી તે ઘંકાઇ ગયલી હતી. તેણીના અંગનું લોહી નાશીપાશીથી ગોયા બંધાઇને જડ થઇ ગયું હતું. આહ! વાલ્ઝ પોતાના પુર જોશમાં ચાલતો હતો, અને ફ્રેડરીક પોતાની પ્રીયા હેલન સાથ કેવો ખુશીથી નાચતો હશે એવા વીચારથી તેણીની છાતી વીંધાઈ જતી હતી. જેના ઉપર તેણીનો જાન પ્રાણ હતો તે આખરે બીજાનો થયો! અરે લુસીના સુખના સઘળા આગલા સ્વપના કયાં હવામાં તણુ થઇ ગયા. કાનાનોર આવ્યા પછી તેણીનો હસી ખુસીનો જીવ ઉદાશ થઇને અદેખાઇના આતશે તેણીને જલાવી નાખી હતી. હમણા અગાસી ઉપર પડતાં પુર ચંદરણામાં તે એકલી ઉભી ને જાણે આપઘાત કરવાની તૈયારીમાં હોય તેમ દેખાવ લાગતો હતો. તેણીની આંખો આંસુથી ભરાયલી હતી અને તે વારેવાર રેશમી રૂમાલ કાહાડીને પોતાની આંખો નુંછતી હતી,

એવામાં કોઇએ તેણીના ખભાં ઉપર હળવેથી હાથ મુકયો. લુસી ચમકી. ફ્રેડરીકે પુછયું,

"લુસી! કાંય પણ, એમ કાંય—તારા જીવને શું છે?

લુસીની ઘણીબી ઇચ્છા કે તેનો હાથ ખસેડી નાખે અને આંથી જતી રેહ, પણ તેમ કરવાની તેણીનામા તાકાત ન હતી.

આખર કરે પણ દીલનો પ્યાર ઘણો સતાધારી છે. તે પાત્રાંની પેઠે ધ્રુજવા લાગી.

ફ્રેડરીકે તેણીને કમરમાંથી ધરી અને તેણીના કાનમાં આ પેહેલીજવાર પોતાની પ્રીતીનો ઝરો ખુલ્લા શબ્દોમાં ખાલી કર્યો. આટલી વાર તે શા સારૂં મુંગો રહ્યો હતો તે સમજાવ્યું. લુસી તેનાં ખભાં ઉપર માથું નાખી દઇ ડુસકે ડુસકે રડી પડી.

"ઓ મારી લુસી, તારા અને મારા વચ્ચે આવી અણઘણ અવસ્થા કદી નહીં થવી જોઈતી હતી. હું તુને વીસારી મુકું એવું તારે એક પલબી ધારવું સજાવાર ન હતું. મારા જાન, આપરે કાંઈ મુદત થઇ એક બીજાને ચાહીએ છૈયે તેથી તું કયાં ના વાકેફ છે?"

આ વાર લુસીનો ચેહેરો પોતાના ખભાં ઉપરથી હળવેથી ઉપાડીને ફ્રેડરીકે તેણીના મખમલી હોથ ઉપર એક નરમ બોસો લીધો. આહ! લુસી લુસી! શું તે વખતની ખુશાળી! કવીઓ અમૃત પ્યાલાના વર્ણન કરી ગયા છે તે અમૃત પ્યાલો તે આ.

"લુસી, મને હમણાંજ ખબર પડી કે કોઇ દદાઓએ મારૂં નામ મીસ હેલન વાહન સાથ સંડોવ્યું હતું. લુસી મારી, હું સોગંદ લઇને કહુંછ કે મારી નજરમાં હેલન વાહન તારી જુતી નુછવાનેબી લાયક નથી. તું દુરની દુર ફરયા કીધી એટલે તે વધારે ને વધારે મારી સાથ ફરવા લાગી તેને હું હાંકી કેમ કાહાડું? તું ખરૂં માનજે કે જયારે હું તેણીના સાથ ચાલતો હતો ત્યારે મારૂં દીલ તારી સાથ ચાલતું હતું, હવે જે થયું તે સારૂં મને માફ કર."

લુસીએ જવાબ આપ્યો નહીં, પણ ફ્રેડરીકને ગળે વળગી. એજ જવાબ શું બસ નથી?

"લુસી, મારી આંખના નુર, તું નક્કી માનજે કે તારા ઉપરનો મારો પ્યાર કાંઇ સાધારણ પ્યારના જેવો નથી. તું હવે પછી મારા દીલની માલેક, મારી ઇચ્છાઓની સરદાર, મારી દોલતની બાગબાન અને મારી ઇજ્જતની રખેવાલ થઈ રહેશે. લુસી બોલની, કે તું મારી થશે ?"

લુસી નહીં બોલી, પણ ટીંગાઇને ફ્રેડરીકના મોતેબર કપાલ ઉપર પોતાના હોઠ ચાંપ્યા અને આ અદરાવવાની ક્રીયાના સાક્ષીઓ આસમાન ઉપરનાં ચલકતા સેતારાઓ હાજર રહ્યા.

"લુસી દીકરા, હવે તો તું મારી સાથ નાચશે કેની ?"

આ આશક માશુકનું જોડું જ્યારે પાછું દીવાનખાનામાં દાખલ થયું ત્યારે બન્નેના હસતા ચેહેરા અને ચમકતી આંખોએ કોઇનું ધ્યાન ખેંચ્યું નહીં, પણ લુસી આગળ તો આખો હાલ જાણે તરતો હતો.

બાલ ખલાસ થયો અને તેઓ ઘર ગયાં ત્યારે જેન આવી પુગેલી હતી. લુસી સુવા ગયા પછી કાઉનટેસે સઘળી વાત માંડીને કહી. સર સ્ટીફનની પછી ફ્રેડરીક બારોનેટ થશે અને મોટી દોલતનો ધણી થશે એટલે લુસીનો ભરથાર થવાને તે તદન લાયક હતો એમ બન્ને જણને કબુલ કરવું પડયું. તેઓએ આ સગાઇની મંજુરી એકમતે આપી.

સવારના જેન બેઠેલી હતી ત્યાં લુસી દોડતી દોડતી આવી ને તેણીને વળગી પડી.

"ઓહો લુસી ! ત્યારે અમારી જાણ વગર તમે પ્યારમાં લપટાયાંછ કેમ ? વાહરે વાહ ! આવો આવો ! ફ્રેડરીક સાહેબ,

તમેબી ધણા સારાં કામ કરતા ફરોછ—લેઓ, જ્યારે તમે તમારી ધણીયાણી પસંદ કીધીછ ત્યારે એ છોકરી અમુને જોઇતીજ નથી—તમારે માથે એ સલામત રેહ."

આમ બોલી લુસીને જેને ફ્રેડરીક આગળ ધરી અને સધળાઓની હજુરમાં આ સુખી જોડું એકબીજાને ચાંપીને ભેટી પડયું.

---

## પ્રકરણ—૪.

## મારીઆનની લપલપી.

લાહોરમાં ખલાસી ચકલામાં પોતાની છાપડીના આંગણામાં જાડી મારીઆન બેઠેલી છે તેવામાં સામેથી મુન્ના આવી મલી. જાણવું કે લેડી જેન પાછાં લાહોર આવી રહ્યાં હતાં.

"ઓહો મારીઆન, તું છે કે ? એટલી બધી સોહોરાઈ સુકાઈ સાને જાયછ ? આટલાં આટલાં વરસ થયાં કયાં હતી ?"

"અરે હારે, હવે તો ઉઠાતું બેસાતુંબી નથી તેથી શું કરૂં. કોઇ પાતરૂં થવાની દવા આપે તો જાણે તેબી પી જાઊં એવુ તો થાયછ."

"પણ તારે ખાવાતું ને જરા ધીચવાતું ઓછું કર."

"અરે જારે છોકરી. કેઈ જીંદગીને સારૂં ? દારૂ તો મારા જીવનો હાર. જો સહવાર સાંહાજ જરા જરા તે નહીં હોય તો હું તો મરી જાઊં. લે ચાલ, મારા પાસેના ગાળામાં કોઈ પરાણા આવ્યાંછ તેને તાંહ રોજે કામ કરવા હું જવાની છું."

"વળી કોણ આવ્યુંછ?"

"કોઇ યુરેઝીયન જેવી છે તો ખરી. વીધવા છે ને સાથે આજારી જેવો છોકરો છે; પણ મુન્ના કોઇ આગળ બોલતી ના હો—આએ કરીસતાંઉ પેલી મડમ મરી ગેઇ તેને સારૂં ખબર કાહાડવા આવીછ એમ મને તો લાગેછ."

"કેઇ મડમ?"

"પેલી દવામાં ઝેર ભેળાયાથી મરી ગેઇ તે!"

"ઓ માયરે, એ કોણ છે ને કયાંથી આવી?"

"તે તો હું શું જાણું, પણ મને તો સ્ટેશન ઉપર મળી. હું પાસેના ગામમાંથી આવતી હતી તાંહ કેની તે હું છે તે મારી માસીની છોકરી આજારી છે તેને જોવા ગેઇતી, તારે મારી માસી કેહજે મારીઆન જરા બેસ, બે બુક ખીચડી ખાઇને જા તેથી હું બેઠી ને બેવડાના બે ગલાસ ઠોકીને—શું કેહું મુન્ના, બેવડો કેવો મજાનો—

"પણ તારી વાત ચલાવની—એ બધું તુને કોણ પુછેછ?"

"તારે વાત નહીં કરતી તો આએ શું ભુકુંછ કે—તુંબી અમથી લાર કરતી—મકુંજે સ્ટેશન ઉપર આએ બાઇ મળયાં તેવણ મને પુછવા લાગાં કે મીસીસ કેન કાંહાં રેહછ. મેં કહ્યું જે બાઇ, મીસીસ કેન તો ગુજરી ગીયાં. આએ પછી બીજી તીજી વાત થઇ ને મેં બધી હકીકત માંડીને કહી ને તેવણ તો સાંભરીને એવાં છીકી પડયાં કે બસ ધરયા ધરાય નહો."

"પણ એ બાઇ છે કોણ?"

"તે તો મારી જાણે બલા—પણુ તેવણુ આએ બનાવની ખુબ જુસતેજો કરેછ એટલું તો હૂં જાણુંછ. તેવણે આવતાંને વાર આએ પાસેનો ગાળો ભાડે લીધો અને ભાડેનું ફરનીચર લાવીને ગોઠવ્યુંછ ને આખો દાહાડો કાંઇ ખટપટમાં બાહાર ફરતી ફરેછ ને સાંહાંજના મને વાત કરવા બોલાવેછ. રોજ રાતના મને દારૂનું અકેક ગલાસ આપેછ. જુઠું શું કરવા કેહું.'

"પણ તું શા પરથી ધારેછ કે એ બાઈ પેલી મરનાર મડમની ખબર કાહડવા આવીછ ?"

"તારે બધી હુશીયારી ગામમાં તારામાંજ આવીછ કે ? એ મને દારૂ પાઇને બધું પુછેછ તે શું હું સમજતી નહીં કે ? આખો દાહાડો બસ એનું એ માથું ખાયછ ને કાગળના કકડા ઉપર કાંઇ લખી લેછ. રાતના મને કેહેજે મારીઆન હું પુછપરછ કરૂંછ તે વાત કોઈ આગળ બોલતી ના. મેં કહ્યું જે નારે મેમ સાબ, હું મરી જાઊં તોબી એક બોલ કોઇને નહીં કેહું."

"ને તે છતાં બધી વાત તેં મને માંડીને કહી."

"અરે પણ તું કાંઇ કોઇ છે ? તું તો આપરી પોતાની. વળી બધી વાત તું તો પેહેલાંથીજ જાણેછ. હું કાંઇ કોઇને કેહવાની છેઊં ?"

"પણુ એ નવી આવનાર બાઈ અંહીં કાંહ સુધી રેહવાની છે ?" મુન્નાએ પુછયું.

"તે તો કોણુ જાણે. હમણા મડમ તો બાહાર ગયલી છે, પણુ તેનો છોકરો ઘણો મજાનો છે તેને તું જો આવે તો હું દેખાડું."

તેઓ બન્ને જણ ઓરડામાં ગયાં. સોફા કોચ ઉપર એક અતીશે ખુબસુરત છોકરો ઊંઘતો હતો. તે તદન ગોરો હતો, અને તેના સોનેરી બાલ તેના ખભાં ઉપર લટકતા હતા. મુન્નાએ તેના ગમ ટીકી ટીકીને જોયું, કેમજે તેનો ચેહેરો જાણે ઓળખાણમાં આવતો હોય તેમ લાગતું હતુ.

"બચારાને ગુઠણ ઉપર કાંઇ થયલું છે તેથી ઘણો હેરાન થાયછ" મારીઆને ખબર આપી.

"અંહં, ગરીબ બચારો—એ સોજામાંથી તો કોઈ વખત ખરાબ પરીણામ નીપજેછ. જોની, બચારો કેવો લેવાઇ ગયલો છે."

આટલી વાતચીત થવા પછી મુન્ના ત્યાંથી દોડી, કેમજે વાતમાં ને વાતમાં વખત નીકળી ગયો હતો. પોતાનું કામ કરીને પાછું ફરતાં જોય શું, કે મારીઆનની ઝુપડીની પાસેના ગાળામાં વરનડાહ ઉપર ખુરસી કાહાડીને એક મડમ બેઠાં હતાં. તેવણુની ઉમર આસરે ૫૦ વરસની લાગતી હતી. પેલોજ છોકરો હજી તેણીના ખોળામાં ઊંઘતો હતો. મુન્નાએ આએ મડમને તુરત ઓળખી. તે વરનડામાં હીંમતથી દાખલ થઇ અને સામી ઉભી રહી ને નમીને સલામ કરી.

"સલામ, મેમ સાબ—મેં અગાઉ તમને જોયલાં છે."

"સલામ—તું કોણ છે? મેં તુને કોઇ વાર અગાઉ જોયલી યાદ નથી."

"જરા યાદ કરો—ગરીબ બચારાં મીસીસ કેન બીમાર હતાં ત્યારે થોડા દાહાડા તેવણુની નોકરી કરવા હું આગળ રહી હતી."

"આહ, હા, હા, બરાબર—બરાબર—અજબ છે કે તે મને ઓળખી."

"તમેજ શાહારા ઇઝીકીયલ કેની, કે જેવણુ તે વખતે આવીને બુચાને લઇ ગયાં હતાં ?"

"હા—હુંજ તે—પણ અહીં ગામમાં વાત ના કરતી, નહીં તો બધું હાઉસન ઝાઉસન મને પુછવા આવશે ત્યારે તે બધાંને હું કેમ જવાબ આપીશ. વળી પેલી મરનાર મડમની ખટપટ પાર્શ્વી જાગે તો મને નકામું પંચાતીમાં પડવું થાય તેથી હમણાં તો અખાડાજ કરજે."

"વારૂં મેમ સાબ, પણ પેલાં બચ્ચાંનું શું થયું ?"

"તે તો મરી ગયું."

"ઓ ! એમ કે ? હું જાણું કે આએજ બુચો તે હશે."

"નહીં રે, એ છોકરો તો મારો પોતાનો છે."

"જીવતો રેહ, પણ મને એનો ચેહેરો ઘણોજ ઓળખાણમાં આવેછ ત્યારથી હું યાદ કરૂંછ પણ ધ્યાનમાં આવતું નથી."

"લે ચાલ હોશે—એતો એમ ચેહેરા મળતા જણાય. પણ પેલી મડમની વાત તું તો કંઇ કેહ કે એ થયું શું ? ભુલ થઇ કે કાંઈ દગો ?"

"તેજ જો જણાયું હતે તો દુઃખ શાના છે."

"પણ મરનાર બાઈ આગળ ખરો ડાકટર કોણ હતો ? સ્ટીફન કે કાર્લટન—મારીઆન દારૂની ધુનમાં કાંઇ બોલેછ તે બરાબર સમજાતું નથી."

"ડાકટર સ્ટીફન, હમણા જેવણ સર સ્ટીફન ગ્રે છે તેવણ આવતા હતા. ડાકટર કાર્લેટન બે વખત આવ્યા હતા. એક વખત મડમ ગુજરવાની રાતે અને એક વખત તેની આગળી રાતે."

"પણ બે ડાકટરનું શું કામ હતું ? તે એટલી બધી બીમાર હતી ?"

"નહીં—જરાબી નહીં--તેવણની મરજી તો પેહલાંથીજ કાર્લેટનને બોલાવવાની હતી, પણ જ્યારે દુઃખી આવ્યું ત્યારે તે ગામની બાહાર ગયલો હતો તેથી બીજાને બોલાવયો. બીજે દાહાડેથી તો કાર્લેટન સઘળું પોતાનાજ સ્વાધીનમાં લેનાર હ઼તા."

"એ બેહુ ડાકટરો પરણેલા હતા કે ?"

"ગ્રે સાહેબ તો કબીલાવાળા હતા, પણ કાર્લેટન સાહેબ તો બાઇનાં ગુજરવા પછી પરણુયા, પણ હવે હું જાઉંછ—મને ઘણી વાર થઇ ગઇ."

"જરા ઉભી રેહ—મારા બુચાને સારૂં કીયા ડાકટરને બોલાઉં. જાન ગ્રેને કે કાર્લેટનને."

"છે તો બેહુ હુશીયાર પણ મને ડાકટર જાન ઘણા ગમેછ, તેવણ ઘણા ભલા માણુસ ને માયાળુ છે."

રસતે ચાલતાં મુન્ના વીચારમાં પડી. આ છોકરાનો ચેહેરો કોણુને મળતો છે. મીસીસ કેનનું આ બાળક તો ન હોય ? પણ ત્યારે શાહરા ઈઝીકીઅલ જાુઠું શું કરવા કેહ ? વળી આ ચેહેરો મરનાર મડમને મળતો બીલકુલ ન હતો, પણ

ત્યારે એ ધ્યાનમાં કેમ આવેછ. જાણે આબાદ અગાઉ જોયલો ચેહેરો !

આહ ! સબર જીવ ! બરાબર—આબાદ ચેહેરો–હવે મુન્નાને જણાયું કે આ ચેહેરો કોણને મળતો હતો. તે હવે ઘભરાઇ–ખોદા ખેર કરે. રખે એમાંથી કાંઇ ભયંકાર ભોપાળું નીકળે.

---

## પ્રકરણ—૫.

### ડાકટર કાર્લટનનું સ્વપનું.

લાહોરના પબલીક એસમબલી રૂમસમાં આજ રાત્રીએ જાહેર ખાનુ હતું, અને તેના પ્રમુખસ્થાને ડાકટર કાર્લટન બીરાજ્યા હતા. ડાકટર કાર્લટનનો ભપકો હાલ શેહેરમાં ભારે હતો. તેવણુની ડાકટરી ચાલાકી, દોલત, ખુબસુરત અને ઉમરાવ બાયડી એ સઘળાંથી મંડળીમાં તેવણુની નોક ઊંચી હતી. તેવણુ છુટે હાથે ખરચ કરતા. ગાડી ઘોડા, ખાના પીણા, નાચ રંગમાં પૈસાનો ધુમાડો થતો હતો, જોકે કેટલાક જાણુ-કારો બોલતા કે બધું ધમધોળ ને માંહે પોળ હતું.

આજ રાત્રીએ ખાનાની મેજ ઉપર ડાકટર કાર્લટને માયાકુલ ભાશાણો કરીને સર્વેને દેખાડી આપ્યું હતું કે, તેવણુ એક છટાદાર બોલનાર હતા. જ્યારે તેવણુની સલાંમતી લેવાડવામાં આવી ત્યારે દેવાનખાનામાં તથા બાહાર રસતા ઉપર ભેગાં મલેલાં લોકોએ તાળીની ગર્જનાથી તેવણુને વધાવી લીધા હતા.

અગીયાર વાગતે ખાનું ખલાસ થયું અને ડાકટર કાર્લટન બાહાર આવ્યા ત્યારે તેવણુ રાએતા કરતાં વધારે ઉસકેરાયલા

દીસતા હતા. કાર્લટનનાં દીલમાં કાંઇબી અંદેસા, કાંઇબી ચીંતા હોય–હશે કે નહીં તેતો તેનો જીવ જાણે—તે સઘળાં આ વાર તે ભુલી ગયો હતો. તે પોતાના મન સાથ વમાસવા લાગ્યો કે——“આ લોક મને હવે ખોદા જેવો ગણેછ. શેહેરમાં મારો દરજ્જો સર્વેથી મોટો છે. કોણની મગદુરછે, કે હવે મારા ઉપર જરાબી શક નાખે. છટ–લોક તેને ચીરી નહીં નાખે કે ? પણ હુંબી ગાંડો છેઉં તો–દરરોજ વીચાર કરૂંછ, કે આએ શેહેર હવે છોડી જાંઉ–બીજે ઠેકાંણે મારૂં કાંમ ચલાઉં, પણ કોણ જાણે શું છે તે બની શકતુંજ નથી. ખોદા માલમ કાંઇ છુપી સાંકળ મને જકડી–ચપ–ચપ આજે રાતના એવા વીચાર કરવાની મારી ખુશી નથી.”

જરા વાર વીચાર કરી તે વળી પાછો બરબડવા લાગ્યો. “ચોકસ કારણોએ મને અંહી લાવી નાખ્યો હતો, પણ તે કારણ હવે તો રહ્યાં નથી ત્યારે નકાંમો હું અંહી શું કરવા ફાંફાં મારતો હોઇશ ? નહીં, હવે તો અંહીથી જાઉં. એમબી ને એમબી મુંબઇ નહીં તો કલકતા ઠીક પડશે. પેલા સ્ટીફનને બેરોનેટસી મળી ત્યારે હું શું કાંઈ તેના કરતાં ઓછો છું ? જ્યારે સેવક બારોનેટ થવા પામશે ત્યારેજ ફલોરા બાઈનો રોસ જરાબી ઉતરશે. બાપરે, કાંઇ આએ ચેસની ખાનદાંનને મીજાજછે ! સ્ટીફન સાંમે મને કાંઇ ક્રોધ નથી, પણ એનો છોકરો ફ્રેડરીક ! આહ ! મારૂં જો ચાલે તો એનો તોટો—— અલ્લો, કોણછે રે તું ?”

“જી, એતો હું મારીઆન છું, કયારની તમારી પાછળ પાછળ ચાલુંછ પણ તમે મને જોઇ નહીં.”

કાર્લેટન ચમક્યો તો ખરો, પણ કોણ જાંણે શા કારણસર તે મારીઆનને હંમેશ તાઢી મીઠી રાખતો હતો.

“ પણ ભલી મારીઆન, મોહોડેથી બોલીએ કેની, હુ શું જાણું કે તું પછવાડેથી આવેછ ? કેમ મારૂં શું કામ પડયું ! ”

“ સાબ, હું તમુને એક ઘેરમાં લઇ જવા આવીછ.”

“ કાંહ ? શું બીમારીછે ? ”

“ કાંઈ ઉતાવળ નથી સાબ, કાલે સહવારનાં કે કાલે બપોરનાંબી આવશો તો ચાલશે.”

“ પણ કાંહ ? કોઇ મીસીસ સાહરા કરીનેછે તેના છોકરાનાં ગુઠણ ઉપર કાંઇ નીકળ્યુંછ.”

“ એ સાહરાનું નાંમતો નવુંછે, પણ ઠીકછે હું કાલે જઈશ.”

ડાકટર કાર્લેટન જ્યારે પોતાના મકાનમાં દાખલ થયા ત્યારે વીચારમાં હતા, કે મેમ સાબના મીજાજ કેમ હશે.

“ કેમ બટલર, મેમ સાબ, ઘેરમાંછે કે ? ”

“ હા સાબ, અડધો કલાક થયો આવ્યાંછ.”

ડ્રાઇંગ રૂમમાં ફ્લોરા સોફા કોચ ઉપર અઢેલીને પડેલી હતી. રેસમી ડ્રેસ, હીરાનાં નીકલેસ વગેરે તેણીના આંગ ઉપર એમના એમ હતાં, કેમજે તે બાહાર જમીને આવી હતી.

“ કેમ બડી મેમ સાબ, આજે આપની ખબર કેવી છે.”

“ સારી, પણ જ્યાં હું જમવા ગઇ હતી ત્યાં બધું એવું ડલ હતું, કે જેમ તેમ કલાક કાહાડયો.”

"તુંને તો કલાક ભારી લાગેછ, પણ મને તો હવે આએ શેહેરજ કરડવા આવેછ."

"તારે આંહી રેહછ શું કરવા?"

"તું બોલી રહી? હું ખરૂં કેહુંછ, કે મારી મરજી અંહીથી નીકળીને કલકતે જઇ વસવાની છે. કેમ તારો કેવો વીચાર?"

"તમે જઇ રહ્યા. તમે કોઇ દાહાડે લાહોરમાંથી જવાના નથી. તમે અંહીથી જાઓ તો પછી તમારી બધી સહી મીતીઓનું શું થાય?"

"ફ્લોરા, હવે બસ—મારી કોઈ સહી મીતીઓ નથી, તું જો મારી સાથે આવવા કબુલ થાય તો હું આવતે મહીને જવાનું નક્કી કરૂં. હવે આગળી પાછળી ભુલી જઈ તું તારી ખુશી મને જાહેર કર, કેમજે હું આએ કંગાળ શેહેરથી ખરેખર કંટાળી ગયો છું."

"ચાલોની, મારે કાંહ ના છે." આ પછી ધણી ધણીયાંણી કલાકેક સુધી વાતમાં ગુંતાયાં અને જ્યારે ફ્લોરા રાતના સુતી ત્યારે કલકતામાં ધામધુમ, ગવરમેંટ હાઉસમાં પારટી વગેરેનાં તેને સ્વપનાં આવ્યા.

બીજે દીને કબુલાત મુજબ કાર્લટન સાહારા ઇઝીકીઅલને ત્યાં ગયો. ઓરડામાં મડમ તો હતી નહીં, પણ નાહાનો છોકરો ભોંયપર બેસીને રમકડાં સાથ રમતો હતો.

"અલ્લો—નાહના શેઠ, કેમ તમેજ———

પણ આટલા શબ્દો બોલી કાર્લટન અચકીને ઉભો. છોકરાનો ચેહેરો જોતાંજ તે ગુંચવાયો, ધબરાયો અને ડોળા

ફ્રાક ઓચંબામાં પડ્યો. એટલામાં તેની નજર પડી કે સાહારા ઇઝીકીઅલ આ સઘલો તમાસો બારણામાંથી ચીમાઇને જોતી હતી. તે તુરત માંહે આવી.

"આવો, ડાકટર સાહેબ, આવો—હું જરા પાછળા ઓરડામાં કાંમે ગઇ હતી. કેમ છોકરો કેમ લાગેછ—બચારો ઘણો નબળોછે તે જોતા હતા કે?"

"હા—એનું નામ શું?"

"ડીક, ઇઝીકીઅલ."

"તમે કીયે ગાંમથી આવ્યાં?"

"જી, તેના સાથ શું કામછે, પણ હું દક્ષીણ હીંદુસ્તાનમાંથી આવીછ. મારાં ઘણાં છોકરાંમા માત્ર એજ જીવતો રહ્યોછ."

"અંહં! પણ એ પેદા કાંહ થયલો?"

"જી, બેઅદબી માંફ છે, પણ આએ છોકરાની દવા કરવાની તમારા મરજી જણાતી નથી. એ કાંહ જણ્મ્યો? જયાં હું રેહતી હતી ત્યાં."

"બાઇ, ગુસ્સો કરવાની કસી જરૂર નથી. હુંતો સેજ પુછુંછ, કેમજે એ સઘળું જાણ્યા પછી દવા કરવાનું વધારે સવલ કોઇ વાર થઇ પડેછ. ચાલો જોઇએ એના પગને શું છે?"

સાહારાએ ગુંઠણપરનો પાટો છોડયો અને કાર્લટન તપાસવા સારૂં વાંકો વળ્યો, પણ તેનું ધક ધ્યાંન આ છોકરાના ચેહેરા ઉપર ચીટકેલું હતું.

"કેમ ડાકટર, એ સાથી થયું હશે? મારા જાણ્યામાં એ કાંઇ પડી તો ગયો નથી."

"નબલાઇથી ઘણું કરીને એમ થાયછ. તમે લાહોરમાં લાંબો વખત રેહવાના છો કે?"

"તે તો કેમ કેહવાય? એની તબીયત ઉપર અને બીજાં બે ત્રણ કારણો ઉપર તેનો આધાર છે."

થોડી ઘણી દવા ફરમાવીને કાર્લટને રૂખસદ લીધી, પણ જાણે પેલા છોકરાનો ચેહેરો તેની આગળનો આગળ ચાલતો હતો.

---

## પ્રકરણ—૯.

## પણ એ મળતાપણાની મોહોકાણ શું.

પણ શું આ છોકરો બલા હતી કે ભુત. એના ચેહેરાએ સઘળાંને દેવાના કેમ કરી મુકયાં હતાં? તેજ દાહાડે સાંજના એવું બન્યું કે જેન પોતાની બેહેન ફલોરા સાથ બેંડ સ્ટાંડ આગળ ફરતી હતી એવામાં સામે એક બાજઠ ઉપર રમતા એક છોકરા ઉપર જેનની નજર પડી. રમતાં રમતાં તેની આંખે ઝપ લાગી હતી. તેણે બાજઠ ઉપર પોતાની ડોક ચતી નાખી દીધી હતી. ફલોરા આ ઊંઘતાં બચ્ચાંને જોઈને ઉભી રહી ગઈ.

"ઓ મારા ખોદાય, આ કેવું અજબ જેવું મળતાપણું!"

"મળતાપણું?" જેને પુછ્યું "કોણુને મળતાપણું? બચારો ઘણો સીક દેખાયછ. આ મારીઆનની પાસેના ગાળામાં કોઇ રેહવા આવ્યુંછ ખરૂં."

"અરે પણ જેન, જોતો ખરી—કેવી જાણે આબાદ સીકલ—તુને નહીં લાગતું ?"

"મને તો કંઇ લાગતું નથી–તુંને કોણુના જેવું લાગેછ ?"

"જ્યારે તુને નથી દીસતું ત્યારે તો હુંબી બોલવાની નથી. આંધળાની આંખે દેખાય તેવું છે, ને તોબી તુંને જણાતું નથી."

તે લોક ચાલી જતાં હતાં તેટલાં એક મડમનો સાદ પછવાડેથી આવ્યો.

"લુઈસ."

ફ્લોરાએ પોતાની બ્હેનને રોકી. "સાંભળ જેન."

"લુઇસ, દીકરા તું વળી ઊંઘાઈ ગયો. જો હમણાં સુઇ જશે તો પછી રાતના ઉજાગરો કરશે. ચાલ હુશીયાર થા."

આ પ્રમાણે બોલતી એક યુરેઝીયન બાઈ બાજઠ આગળ આવી, અને બેહુ બ્હેનોને ઉભેલી જોઇ જેને વાત છેડી.

"બચ્ચું આજારી દેખાયછ."

"હાજી—એમ છે ખરૂં—એને દીસના ઊંઘાઈ જવાની ટેવ પડી ગઇછ, ને પછી રાતના હેરાન થાયછ."

"તમે અહીં નવાંજ આવેલાં લાગોછ ?" જેને વળી પાછું પુછ્યું.

"હાજી—એને હવા ફેરબદલ કરાવવાની આશાથી હું લઇ આવીછ—લે ચાલ, લુઇસ ઉઠી જાતો. જો તારાં રમકડાં બધાં નાહાસી ગયાં."

આખરે છોકરો જાગી ઉઠયો, અને પોતાની મોટી માંજરી આંખ્યોથી બેહુ બેહેનો ગમ જોવા લાગ્યો. જેન હવે બોલી ઉઠી.

"ઓ—હવે હું સમજી. ખરેખર કેવું મળતાપણું—નરી જાણે તેજ આંખ."

"નહીં, આંખ તો કાંઈ મળતી નથી આવતી પણ બાકી બધું મળતું છે." ફ્લોરા બોલી.

"અરે પણ જોની તે બચારીને જેમ ચેહેરા કરવાની ટેવ હતી, તેમજ આએ છોકરોબી બરાબર કરેછ." જેને વમાસણ કરતાં વીચાર આપ્યો.

"બીચારી! જેન તું કોણુના વીશે બોલેછ?"

"કોણુને વીશે? કલારીસને એ કેટલો બધો મળતો છે. તુંને દેખાતું નથી—નરી જાણે તેનીજ મુરતી—બાઇ, આએ બુચો કોણુનો? મારી એક—એક સહીને ઘણોજ ચેહેરો મળતો આવેછ તેથી પુછુંછ."

"એ બુચો મારો છે" પેલીએ ટુંકમાં જવાબ દીધો.

જેન નીસાસો નાખી મુંગી ઉભી. "હોય બાઇ, ઘણીવાર ચેહેરા મળતા આવેછ, ચાલો સાહેબજી."

ફ્લોરાબી ચાલતી થઈ, પણ પેલી નવી સ્ત્રી ઉપર આવડા આવડા દોળા કાઢતી ગઇ.

"જેન, હમણાં હમણાં તારૂં માથું ઠેકાણે નથી. શા પરથી કેહુછ, કે આએ છોકરાનો ચેહેરો કલારીસને મળતો આવેછ?" ફ્લોરાએ છણુકો કરી પાછી વાત છેડી.

"પણ તેંજ પેહલાં કહ્યું કેની કે ચેહેરો મળતોછે ?"

"હા, પણ ક્લારીસને નહીં–તેના જેવો તો જરાબી નથી."

"તારે તું કોણુને સારૂં બોલતી હતી ?"

"તે કાંઈ કેહવાની જરૂર નથી."

"હોય; તારૂં મત તુંને મુબારક, પણ મારાં મત પ્રમાણે તો એ નરો ક્લારીસ બેહેનનો નાહાનો નમુનોજછે."

જેનના આ શબ્દો સાંભળી ફ્લોરા દબાઈને ઉભી. "ઉભી રેહ, હું જઈને ફરીથી જોઈ આઊં."

ફ્લોરા પાછી ફરી અને છોકરા સાથ વાત કરવાને મસે તેને ખુબ ટીકીને જોયો.

"કેમ, હવે તારો શું વીચાર ?" જેને પુછ્યું.

"નહીં–જરાબી નહીં–ક્લારીસ કાંહ ને એ કાંહ–મને તો કોઇ બીજું મારા મનમાંછે તેને ઘણુંજ મળતું આવેછ."

"ઘણુંજ અજબ જેવું" જેન બોલી.

"શું ઘણુંજ અજબ જેવું ?"

"બધું. ક્લારીસને મળતાપણું અજબ જેવુંછે. ને તુંને દેખાતું નથી એ વધારે અજબ જેવુંછે અને વળી તુંને કોઈ બીજાને મળતું જણાયછ એ સર્વેથી વધારે અજબ જેવું છે, પણ એ સઘળાં કરતાં વધારે અજબ તો એછે કે તેનું નામ દેવાને તું અખાડા કરેછ. શું તે કોઈ આપણા કુટુંબમાંના કોઈને મળતો આવેછ ?"

" છટ, છટ, જેન પણ તું એમ કાંય હંમેશ બોલેછ કે જાંણે કલારીસ હવે હૈયાત ન હોય ?"

" તારે બીજું કેમ બોલું ? આટલાં આટલાં વરસ થઈ ગયાં ને કાંઇ ઠેકાણું નહીં મળે. બાવાજી મને એની શોધ કરવાનું સોંપી ગયા હતા પણ શું શોધ કરૂં."

" જો કલારીસ બેહેન હવે જીવતી નથી એવી તારી ખાત્રીજ હોય તો તેના ભાગના રૂપીયા તું લેતી કેમ નથી ?" ફ્લોરાએ ખભરીને કહ્યું.

" નહીં, હું તે પૈસાને હાથ લગાડનાર નથી. મારી પુરેપુરી ખાત્રી થશે ત્યાં સુધી એ રૂપીયા વ્યાજે પડી રેહશે ને પછી જોઇ લઇશું. મને તો નહીં જોઇએ."

હવે આ મલતાપણા વીશે વાંચનારે અંદેસો કરવાની જરૂર નથી. ઘણીવાર એક આંખે એક મલતાપણું દેખાય તે બીજાની આંખે નહી દેખાય. કોઇ કેહશે કે એ કેવો નરો બાપના જેવો છે તો બીજો કેહશે નહીં નહીં નરો માયનો સીક્કો અને ઘણીવાર એવું બનેછ કે બન્ને ખરાં હોય.

બે બેહેનોમાં આ મળતાંપણા વીશે વાત ચાલે છે ત્યારે ડાકટર કાર્લટન મારીઆન સાથ નીચે પ્રમાણે વાતમાં ગુતાયલા છે.

" મારીઆન, આએ મડમ ને તેનો છોકરો કીએ ગામથી આવેલાં છે ?"

" દખણુથી કે ઉતરથી એવું કાંઇ કેહતાં હતાં ખરાં, પણ હું ભુલી ગઇ, છોકરાનો પગ કેમ છે, ડાકટર સાબ ?"

"ઘણોજ ખરાબ, કોઇએ બરાબર તપાસ રાખી નથી. પણ આએ લોક લાહોરમાં કાંહ સુધી રેહવાના છે ?"

આ સવાલ સાંભળી મારીઆને એવાં ડાંચાં કીધાં કે ડાક્ટર કાર્લેટનને પુછવાની ફરજ પડી "પણ એ લોક અંહી શું કામ આવ્યાંછ તે કાંઇ ખબર છે?"

"હા સાહેબ, ખબર છે તો ખરી પણ—પણ—ચાલો સાહેબ, હવે હું જાઉંછ–મને જરા કામ છે."

"સબર સબર, જે તુને ખબર હોય તે બોલની. હું કાંહ અણજાણયો છું. આપરે તો સુજી સમજીને બધું કામ કરવું જોઇએ."

"સાબ, પેલી મડમ ઝેર પીધાથી મરી ગેઇ તે વાત યાદ છે કે ? તમુને કામ ઘણું તે કાંહાંથી યાદ રેહ."

કાર્લેટનનો સાદ રૂંધાઇ ગયો. "હા, પણ તેનું શું ?"

"મને તો લાગેછ કે આએ મડમ તે વાતની નવેસરથી બાતમી મેલવવા સારૂં આવેલી છે."

કાર્લેટન આ જવાબ સાંભળી ભારી ઊંડા ગોરમા પડયો. તેના કપાલ ઉપર ચીંતાની કરચલી વળેલી હતી.

"સાહેબ, મેં તો એ મડમને કહયું કે નકામી શું કામ માથું ઝીંકેછ. એ મરનાર મડમ કોણ હતી અને કયાંથી આવી તે કાંઇ ખબર પડે તો કાંઇબી કામનું. નહીં તો ભલા ભલા કનસટેબલો ઠાકા ત્યાં એ શું ઘોરવાની છે."

કાર્લેટને ઉલટા સુલટા સવાલો નાખી જાણી લીધુ કે આ નવી આવનાર મડમે દારૂ પાઇને મારીયાન પાસેથી દરેક હકીકત મેળવી લીધી હતી. આખરે તે બોલ્યો.

" આએ વાત તેં કોઇ આગળ કીધીછ કે ? "

" નારે સાહેબ—એમ શું બોલોછ—મને મડમે સખત તાકીદ આપેલી છે, કે કોઇ આગળ મોહોડું ઊઘાડવું નહીં." મુન્ના આગલ બધું છડેચોક કહી દીધું હતું તે વાતના અ-ખાડા કરી જઈ મારીઆને જવાબ દીધો.

" ઠીક છે, ને મારીખી તુને સલાહ છે, કે એ વાત બાહાર કરવી નહીં—અગાઉ લોકે મને ઘણો કંટાળો આપ્યો હતો અને વળી નવેસરથી કંટાળો સરૂ થાય તો પછી મારૂં કામ હું ચુકી જાઊં. પણ પેલી મડમે તને શા સારૂં ચુપ રેહવા કહ્યું હશે ? "

" તે તો કોણ જાણે સાબ, પણ તે સહવારથી સાંહાંજ સુ-ધી એની એજ વાત ઊપર માથું ઝીકેછ. "

" પણ એ છે કોણ ? "

" ખોદા માલમ. "

ઘર જઈ આ બનાવ ઉપર કાર્લેટને ખુબ વીચાર કરયો મરનાર મીસીસ કેનના તુરતના જણાયેલાં બાળકને લેઈ જનાર શાહરા ઇઝીકીઅલ તો એ નહીં હોય ? અને તેમજ હોય તો આ છોકરો તેજ બાળક હોવો જોઇએ. પોતાના દવાખાનામાં જઈ એક નાહાની સીસીમાં કાંઇક દવા મેળવીને પોતાના ખીસામાં ઘાલી અને ડાકટર કાર્લેટન પાછો શાહરા ઇઝીકીઅલને ત્યાં ગયો.

છોકરો બેસીને જમતો હતો અને મા સીવતી હતી.

" કેમ બુચો આજે કેમ છે ? "

" જરા બેહતર દેખાયછ સાહેબ. પણ આજે કાંઈ અચબુચ તેડાવ્યા વગર આવ્યા? "

" ચીંતા નહીં. એના પગને લગાડવાને આએ દવા હું લાવ્યોછ તે લગાડજો જોઉં એનો પગ. "

કાર્લટને પગ તપાસયો.

" બુચા તારૂં નામ શું ? " તેણે પુછ્યું.

" એનું નામ જયારજ " આ પ્રમાણે મડમે આગળથી ટોપ મારી. કાર્લટને હસવાનો ચેહેરો કીધો હતો અને શાહરા ઈઝીકીઅલનો હાથ ધરીને ખુશીથી હલાવતા હતા. પણ આ વાર તેને થોડીજ ખબર હતી કે રસતેથી ફ્લોરા ચાલી જતી હતી તેણીએ આ સઘલા બેંણુ અચરતી ભરી આંખોએ જોયાં હતાં. જેવી કાર્લટનની પીઠ ફરી કે ફ્લોરા ઘર તરફ આવી જ્યાં છોકરો ઓટલા ઉપર રમતો હતો.

" બુચા તારૂં નામ શું ? " તેણીએ પુછ્યું.

" હ્યુઇસ. "

" તારી માએનુ નામ શું ? "

" શાહરા ઇઝીકીઅલ. "

" એવણ ઘેરમા છે તેજ તારાં માએ કે ? "

" હા. "

" તુને કેટલાં ભાઇ બેહેન છે ? "

"કોઇ નથી. એક ભાઇ હતો તે મરી ગીઓ એમ મામ્મે કેહેછ."

"તારા બાપ કાંહાં છે ?"

"ગુજરી ગીયા."

"હમણા ડાકટર આવી ગીયા તે તમે તેરાવીયા હતા કે !"

"નહીં, પોતાની મેળેજ આવ્યા—દાહાડામાં ત્રણ ચાર વખત આવેછ ને પીબી લેતા નહીં. મને રમકડાંબી અપાવ્યાં—દવાબી પોતાને હાથે કરી લાવછ—ઘણા મજાના છે. મને કેટલી બધી કીસી લેછ."

"અં ! ને તારાં મામ્મેનેબી—ઓ લુઇસ લુઇસ હવે હું સમજી !"

---

## પ્રકરણ ૭.

## ધણી ધણીયાંણી વચ્ચે ઝપ્પા ઝપ્પી.

શાહારા ઇઝીકીયલને તાંહ છબરડો કરીને ફ્લોરા ખઅરેલી ઘર આવી અને કપડાં બદલીને જમવા ઉતરી.

"ડાકટર કાર્લટન કયાંછે ?" તેવણે ભારી ગુસ્સાથી બટ-લરને પુછ્યું.

"ડાકટર સાહેબ હજી બાહારથી આવ્યા નથી, મેમ સાબ."

"નથી તો—ચીંતા નહીં. આવીને ગમે ત્યારે જમશે. ડીનર તૈયાર કરો."

ફ્લોરાનો મીજાજ છેક ચસ્કી ગયો હતો. પેલા છોકરાનો ચેહેરો તેણીના ભથારને એટલો તો મળતો તેણીને લાગ્યો, કે તેણીના મનમાં ચોકસ વાતનો શક કાંઇજ રહ્યો નહીં. આહ! એ ધણીએ આગળથી તેણીને ઠગી હતી, અને કોણ જાણે હજીબી ઠગતો હશે. આહ! કાર્લેટન આંધલો થયોંછ કે શું? મારીઆનની પાસેના ગાળામાં રેહવા આવેલી નવી સ્ત્રી કેવી કદરૂપી! અને ફ્લોરા પોતે કેવી સ્વરૂપી!

સહવારના જ્યારે તેણીએ આ છોકરાને જોયો હતો ત્યારેજ પોતાના ભથારના ચેહેરા સાથના તેના મળતાંપણાથી તે ચમકી હતી, પણ તોબી તેણીના મનમા જરા શક હતો, પણ હવે તો સઘળો શક દુર થયો. આ બેશરમ ધણી પોતાના છોકરાને રમકડાં અપાવે. વગર તેડે તેને જોવા ત્રણ ત્રણ ચાર ચાર વખત જાય! આહ! બસ હવે તો દુનીયાં ઉંધી વળી ગઈ હશે!

ફ્લોરા રોહોસામાં જમવા બેઠી. નોકરો સઘળાં પામી ગયાં હતાં કે આજે વળી બાઇ સાહેબના મીજાજનું ઠેકાણું નથી.

એણીમેર કાર્લેટન વેહલો વેહલો મારીઆનની કોટડી ભણી ગયો અને કાંઈ કામને બાહાણે તેણીને બોલાવીને પેલા છોકરાની વાત કરવા લાગ્યો.

"મારીઆન, એ છોકરાની માની પાસે ખરચનું બરાબર છે કે? એ ઘણો નબલો થઈ ગયોછ અને ખોરાક સારો જોઇયે."

"હાજી, પૈસાની કાંઇ તાણ નથી. એની મા તો એના ઉપર જીવ પ્રાણ આપેછ, જો કામ પડે તો કાચ્ચું સોનુબી ખવાડે."

"પણ એ બાઈ છે કોણ ? તને કાંઇ ખબર છે ?"

"તે તો સાહેબ અલ્લાહને માલમ, પણ મને ઘણો વીચાર કરતાં ધ્યાન આવેછ કે--કે--કે જે મડમ બાહાર ગામથી આવીને બાળકને લઇ ગઈ તેજ એ છે."

"જો મારીઆન, હું તુને ફરીથી શીખામણ દેઊંછ કે તારે એ વાત કોઈ આગળ કરવી નહીં, નહીં તો તું ગરીબ આદમી નકામું હેરાન થશે."

"અરે નારેજી."

આટલી વાતચીત કરી કાર્લેટન ઘર આવ્યો અને જોયછ તો ફ્લોરા જમવા બેઠેલી.

"અલ્લો ! તમે જમવા બેસી ગયાં કે ? ઠીક કીધું, હું જરા રોકાઇ ગયો હતો."

ફ્લોરાએ કસો જવાબ દીધો નહીં અને કાર્લેટન પણ જમવા બેઠો. તેણે ખાના સાથ ચેડાં કાહાડયા કીધાં પણ માહોડે બુક લગાડયો નહીં. ફ્લોરા આ સઘળું બાળે ડોળે જોયા કરતી હતી.

"ફ્લોરા આજે રાતનાં કેઠે બાહાર જવાની છે કે ?"

"નહીં."

"કેમ, આજે તો મીસીસ ન્યુબરીની પાર્ટીમાં જવાની હતીની?"

"નહીં."

અંહ ! મેમ સાબ રંગમાંજ હતાં. ખાણું ખલાસ થયું અને નોકરો ઓરડાની બાહાર ગયા પછી કાર્લેટને વાઈનના એ

ગલાસ ભરયાં અને એક ફ્લોરા આગળ ધરયું, પણ ફ્લોરા જાણે જાણતી ન હોય તેમ આસમાન ગમ જોયા કરયું.

"વાહાલી, થોડીક બદામ આપું, અહીં મારી પાસે ઘણી છે?"

"વાહાલી! શું મારી મશખરી કરવા બેઠાછ? જાઓ, તમારી બીજી જે વાહાલીઓ હોય તેઓની પાસે. તમારૂં હવે મને કામ નથી."

ઓ તારી! વળી શું થયું. કાર્લટન આજે તો નીર્દોશ હતો, એટલે આ ધડાકાનું કારણ સમજ્યો નહીં.

"ફ્લોરા, પણ શું છે?"

"શું છે ને શું નહીં. તમારા જીવને પુછો, ફરીથી મારી સાથ વાત કરતા ના, હું તમને સાફ કેહુંછ."

"પણ છે શું? હું સોગંદ ખાઇને કહુંછ કે હું કાંઇ જાણતો નથી."

"ઓ હું કેવી મુર્ખ, કે તમારે થકી મારા બાપનું સુનના જેવું ઘર છોડયું. અરે તેનો મને શું બદલો મળ્યો. મારા બાપે ઓવાર નીવાર કરી મુકી, મારા કુટુંબીઓ મને છોડી ગયાં, ને તમે આવાં પ્રાકરમ કરીને મને પુરી મારી નાખી."

"ફ્લોરા, તું માનતી હોય તો માન, કે હું એક બોલ તારો સમજતો નથી. તુને કાંઇબી ફરીયાદનું કારણ હોય તો ખોલ્લે ખોલ્લું કહી દે."

"શરમની વાત છે—મોટી શરમની વાત છે. મારા ઉપર આએ જફા—અરે, હું એક ઉમરાવજાદીને આએ અપમાન!"

"જફા! અપમાન! શરમ! ફ્લોરા, તું દેવાની થઈછ કે શું?"

"બસ તમે હવે અહીંથી જાઓ, મારી આગળથી કાળું કરો. માટીડાની ગેર ચાલથી તેની બાયડીને કેટલું નીચું જોવું પડેછ તે હવે હું સમજી."

"છટ! છટ! એ દરરોજના ઢોંગથી હું તો હવે કંટાળી ગયોછ. કાલેજ આપરે સમજુતી કીધી કે આપરે એ વાત કાહાડવી નહીં, અને એટલા વારમાં વળી શું થયું?"

"મને પુછોછ ડાકટર કાર્લટન? તમારા જીવનેજ પુછો કે શું થયું."

"કંઈબી નહીં. શું તું મારૂં માનતી નથી? આએ તો હવે જુલમ થયો." એમ બોલી ખરેખર ચીરડાઇને કાર્લટને ગલાસ જોરથી જમીણ ઉપર ફેંકીને પચાસ કકડા કરી નાખ્યા. ફ્લોરા જરા ચમકી ખરી. તેણીએ કાર્લટનને આવડો ગુસ્સામા કોઈ વાર આગળ જોયો ન હતો. ખરી વાત એ હતી કે કાર્લટન બાહારથી ચીંતાતુર જીવે આવ્યો હતો, અને ઘરમાં આ નવેસરથી રમખાણ જોઇને ઘણોજ રંજીદા થયો હતો.

"ફ્લોરા, અગર તારી ખુશી મારેથી કાંઈબી ખોલાસો ચાહાવાની હોય તો તારે જે કાંઇ કેહવું હોય તે સાફ બોલવું. ભરમમા ને ભરમમા ચોબા મારવાનું મને પસંદ નથી."

ફ્લોરાના હોઠ ફરફડવા લાગ્યા, તે ટેબલ ઉપર હાથ મુકીને વાંકી વળી અને ઘણાજ ધીમે સાદે બોલી.

" મારીઆનની પાસેના ગાળામાં એક સ્ત્રી અને છોકરો રેહેછે, તે છોકરો તમારો છે."

અચરતીને મારે કે ગુસ્સાને મારે કાર્લટનનો ચેહેરો ફુગ-લાઇ ગયો અને તેના હોઠ ઉજળા સપ થઇ ગયા.

" કેમ, હવે તમને તમારૂં હૈડું કેવું કરડેછ? તમે આએ બે શરમ ઓરતને અંહી લઇ આવ્યા ત્યારે તમારી સુધ બુધ કયાં ઉડી ગઈ હતી? શું જાણી જોઇને મને મીહીણું મારવા તમે રાંડને અંહી લાવી રાખીછ કે?"

કાર્લટને રૂમાલ કાહાડીને પોતાનું કપાળ લુછયું પછી જરા વાર વીચાર કરીને બોલ્યો.

" શું ! આએ ઓરત—ફ્લોરા તારા માથાંમાં આંખ ખોશેલી છે કે કોડી? તું એટલી બધી મુર્ખ હશે એમ મેં ધારયું ન હતું. ઓ મારા બાપ! આએ ઓરત? અરે આજે એ છોકરાને દવા કરવા મને બોલાવ્યો તેની અગાઉ મારા જનમમાં મે એને જોઇ ન હતી. અરે ગાંડી, જરા ડોળા ઉઘાડીને જોં તો ખરી—એતો મારી મા જેવડી ઘરડી છે—શું કાંઈ તું મને દેવાનો લેવાનો સમજેછ?"

ફ્લોરા ઘભરાઇ તો ખરી. તે વીચારમાં પડી કે તે કાંઈ મોટી ચુક તો નહીં કરતી હોય. ફરીથી કાર્લટન બોલ્યો "ત્યારે તું શું એમ કેહવા માંગેછ કે મારે કોઈ લેડી ઘરાકની દવા કરવીજ નહીં? તું શરમ અને જફાની વાત્ત કરેછ, પણ ફ્લોરા આ વાતમાં શરમ મને ઘટતી નથી, પણ કોઇ બીજાને ઘટેછ. આવા તારા બેહુંધા શકીલા વીચારોથી

તું આપણા ઘરમાં નાહેકનો ફેસાદ અને વેર વસાવેછ. એ ઓરત અને તેના બચ્ચાં વીશે હું કસું જાણતો નથી."

"ત્યારે તમે પેહલાં ત્યાં જઇ કેમ લાગ્યા?"

"મારીઆન મને બોલાવવા આવી. છોકરાના ગુઠણ ઉપર કાંઇ થયલું છે તેથી તેની માએ કહ્યું હશે. તુને ખાત્રી કરવી હોય તો હમણાજ જઇને મારીઆનને પુછી આવ."

"હું પુછી આવી બી."

"હેં? ઠીક છે લેડી ફલોરા. જો તમને એમજ વાજબી લાગતું હોય કે મારી પુઠે પુઠ મારાં ઘરાકોમાં ફરીને મારી કાનાસોરી કરવી તો તેનો જોખમ તમારે માથે છે. એમાંથી પછી કાંઈ ન ધારેલું વચન નીકળી આવે તો તે તમેજ સમાલી લેજો."

"તમારી શું કાનાસોરી કીધી? કયારે હું તમારી પુઠેપુઠ ફરી? જરા સાચ્ચું બોલો."

"ત્યારે પછી આએ શું?"

"હું ને જેન ફરવા નીકળયાં એટલાંમાં અમે અચણુચ એ મોહોલામાં જઇ લાગ્યાં."

"એમ છે ત્યારે તમને શક રાખવાનું કારણ શું? એ ઓરતનો ચેહેરોજ તમને કેહવાને બસ છે કે તમારો શક કેટલો હસવા સરખો છે."

ફલોરાનાં ઘભરાટનું વર્ણન કરવું મુસકેલ છે. તેનો શક ખરો હશે કે ખોટો. આખરે પોતાનો સાદ ઘણો ધીમો પાડીને બોલી.

"પણ ત્યારે તમારા અને આ છોકરાના ચેહેરામા આટલું મળતાપણું કેમ?"

"મળતાપણું? એ તુને થયુંછ શું? ફ્લોરા ફ્લોરા, સંભાળ, તારાં ભેજાં વીશે મને હવે મોટો અંદેશો પેદા થતો જાયછ. મળતાપણું! તેંજ જોયું કે કોઇ બીજાએ?"

"જરાબી ફેર નથી. આંખના પાપણુથી તે પગ સુધી સરખાપણું છે. તમારા કાન તદન નવાઇ જેવા છે, અને આ છોકરાનાબી આબેહુબ તેવાજ છે. ભવાં, નીદાર બધું જાણે તમારી આબાદ કાપી."

"ફ્લોરા, હું ધારૂંછ કે તું એમ કરી મારૂં હીર જોયછ, યા તું અદેખાઇને મારી દેવાની થઇછ."

"વારૂં, એ છોકરાનું નામ 'લુઇસ,' તમારૂંજ નામ કાંય?"

"કોણે કહ્યું? તેનું નામ કાંઇ લુઇસ નથી?"

"છે ને ફર છે, એમ જુઠાં સાચાં કાંઇ મારી આગળ ચાલવાના નથી."

"મેં આજે સાંજનાજ એની માને પુછયું ત્યારે તે તો કેહજે જયાજે."

"એ ઓરતે તેને લ્યુઈસ કરીને હાંક પારી તે મેં મારી કાને કાન સાંભળ્યું. છોકરાએ પોતે મને કહ્યું કે તેનું નામ લ્યુઇસ છે. વળી તમે ચાલી ચલાવીને તેને રમકડાં કાંય અપાવવા ગયા? શું બધા ડાકટરો પોતાના ધરાકોને રમકડાં અપાવેછ કે?"

"તેમાં શું થયું? મારે પેટે છોકરાં નથી, અને મને છોકરાં ગમેછ. કદાચ કોઈને એકાદ રમકડું અપાવ્યું તેમાં કાંઈ ગુનાહ થયો કે?"

ફ્લોરાને મન સાથ લાગું તો ખરૂં કે તે જરા ચાટ પડવા માંડી હતી, તોબી જીદ કરીને બોલી "લે ચાલો ચાલો, તેનું નામ લ્યુઈસ છે ને તે નરો તમારા જેવોજછે."

"ઓ ખોદા, આ તે કેઈ જાતનુ ધામટપણું! ગામના છોકરાંનું લ્યુઈસ નામબી ના પાડો! વળી તારી સાથે જેનબી હતી તેણેબી આએ નામીચું મળતાપણું જોયું કે?"

"હું નહીં જાણુતી."

"ચાલો હવે માંડી વાળો. તમે બધી વાતે ડાહાયાં છો, અને ગામમાં સર્વે ઘેલાં છે. બધી દુનીયાંની હુશીયારી તમારાંમાંજ આવી ગેઇ."

ફ્લોરા મુગીજ રહીં. તે મન સાથ પામી ગઇ કે કાચું કપાયું ખરૂં. પણ જરા વારે કાર્લટન પોતેજ ઉઠીને ફ્લોરા આગળ ગયો.

"જો સાંભળ, ફ્લોરા, મળતાપણું હોય કે નહીં હોય તેની સાથ તુને ને મને શું સ્નાન સુતક છે? હું તે કીરતારનું નામ મોહ ઉપર લઇને કહુંછ કે આએ લોકની હસ્તી વીશે હું અત્યાર લગન અજાણો હતો. હું તુને મારા બેહસ્તી બાપના સોગંદ ખાઇને કહુંછ કે આએ ઓરતને મારી સાથ બીલકુલ પીછાણ નથી. હું તેનું નામ પણ

જાણુતો નથી. ચાલ હવે ડાહી થા.” આમ બોલી કાર્લેટને તેને પાસે લીધી અને ફ્લોરા આંખ ધાંકીને ખશીયાણી પડી રડવા લાગી.

“લ્યુઇસ, એ બધો તારો વાંક છે, તેં મને જીદી અને શકીલી બનાવીછ.”

“લે ચાલ હવે. ગઇ ગુજરીને યાદ કરવામાં કાંઈ સાર નથી. હવે તારો શો હોકમ છે. આએ બચ્ચાંની દવા કરવા જાંઉ કે નહીં. મારે કાંઈ એમાં લાગતું નથી. જેમ તારી ખુશી હશે તેમ કરીશ. તારી ખુશી નહીં હોય તો એ કેસ હું જાન ગ્રેને સ્વાધીન કરૂં.”

“કાંઈ એટલી બધી જરૂર?”

---

## પ્રકરણ—૮.

## સુતેલો સાંપ.

આ સમજુતી થવા પછી બીજે દીને સાંજના કાર્લેટન પાછો છોકરાને જોવા ગયો. પેલી યુરેઝીયન મડમ છોકરાને ખોળામાં લેઇને બેઠી હતી.

“બાઈ, મારી એક મોટી ગફલતી થઇ. હું બુચાને સારૂ એક મલમ લાવવાનો હતો તે ભુલીજ આવ્યો.”

“કાંઇ ઘણો જરૂરનો છે કે ડાકટર!”

"હા—મારા મનમાં હતું કે મારે હાથેજ એના ગુઠણને લગાડું. હું તો તદન ઠાકી ગયોછ તેથી મેહેરબાની કરી જરા તમે પોતેજ જઇને મારી લખવાની ટેબલ પરથી લઇ આવશો ? મારૂં ઘેર આગળજ છે. તેટલાં હું બુચાનો પગ તપાસુંછ ?"

શાહરા ઇઝીકીઅલ જરા વાર વીચારમાં પડી અને પછી ઉઠીને જવા તૈયાર થઇ.

"મારા ફરંગીને કેહજો કે તોલવાના કાંટા આગળ સફેદ કાગળમાં વીટાલેલી દાબડી છે તે આપે."

શાહરા ગયા પછી કાર્લટને પાટો છોડયો અને કાંઇબી તપાસવાને બદલે છોકરાને પુછયું.

"બા, તારૂં નામ શું ?"

"લ્યુઈસ."

"પણ કાલે તારી માએ તો કહ્યું કે તારૂં નામ જયાર્જ ?"

"હાજી, મારૂં આખું નામ લ્યુઇસ જયાર્જ છે. માએજી મને હમેશ તો લ્યુઇસ કરીને બોલાવતાં હતાં, પણ અંહી આવ્યા પછી કોઈ કોઈ વખત જયાર્જ કરીનેબી બોલાવેછ."

"તારા બાવા ગુજરી ગીયાછ કે ?"

"હા, મેં તો તેવણને જોયાજ નથી."

"લે ચાલ, તુને જરા બહાર હવામાં બેસાડું."

કાર્લટને તેને ખુરસી સુધ્ધાં ઉપાડયો અને બાહાર ઓટલા ઉપર બેસાડયો એટલુંજ નહીં પણ ટુવાલથી તેના પગને ખુરસી સાથ બાંધ્યો.

" કાંય મારો પગ કાંય બાંધોછ, ડાકટર ?"

"જોની, તું ઉઠીને દોડે ને વખતે પડી જાય તે સારૂં."

છોકરાને આ પ્રમાણે જકડીને કાર્લટન ઝટ ઓરડામાં ગયો અને ઘણી નવાઇ જેવી વર્તણુક બતાવવા લાગ્યો. તેણે દરેક ખાણુ ઊઘાડી જોયાં. એકજ નાહાનો બાકસ બંધ હતો તે છરી વટે ઊઘાડવાની તજવીજ કીધી પણ કાંઇ વળ્યું નહીં. તે શું સોધતો હશે ?

સઘળું વગે જગે મુકી દઇ તે એક કબાટ આગળ ગયો અને તેનું ખાણું ખેંચી છુટાં પડેલાં કાગળો તપાસવા લાગ્યો. બીજું ખાણું ઊઘાડવા જાયછ તેટલાં તેની નજર પડી કે શાહરા ઇઝીકીઅલ બારણાની બાહાર ઉભી રહીને આ સઘળો તમાસો જોતી હતી. અરે ! એ એટલી જલદી પાછી કાં આવી હશે ! કાર્લટને ઘભરાઇને પોતાના હાથમાં આવેલું એક કાગળ ઝડપમાં પાછું ખાણામાં નાખી દીધું.

" મીસીસ ઈઝીકીઅલ, હું એક કપડાંની પટી સોધતો હતો. "

" કપડાંની પટી ! " મડમ છીકી પડીને બોલ્યાં. "હું કાંઈ પટી બટી ખાણાઓમાં રાખતી નથી. હું ધારૂંછ કે મારા આવવા સુધી તમારે થોભવું હતું. "

" તમુને ઘણી વાર લાગી ને મને જવાની ઉતાવળ હતી."

" સાહેબ, તમે કાંઇ ચુકતા હશો. હું તો ખડે પગે ગાડીમાં ગઇ ને ગાડીમાં આવી. "

કાર્લેટને તેણીના હાથમાંથી ચીંઠડું લીધું, અને છોકરાના પગને મલમ લગાડવા પડયો. તેણે પોતાની નજર છોકરાના ચેહેરા ગમ અવાર નવાર ફેંકીયા કીધી પણ કસું મળતાપણું જણાયું નહીં. મીસીસ ઈઝીકીઅલને પટાવી સમજાવીને કાર્લેટન વીદાય થયો.

હવે ખરી વાત એ હતી કે શાહરા ઇઝીકીઅલને મલમ લેવા જવાની જરા ખુશી ન હતી.. તેણીએ પેહેલાંથીજ વેહમ ખાધો હતો. તોએ તે ઘરની બાહાર પડી, અને તુરત ભાડાંની ગાડી મળી આવવાથી તેમાં બેસીને ઝડપમાં ડાકટરને ઘેર ગઈ, અને ત્યાંથી મલમ લઇને પાછી મારતી ગાડીએ આવી પુગી. તેતો થોડીજ મીનીટમાં અંદર આવતે, પણ બાહાર મુન્ના જતી મળી અને સ્ત્રીઓની રીત પ્રમાણે તેઓ વાતે ઉભાં.

" કેમ મેમ સાબ, બુચો કેમછે ? "

" જેમ છે તેમ છે. ડાકટર કાર્લેટન પાસે દવા કરાંઉછ. હું આએ મલમ લેવા એનાજ દવાખાનામાં ગઇ હતી. કાંઇ ઓર તરાંહનો માણુસ છે. "

" કાંય વારૂં ? " મુન્નાએ અચરતીથી પુછ્યું.

" ચાવાચીવી ઘણીછે, કાંહાંથી આવ્યાં, કાંહ સુધી રેહવાના, બુચો કયાં ગામમાં પેદા થયેલો વગેરે નકામાં સવાલો પુછવાની એને જરૂર શું છે ? ગમે તેમ હોય, પણ છે તો હુશીયાર, બુચા પર માયાબી ઘણી રાખેછ. "

આટલી વાત કરીને મુન્ના પોતાને ઘરે દોડી. હવ એ-ણીમેર આ નવી મડમ અને મુન્નાને વાત કરતાં લેડી જેને જોયાં હતાં. આ નવી મડમનો ખુચો કલારીસના ચેહેરાને એટલો બધો મળતો જેનને લાગ્યો કે તે રાત દીસ તેનોજ વીચાર કરતી હતી.

" મુન્ના, આએ નવી મડમ સાથ તુને ઓળખાણુ છે એવી મને આજેજ ખબર પડી."

" આવતાં જતાં જરા સલામ અકરામ થાયછ, બીજી કાંઈ ઓળખાણુ નથી, બાઇ. "

" એ છોકરો એનો પોતાનોજ છે કે? મેં એને એક વખત પુછયું તે એ તો હા કેહેછ, પણુ મારા માનવામાં આવતું નથી. એ બાઇની ઉમરતો ઘણી છે."

" હા બાઇ, મનેબી શક છે તો ખરો, પણુ હું નક્કી કેમ કહી શકું ? "

" એ છોકરો મા—મા—મારા મનમાં કોઇ છે તેને એટ-લો બધો મલતો છે કે——

અરે હારે બાઇ, મારી તો નજર પેહેલે દાહાડે પડી તારેજ મેં તો ગાંઠ વાળ્યો કે એ છોકરો તો——

" હેં ! તું કાંહ મારી બેહેન કલારીસને ઓલખતી હતી ? તેં કાંહ તેને જોયલી કે તુને ચેહેરો મલતો લાગે ? એ તું શુ બોલેછ ! "

મુન્ના ધભરાઈ "બાઇ, હું ધારૂં છ કે હું ચુકી."

"અરે મુન્ના, મારી ગુમ થયલી કલારીસ બેહેનની આબેહુબ નકલ તેજ આંખ, તેજ નાક ! તું કોણુને સારૂં સમજી ?"

"એ બાઈ, મારૂં નાદાનનું બોલવું તે શું હોય ? મને તો જરા અમથો ઝપાટો લાગો કે એ ચેહેરો કોઇ—કોઇ—કોઇને મળતો છે પણ તે સ્ત્રી નથી."

"સ્ત્રી નહીં ? તારે કોણુ ?"

"માટીડાનો."

"હા—તું મારી બેહેનને કાંહથી ઓળખે ?"

અહીં વાત તો ખલાસ થઈ, પણ મુન્નાના મનમાં કાંઈ વાત કેહવાની જબાં ઉપર હતી, પણ તે મુગી રહી ગઇ. કલારીસની આ જીવતી મુર્તીએ જેનને દેવાની જેવી કરી મુકી હતી, અને એજ કમબખત છોકરાના કાર્લટન સાથના મળતાંપણાએ ફ્લોરાનું માથું ચશકાવી મુકયું હતું. યા પરવરદેગાર ! માણુસ જાતમા તેં અદેખાઈ શા સારૂં મુકી હશે !

———·———

## પ્રકરણ—૯.

## મોહોકાણનો પરદો ખુલવાની તૈયારી.

કાનાનોરના ફેરફાર પછી નાહાનો લાર્ડ ઓકબર્ન તદાર થવાને બદલે ઉલટો બગડતો ચાલ્યો એટલે લેડી ઓકબર્ન ધભરાટમાં પડયાં. જુવાન ગાદી વારેસ કલકતે આવતાં તાપે પડયો. ઘરમાં ધુમ મચી રહી, અને ડાકટર સર સ્ટીફન ગ્રેને બોલાવવા પડયા. લેડી ઓકબર્ને જીદ લઈ બેઠાં કે એને ગરમીની મોહોસમમાં વેલાત લઇ જવો જોઇએ.

"કાંઇબી જરૂર નથી." સર સ્ટીફને મત આપ્યું, પણ માનો જીવ કેમ માને. કાંહ જવું, કાંહ જવું, તેનું ચોકસ ન હતું તેટલાં કાઉનટેસના ભાઇ રેવરંડ મી૦ લેથવીકનો કાગળ સીમલાથી આવ્યો જેમાં તે જગાની આબો હવાની ખુબ વખાણ કરી હતી. કાઉનટેસના મનમાં જવા બાબે કાંઇબી ધચુપચુ વીચાર હોય તો આ કાગળથી દૂર થયો. કુચ કરવાની સઘળી તૈયારી નોકરોને મળી ચુકી.

પણ લુસીનો જીવ ઉપર આવ્યો. ગામ છોડીને પરગામ જવું અને તે બી વળી પોતાની શાદીને એક માસ રહેલો હતો તેટલાં ! લગણની સામગ્રી હજુ તો તૈયાર ન હતી અને કાઉનટેસ બાહાર જવા નીકળ્યાં તો નીકળ્યાં પણ સાથે લુસીને ધસડી જવા માંગતાં હતાં. આખરે ફ્રેડરીક વચ્ચે પડયો. "તમારાં કપડાં તૈયાર હો કે ન હો, પણ લુસીને

મારી આગળથી આવા વખતમાં ધસડી જવું વાજબી નથી." આ ફ્રેડરીકની તકરાર હતી. અને તે વજણુદાર હતી. લગણની આગમચના થોડા દાહાડા કેવા મીઠા મંત્ર. જેવા લાગેછે તે કોણ નથી જાણતું.

આખરે ચો તરફથી ચાંપતું દબાણુ ચાલ્યાથી કાઉનટેસે કબુલ કીધું કે એટલી મુદ્દત લુસીએ પોતાની વડી બેહેન જેનં સાથ રેહવું. જેનને પુછાવી જોતાં તે તો હરખભેર બેહેનને લઇ જવા સારૂં કલકતા દોડી આવી.

તેણીને જોતાંજ નાહાનો લાર્ડ ઓકબર્ન દોડી આવ્યો, "બેહેન, તું લુસીને લઇ જાયછ કે? મને કેમ સોહોવાસે?"

"દીકરા, તુને તો બધું સોહવાસે. પણુ ઉભો રેહ, કોણુ કેહેછ કે તું ઘણો સીક છે? તું તો સારો દેખાયછ?"

કાઉનટેસ ઓકબર્ન જરા ખશીયાણા પડયાં ખરાં, પણુ ખોલાસો કીધો કે ભાઇને મળવાની તેવણુને ઘણી ઉમેદ હતી, અને આ ટુંકી મંજલથી જુવાન લાર્ડ ફ્રેંકને બી ફાયદો થવાનો સંભવ હતો.

ગોઠવણુ એવી હતી, કે જેને કલકતામાં એક દાહાડો રેહેવું. તે બરેસપતવારે આવી અને લુસીને લઇને સનીવારે જનાર હતી, કાઉનટેસબી તેજ સાંજના સીમલા તરફ ઉપડી જનાર હતાં.

સુકરવારે જેન ચાલતી નીકળી. બજારમાં તેણીને ખરીદી કરવી હતી, એવામાં સંજોગે સામેથી મીસીસ વેસ્ટ મળ્યાં. એક બીજાને બેહુએ તુરત ઓળખ્યાં અને મીસીસ વેસ્ટને જોવા સમેત જેનની છાતીમાં કલારીસનો હાંફરો

૫૪

પાછો ચહડી આવ્યો. એ કીસમત ! આ તેમનો મેલાપ ઘણોજ નવાઇ જેવો ગણાશે, કેમજે તે મેલાપથી કલારીસનો પતો લાગવાનું શીરૂ થાય છે. અગર તે દીવસે જેન મીસીસ વેસ્ટને મલી ન હતે તો બીજે દીને તો લાહોર ભણી ઉપડી જતે અને કલારીસની હસ્તી જાવેદાન સુધી અંધારામાં રહી જતે.

મીસીસ વેસ્ટનો બંગલો પાસેજ હતો, એટલે આ બંને સખીઓ ત્યાં જઇ વાતે બેઠી. મીસીસ વેસ્ટ પોતાની ચાર બેટીઓ સાથે ઇંગલંડથી હમણાંજ સાત વરસે આવી લાગ્યાં હતાં.

"લેડી જેન, બધું સાંભળયા પછી હું અને મારો ધણી, બંને જણ એકજ મત ઉપર આવ્યાં છૈયે કે મીસ બોશાંએ છુપાછુપ કોઇ હલકા માણસ સાથ લગન કીધેલાં હોવાં જોઇયે અને જ્યારે તે લેડી થઇ ત્યારે આ હલકાં લગન જાહેર પાડવાની તેણીની હીમત ચાલી ન હશે."

"લગન ! કોણના લગન ! મારી કલારીસ કાંઇ પરણેલી ન હતી ?"

"હા, હતી."

"ઓ મીસીસ વેસ્ટ, તમે કેમ જાણ્યું ?"

"જે વખતે મીસ બોશાં જેને તમે કલારીસ કહોછ તે મારે ત્યાં છોકરાંને શીખવતી હતી, તે વખતે એક યુરોપીયન આયાબી મારે ત્યાંજ હતી. એ આયાનું નામ મેરી ગ્રોવ. તે મને લંડનમાં મળી, તેણીએ મને ખબર આપી કે તમે

મારી સાથ પેહલી વાત કરી ગયાં તેજ વરસના જાનેવારી-માં કલારીસ તેણીને કલકતામાં મલી હતી, અને તે વખતે તેણીને પુરા દહાડા હતા. તે ઘણી ખુશીમાં દેખાતી હતી."

જેન ઘણીજ અંદેસામાં પડી. આ વળી નવું અજવાળું. "એ મેરી ગ્રોવ મને મળી શકશે?" તેણીએ પુછયું.

"હું દલગીર છું કે તે તો ગીયે વરસજ ખહીથી મરણ પામી."

ત્યારે કલારીસ પરણી હતી એ તો વાત નક્કી. પણ કોણ સાથ? આ સવાલ જેને મોટે સાધે આસરે દસ વાર પોતાના દીલને પુછયો.

"મને લાગેછ કે આ પરણનાર ધણી સાથ તેણીની પેહલી ઓળખાણ મારાજ ઘરમાં થઈ હશે. મારો નાહાનો દેર ડાકટર વેસ્ટ તે વખત અમારી સાથે રેહતો હતો, અને અવાર નવાર પોતાના જુવાન દોસ્તોને લઇ આવતો હતો."

"ત્યારે કલારીસ તમારા દેર સાથ તો પરણી નહીં હોય?"

"નહીં—નહીં."

"તમારી ખાત્રી છે?"

"ખાત્રી તો કેમ હોય, પણ એ વાત બનવા જોગ નથી. ડાકટર વેસ્ટ ઘણો સાદો પણ ખુલ્લા સ્વભાવનો હતો, અને તે જો પરણવા ચાહાતે તો આમ છુપું રાખતે નહીં."

"એ તમારો દેર ટામ વેસ્ટ કયાં છે?"

"તે બચારો સાત વરસની વાતપર આફ્રીકામાં કેપ ભણી ગયો અને ત્યાં તાપ લાગવાથી મરી ગયો."

"પણ કલારીસ તેનીજ સાથ પરણીને કેપ ખાતે ગઇ કાંય નહીં હોય?" જેને જીદ કીધી.

"બને તેવું તો નથી. વળી ટામ વેસ્ટ જ્યારે આગ-બોટ ઉપર ચહડયો ત્યારે સઘળો વખત હમો તુતક ઉપર હાજર હતાં. નહીં નહીં, તે કલારીસ સાથ પરણયો હતે તો અમારેથી છુપાવતે નહીં–મારી ખાત્રી છે."

"ત્યારે તમારે ત્યાં બીજાબી ઘરહસ્થો આવતા હતા?"

"હા ઘણા. ઘણા ખરા બધા ડાકટરો અથવા મેડીકલ કાલેજના વીદયાર્થીઓ હતા."

"તે લોકના નામ કાંઇ યાદ છે? કદાચ તેમાંનો એક કલારીસ સાથ પરણયો કાંય નહીં હોય?"

"બધાં નામતો યાદ નથી, પણ થોડાંક યાદછે, એક તો મી૰ બોયઝ કરી હતો. તે હમણા સીંગાપોરમાં છે. બીજો એક મી૰ મેનીંગ કરી હતો. તે તો છાકટો નીકળ્યો, અને અંહીજ રખડયા કરતો હતો. એક બીજો મી૰ કાર્લટન કરીને હતો——

"કાર્લટન! કોણ! શું!"

"તેનો બાપ અંહી કલકતામાં ડાકટર હતો. આએ જુવાન કાર્લટન મેડીકલ કાલેજમાં વીદયારથી હતો, અને ટામ સાથ ઘણી દોસતી હોવાથી અમારે ઘેર ઘડી ઘડી આવતો હતો."

"તેનું પેહલું નામ શું તે કાંઇ યાદ છે?"

"હું ધારૂંછ કે તેનું આર નામ લ્યુઇસ કરી હતું."

"ઓહો, તે તો મારી નાહાની બેહેનનો વર થાય!"

"અં! મજાનો દેખાવલો ને ધરહસથ જેવો હતો. હવે મને યાદ આવેછ કે એક મી૦ કેન કરીનેબી આવતો હતો. ટામ આફ્રીકા ગીયો ને પછી ફ્રીથી હમો લોકે આ જુવાન કાર્લટનને જોયોજ નહીં."

"તે હમણા લાહોરમાં છે ને ડાકટરનો ધંધો ચલાવેછ" લેડી જેને ખબર આપી.

અંહી વાત ખલાસ થઈ. જેન સુતાં, બેસતાં, ખાતાં, પીતાં આની આ વાતનો વીચાર કરવા લાગી. ગમે તે થાઓ પણ કલારીસ આ ચાર જનમાંથી એકની સાથ પરણેલી હોવી જોઇયે અને તે એક ટામ વેસ્ટ! પણ આએ કાર્લટન કીયો? ફ્લોરાના ધણી કે? લુઈસ કાર્લટન—બીજો કોણ હોય? વળી તેનો બાપ કલકતામાં ડાકટર હતો—આહ! જેન! જેન! તું તારો સ્વપનો ભુલી ગઇ કે? સ્વપનામાં કલારીસના મરણની વાત અને તેમાં કાર્લટનને સંડોવાયલો તેં જોયો હતો તેની તને યાદ છે કે? પણ કાર્લટનને જઇને મોહોડે મોહોડું પુછયું હોય તો કેમ? તે કાંઇ નવી ખબર આપી શકે. જેન લાગ જોતી હતી એવામાં લાહોરમાં એક ખરાબ જાતની તાવ અચણુચ ફાટી નીકળી.

---

## પ્રકરણ—૧૦.

## એક છુપાવેલી તીજોરી.

લાહોર ઉપર ધાડ આવી હતી. કોઈ દાહાડે નહીં ને હમણા શેહેરમાં અચગુચ તાવ ફેલાઇ રહ્યો હતો. જો કે ઘણા મરણ તો થયાં ન હતાં પણ ઘભરાટ ઝાઝો હતો અને ડાકટરોને એક ઘડીની ફરસુદ ન હતી. લેડી જેન મન સાથ મુંઝાવા લાગી કે કોઇ દાહાડે નહીં ને હમણાં જ્યારે લુસી આવી ત્યારે એ રોગ કયાંથી ઉભરી નીકળ્યો હશે. એક તો આ બન્ને બેહેનોને સોહોવાતું ન હતું તેમાં આ બીમારીથી સઘળે જવા આવવાનુંબી ઓછું થઈ ગયું હતું.

"લુસી, તુંને તો અમારૂં ગરીબડું લાહોર કરડવા આવતું હશે. પણ શું કરૂં, કાંઈ ફરવા હરવા જવાય તેવુંબી નથી."

"મને તો બધું સોહોવાયછ, પણ તુંજ કાંઇ સુસ્ત દેખાયછ, જેન." લુસીએ હસીને ઉત્તર આપ્યો.

"હું સુસ્ત તો નથી, પણ મારૂં ધક ઠેકાણે નથી એ વાત તો ખરી."

"પણ તેનું કાંઈ કારણ?"

"દીકરા, તે કારણ હાલ તુરત તુંને કેહવાની જરૂર નથી. હું કાંઇ વાતની ખોળમાં છું અને તેથી હું હાલ બેખબરી લાગુંછ, પણ જ્યારે વખત આવશે ત્યારે તુંને મારી મેળેજ બધું કહીશ."

જેનના માથામાં શું રમતું હતું તે વાંચનારને સમજાવવાની તો જરૂર ન હશે. જે દાહાડેથી મીસીસ વેસટે તેણીને કહ્યું હતું કે કલારીસ પરણેલી હતી તે દાહાડેથી જેનના માથાંમાં એક વાત ખુંચી બેઠી હતી કે પેલો મારીઆનની પાસેના ગાળામાં રેહનારો છોકરો જ્યાં છે ત્યાં કલારીસનો છે. આ પ્રમાણે ખ્યાલ બાંધવાનો સબબ બીજો કાંઈજ નહીં પણ આ છોકરાનો ચેહેરો કલારીસને આબેહુબ મળતો આવતો હતો તે હતો. વળી આ છોકરાની મા મીસીસ ઈઝીકીઅલ તરેહવાર ચાળા કરતી હતી તેથી જેનનો શક વધારે મજબુત થયો હતો. પેહલાં તો આ ઓરત ઘણી ઊંમરે પુગેલી હતી, અને બીજું તો બદસુરત હતી. પણ છોકરો તો માજરી આંખવાળો અને તદન ગોરો હતો. જેને બે ચાર વખત વાત કરવાંને મસે આ છોકરાની કેટલીક વીગત પુછવાની તજવીજ કીધી હતી પણ એ વાત નીકળતાંજ મીસીસ શાહરા ઇઝીકીઅલ ચુપ થઇ જઇને વાત ફેરવી તોલતી હતી, અને જ્યારે જેન વધારે ચાંપીને પુછતી ત્યારે મીજાજ ખોઇ દેતી હતી. આ કારણને લીધે જેન ઉદાસ દીસતી હતી.

"પણ જેન, એ વાત શું કાંઇ ફલોરા બેહેનના સંબંધમાં છે ?"

"નહીં—નહીં—તેવુ કાંઇ નથો લુસી."

"જેન, તુંને શું લાગેછ ? શું ફલોરા સુખી છે ? મને તો એના ઘડી ઘડીના ફાંટા ઓર લાગેછ ?"

"હું શું જાણું દીકરા. ખોદા કરે ને એ સુખી હોય. પણ હું જાણુતી નથી."

"ડાકટર કાર્લટન તો એના સાથ ઠીક ચાલેછ. તું તો ફ્લોરાને તાંહ આવતી નથી પણ હું તો જ્યારે જાઊંછ ત્યારે જોઊંછ કે કાર્લટન ફ્લોરાને બધી વાતે રાજી રાખેછ. જેન તું ફ્લોરાને ઘેર કાંય આવતી નહીં?"

"સબર–લુસી–સબર–જો કોઇ રસતાપરતુ બારણું ઠોકેછ– ઓહો—આવો જમાઇજી—આવો ફ્રેડરીક ગ્રે સાહેબ."

લુસી હાથમાનું ભરવાનું નાખી દેઇને છલાંગ મારીને ઉઠી. સોહોવાવાનું, અવાચી ખાવાનું સઘળું હવામાં ઉડી ગયું. ફ્રેડરીક તો કલકતે ઇસ્પીતાલમાં ગુતાયલો હતો અને અચબુચ અહીં કયાંથી આવ્યો હશે.

"કાકાજીએ થોડા દાહાડા આવવાનું ઇજન કીધું તેથી આવ્યો" ફ્રેડરીકે, હસીને જવાબ દીધો.

"ખરૂં કેહેની કે કાકાજી પાસે તાણી તોડીને તેડું કરાવ્યું?"

વાતબી ખરી હતી, પણ ફ્રેડરીકના આવ્યાથી ડાકટર જાન તો ઘણુાજ ખુશી થઈ ગયા હતા, કેમજે હાલની બીમારીમાં ફ્રેડરીકની મદદ તેવણુને ઘણીજ વખતસરની થઇ પડી હતી. પણ આ બીમારીને લીધે ફ્રેડરીકથી પ્રીયાને રોજ મળાઇ શકાતુ ન હતું.

હવે ફ્લોરાના પગ તો જ્યારે હોય ત્યારે પેલા છોકરાના ઘર ગમજ ઍરીયું લેતા હતા. એ છોકરાના ચેહેરાનું કાર્લટનના ચેહેરા સાથ મળતાપણું ફ્લોરાના શકીલા ભેજાંમાં એવું ચોંટી બેઠું હતું કે તે દેવાની જેવી થઇ ગઈ હતી. તે તે જાણે એક બળતાં છોળીઆંની મોસાલ થઇ રહી હતી.

એક નાહાની આંચ લાગે તો ભડકો લઇ ઉઠવાને વાર ન હતો. તે અવારનવાર ઉપલી ગલીમાં ફરવાને બાહાને જતો અને લાગ જોઇને છોકરા સાથ વાત છેડતી અને પછી ખભરતી ઘર આવીને પોતાના હાથેજ ઉભા કીધેલા અદેખાઈના આતશમાં જળી જતી હતી. આમાં અદેખાઈ ઉપ્રાંત એક બીજાબી ઠરાવનો અંસ ભેળાયલો હતો. આ શું વાત છે તે શોધી કાહાડવાના ફ્લોરાએ મન સાથ સપત લીધા હતા. સારા નરસા કાંઇબી ઉપાય લગાડીને ખરૂં નરૂં કરવાનો તેણીએ નીશ્ચય ઠરાવ કીધો હતો.

આ એક જાતનું ઘેલાપણું હતું. કાર્લેટન આ ઘરમાં કેટલીવાર મુલાકાત આપેછ તે ઘણી બારીકીથી ફ્લોરા તપાસતી હતી. એક દહાડે તેણીએ આઘેથી જોયું કે મીસીસ શાહરા બારીએથી ડોકાવીને કોઈની ઇંતેજારીથી વાટ જોતી હતી. ગલીને બીજે નાકે એક નાહાની બચ્ચાંની ગાડીમાં છોકરો એખલો બેઠેલો હતો. શાહરાની નજર ચુકાવીને ફ્લોરા છોકરા પાસે ગઈ.

"કેમ બુચા તું એખલો બેઠોછ?"

"અંદર છતરી લેવા ગઇછ તેથી."

"કોણ છત્રી લેવા ગયુંછ?"

"મારી નર્સ. ડાકટર કાર્લેટન કેહેછ કે મારે રોજ સાંજના ફરવા જવું જોઇયે તેથી મને સાથે લઇ જવા એક નર્સને પોતેજ મોકલીછ."

આ વાત ચાલેછ તેટલાંજ નર્સ બાહાર આવી અને ફ્લોરાને નમીને સલાંમ કીધી.

"છોકરો ઘણો નબલો થતો દેખાયછ ?" ફ્લોરાએ વાત છેડી.

"હા—લેડી ફ્લોરા, એની માય એમ કેહછ—તેવણ ક્યારના ડાકટર કાર્લટનની રાહ જુએછ પણ તેવણ કાલના આવ્યાજ નથી."

ફ્લોરા ખભરીને ત્યાંથી ચાલી. તેણીના મનમાં નકી કે આ નર્સ જુઠું બોલેછ. કાર્લટન અંદર ભરાયલો છે અને છોકરીને આ પ્રમાણે જુઠું બોલવા શીખવેલું છે. નર્સ ! કાર્લટન નર્સને શા સારૂં મોકલાવે ? ઓ ફ્લોરા કાર્લટના તું તારે હાથે તારી આસપાસ શું જાલ પાંથરે છે તેની તને ખબર નથી—હજીબી સંભાળ.

ફ્લોરા ધસારાબંધ ઘર ગઇ અને દવાખાનામાંથી પસાર થતાં ફરંગીને પુછ્યું "ડાકટર ક્યારે પાછું આવવાનું કહી ગયાછ ?"

"જી, ડાકટર સાહેબ બાહાર ગયાજ નથી."

"ગીયાછ--તુંબી મુવો જુઠું બોલીને મને ઠગેછ ?"

ફરંગી ઘભરાઇ ગયો. "નહીં મેમ સાહેબ, તેવણ પોતાના કનસલટીંગ રૂમમાં છે."

ફ્લોરાએ આ વાત માની નહીં ને નજરે જઈને જોવાનો ઠરાવ કરી ને બીમારોને તપાસવાના ઓરડા ભણી ચાલી. આ ઓરડો કાર્લટને પોતાના દરદીઓને તપાસવા માટે જુદો રાખેલો હતો અને તેમાં તેના હથીયારો તથા કેટલીક અગતની દવાઓ મેલી રાખી હતી. ત્યાં કોઇબી ચાકરને દાખલ થવાની સખત મનાઇ હતી.

ફ્લોરાએ હળવેથી જોયું તો આ ઓરડામાં તીજોરી હતી તે ઉઘાડેલી હતી અને આગળ ઉભો રહી કાર્લેટન તેમાનાં કેટલાંક કાગળીયાંઓ તપાસતો હતો. આ તીજોરી અહીં છે અને તેમાં કાર્લેટન કાંઇ કાગળીયાંઓ રાખે છે એવી ફ્લોરાને કશી ખબર ન હતી. તેણીનાથી અચચુચ ચીસ પડાઇ જવાઈ અને કાર્લેટને ઝબકીને તુરત તીજોરી બંધ કરી દીધી.

" ફ્લોરા કેમ ? અહીં તારૂં શું કામ છે ? "

" કાંઇ નહીં—હું તો તમને શોધવા આવી હતી."

---

## પ્રકરણ—૧૧.

## લુસીની મરણ તોલ બીમારી.

આગલા પ્રકરણમાં બનેલા બનાવ પછી બીજે દાહાડે જેન અને લુસી સાથે બેઠાં હતાં. લુસીનું માથું દુખતું હતું અને તે લગાર ઉદાસ બેઠેલી હતી. થોડી વારમાં મુન્ના એક ચીઠી લઇને દાખલ થઇ. આ ચીઠી ફ્લોરા તરફથી હતી. તેણીનો પગ મોચવાયો હતો તેથી ઘેરમાં રેહેતાં સોહોવાતું ન હોવાથી લુસીને બોલાવી હતી.

" જેન, મનેબી જવા ગમેછ. હું ધારૂંછ કે ખુલ્લી હવામાં જવાથી મારૂં માથુંબી નરમ પડશે."

" હા—તારે ગમે તો જા, પણ તપાસજે હો હમણા રૂતુ સારી નથી."

લુસી જયારે કાર્લેટનને ત્યાં આવી પોંચી ત્યારે ફ્લોરા પગે પાટો બાંધીને બેઠેલી હતી.

"એમ શું કીધું જે પગ મોચવાયો, ફ્લોરા ?"

"એ તો ધરમ કરતાં કરમ નડયું. જોની, મને હમણા કાર્લટન સાથ જરા ધસાતુંજ ચાલેછ. તે પોતાની ચોકસ વાતો મારેથી છુપાવેછ, પણ હુંબી તો ખરી કે શોધી કાહાડું."

"પણ તે શું વાત ?"

"એમાં તારૂં કામ નથી લુસી. એના ખાનગી ઓરડામાં એણે એક તીજોરી છુપાવેલી છે તેમાં પોતાના ખાનગી કાગળો રાખેછ. આ કાગળો વળી કાંઇ સહી મીતીઓના હશે કેમજે હું ગઇ કાલે સાંજના અચપુચ જઇ લાગી ત્યારે ધભરાઈને હીચકારાની કાની તીજોરી બંધ કરી દીધી અને આડા પીઠ કરીને ઉભો. આ તીજોરીમાં શુંછે તે જાણવાને મારો જીવ તલપેછ તેથી કાલે રાતના ગુપચુપ હું ઉઘાડે પગે ગેઇ ને મારી કુંચીઓ લગાડી જોઇ પણ——"

"ઓ ફ્લોરા ! એ શું ? તુને એમ કરવું લાજેમ નહીં હતું."

"જરા સબર કર, કાર્લટન જેવો તુને વર મળે ત્યારે પછી શું ને કેમની વાત કરજે. પણ સાંભળની. હું ઓરડામાં ગઇ તો ખરી પણ કુંચી તો કોઇ લાગુ પડી નહીં તેથી મીણબતી બુજાવી નાખીને પાછી ફરતી હતી તેટલાં કસાં ઉપરથી પગ સરી ગયો. પહેલાં તો કળ ઘણી લાગી પણ રખે કાર્લટન જાણે એવી બીકથી દમ ઉંચો રાખીને પાછી મારા ઓરડામાં નાહાશી આવી. કાર્લટને ઘેર આવતાં મને પુછયું કે શું થયું પણ મેં કાંઇ જવાબ આપ્યો નહીં."

"ચાલો હોસે. ફ્લોરા તારૂં કીધેલું તું જાણે. પણ એ શું ખરી વાત છે કે કાર્લેટન પોતાનું દવાખાનું કાહાડી નાખીને અહીંથી જાય છે? ફ્રેડરીક અમુને કેહેતો હતો."

"એમ બોલેછ તો ખરો પછી તો ખોદાને માલમ. પણ પણ લુસી, કાર્લેટનને તારો ફ્રેડરીક જરાબી ગમતો નથી તેનું કારણ શું?"

"તેની મને શું ખબર?"

"એ બે જણ સામાસામી મળેછ ત્યારે ડોળા ઘુરકેછ. ફ્રેડરીક તો સાફ કેહેછ કે તેના બાપને કાર્લેટને શેહેરમાંથી કાહાડયો, પણ લુસી આજે તારા જીવને ઠીક નથી. તારા ડોલા ચકચક થાયછ કે તારા ગાલ લાલ થઇ આવેલા છે."

"હું સહવારની ઉઠી તારનુંજ મારૂં માથું દુખેછ. હું જાણુ કે અહીં આવતાં નરમ પડી જશે પણ સામું વધારે દુખવા માંડયું ને મારા હોઠ સુકાઇ જાયછ."

"લુસી, એમ શું બોલેછ? તુનેબી આય નાપાક તાપ બાપ આવશે કે શું?"

અને તેમજ હતું. લુસીના અંગમાં તે વારજ તાવ ભરાયલો હતો અને સેહેજ વારમાં તો એટલો વધી ગઇ કે કાર્લેટને લાગલું જેનને કેહેવા મોકલયું. જેનને આ ખબર બે ચાર વાતે અણગમતી હતી. લુસી બીછાને પડી અને તેબી વળી કાર્લેટનના ઘરમાં! લુસીની દવા કાર્લેટન કરે તેનો જેનને ધીકાર હતો તેમાં વળી હવે જેનને તેના ઘરમાં જવા શીવાય છુટકો નહીં. ઘણો વાર અંદેશો કરીને જેન કાર્લેટનને ત્યાં જવા નીકળી. સાથે મુન્નાને લીધી અને ડાકટર જાન ગ્રેને તેડું મોકલ્યું.

એક મોટા એલાહેદા ઓરડામાં લુસીને સુવાડેલી હતી. તે તખલ તખલ કરતી હતી. જેન વાંકી વળી અને તેના કપાલ ઉપર હાથ મુકીને બોલી "ઓ લુસી લુસી, તું આજારી પડી તો પડી પણ અહીં કાંય પડી. જેવી અસર જણાવા માંડી કે તુરત તારે ઘેર દોડી આવવું હતું. ને ફ્લોરા, તેંબી એટલી સંભાળ નહીં રાખી ? તારી ગાડીમાં ઘેર આવતાં પાંચ મીનીટબી નહીં લાગતે."

"કાંય? ને અંહી રહી તો શું .કુતરાએ કરડો ? શું તુ બેહેન છે ને હું ગધેડી બધેડી છેઊં કે ? હું તો ધારૂંછ કે અહીંજ પડી તો ઠીક થયું કે ડાકટર આગળના આગળ મળશે."

"ફ્લોરા, તું તારા આવા શબ્દોથી મારૂં નકામું દીલ દુખવેછ. લુસી મારા ચારજમાં છે એટલે મારે તાંહજ હોવી જોઈયે. કાંઈબી કરીને એને ખશેડવી જોઇયે."

"ઠીક છે, ત્યારે ફ્રોડ તારૂં માથું ગમે તેમ."

અહીં લુસી બોલી ઉઠી કે "મેં તો ડાકટર કાર્લેટનને કહ્યું કે હું સારી પેઠે છેઊં, મને જવા દેઓ પણ તેવણ કેહજે જોખમ છે તેથી નહીં જવાય. જેન, હમણા મને કાંઇ નથી તારી સાથે મને લઇ જા."

ડાકટર કાર્લેટન ડાઇનીંગ રૂમમાં ચાહ પીતા હતા ત્યાં જેન અચબુચ જઈને ઊભી.

"ઓહો ! લેડી જેન ચેસ્ની **મારા** ઘેરમાં ?"

"ડાકટર કાર્લેટન, હું મારી બેહેન લેડી લુસીને મારે ત્યાં લઇ જવા આવીછું."

"કશું નહીં બને. લેડી જેન, એવી તજવીજ કરવા જતાં વખતે તેવણના જીવને હાણી પુગશે."

"સાહેબ, હું ધારૂંછું કે તમે એ બાઇને તમારા ઘરમાં રાખીને તમોએ જાણી જોઇને ચોક્સ જોખમ ખેંચી લીધો છે. જે જોખમ તમારા સ્વાધીનમાં રાખવાને હું રાજી નહીં હતી. તમોએ મારી મરજી પેહેલાં પુછાવવી હતી. જ્યારે તાવ શરૂ થઇ ત્યારે એ બાઇને ગાડીમાં ઘર મોકલી હતે તો કશી હરકત ન હતી."

"પણ તાવ એટલો જલદી વધી ગયો કે મને કસું કરવાનું સુજ પડયું નહીં. મને હજી લાગેછ કે એ ઘણી ખરાબ જાતની તાવ છે."

"ગમે તે હોય તોબી મને તો એને લેઈ જવાની ખુશી છે અને તે સારૂં મને સલાહ આપવાને મેં ડાકટર જાન ગ્રેને તેડાવ્યા છે. મારા ઘેરના ડાક્ટર તેવણ છે એટલે તેવણને હાથે સઘળી દવા કરાવવાની મારી મરજી છે. વળી લઇ જવી કે નહી તેનું આપઅખતીયાર મત તેવણ આપી શકશે."

"આપઅખતીયાર એટલે ?"

"એટલે એમ કે તમે એ બાઇને રાખવા માંગોછો અને હું લઇ જવા માગુંછું, પણ ડાકટર ગ્રેને પોતાનું ખરૂં મત આપવામાં કાંઇ અડચણ નથી."

"હા, તેમાં એનેબી લાભ તો ખરોજ તો. એક મોટે ઘેરનો ફાઇન કેસ મારા હાથમાંથી એના હાથમાં જાય."

"ને એમણી તો જવાનોજ. લેડી લુસી ગમે ત્યાંબી હશે પણ મારા ઘરના ડાકટરજ એમની દવા કરશે."

આ ટાંકણે મુન્નાએ પોતાની બાઈની પક્ષ લીધી "ડાકટર સાહેબ, આજારી માણસને પોતાના ઘર જેવું સુખવાશી બાહારનું ઘર ન હોય. લેડી સાહેબને અમારે ત્યાં લઈ જવીજ જોઇયે."

આ તકરાર ચાલે છે એવામાં હાલનું બારણું ઉઘાડીને કોઇ દાખલ થયું. કાર્લટન હાલમાં ગયો અને જેન પાછળ ગઈ. ફ્રેડરીક આવીને ઓરડાની વચ્ચે ખડો થઈ રહ્યો હતો. તે અતી ઘણો ઉસકેરાયલો હતો અને તેના હોઠ ધ્રુજતા હતા.

"લેડી જેન, મારા કાકા બાહાર ગયલા છે તેથી હુંજ દોડી આવ્યોછું. કાંહાં છે? કેમ છે? ઘણી આજારી છે કે?"

હવે એણીમેર ડાકટર કાર્લટનનો મીજાજ છેકજ તપી ગયો હતો તે આ ટાંકણે બાહાર પડયો. ફ્રેડરીકના રસ્તાની તે આડે પડયો અને બોલ્યો "મી૦ ફ્રેડરીક ગ્રે, મારા ઘરમાં તમને જોવાને હું ખુશી નથી. તમારા કાકા આવ્યા હતે તો તે જુદી વાત હતી, પણ અહીં દાખલ થવાનો તમને હક શું છે તે હું જાણતો નથી."

"હું કાંઇ મોજ કરવા આવ્યો નથી. હું તો એક બીમારને જોવા આવ્યોછું."

"હું તેમ કરવા દેનાર નથી. તમારેથી તે ઓરડામાં જવાશે નહીં."

"નહીં જવાશે? કાંય નહીં જવાશે? ડાકટર કાર્લટન, કદાચ તમને ખબર ન હશે કે એ બાનુ હવે પછીથી મારી ધણીયાંણી થનાર છે."

આમ બોલી ફ્રેડરીક આગળ ધસવા જતો હતો પણ કાર્લટને તેને રોકયો તે સમેત કાંઈ અકસમાતથી અથવા જાણી જોઇને ઓરડાની બતી બુજાઇ ગઈ અને કાર્લટનને કોઈએ ધકો મારીને દેવાલ ઉપર નાખી દીધો અને તેજ વાર નીચ-લા શબ્દો તેના કાનમાં કોઇ અવાજે કહયા.

**"ચંડાળ, પેલી બીજીને ઝેર પાઈને મારી નાખી તેમ આનેબી મારી નાખવા સારૂં તારે ઘેર રાખવા માંગેછ કે?"**

બતી પાછી સળગાવવામાં આવી ત્યારે હાલમાં સઘળાં ભેગાં મળેલાં હતાં. નોકરો ડાચું વકાસીને રચના જોતા હતા. ફ્લોરાબી એક બાજુએ ઉભી હતી. ફ્રેડરીક તો લુસી-ના ઓરડામાં ચાલી ગયો હતો.

કાર્લટનના તો પાણી મરી ગયાં. તે રૂમાલ કહાડીને કપાલ લુછવા લાગ્યો. ઉપલા સખુનો ફ્રેડરીક તો બોલ્યો હતોજ નહીં, કેમજે કાર્લટને તેને ઓરડામાંથી જતાં જોયો હતો.

જ્યારે કાર્લટનને જરા દમ આવ્યો ત્યારે તે દબાઇને પુછવા લાગ્યો. "એ ઓરડામાં કોણ આવ્યું હતું અને બતી કોણે બુજાવી નાખી?"

ચાકરોએ તો કોઇને આવતો જતો જોયો ન હતો પણ કોઇના પગલાં સંભળાયાં પછી બતી અચચુચ બુજાઈ ગઈ હતી. હવે આ ધભરાટનું ખરૂં કારણ જેન અને ફ્લોરાબી સમજી શકી ન હતી. તેઓ ફ્ગલાઇને કાર્લટનની આગળ આવી અને આ સઘળા ધભરાટનો ખુલાસો પુછયો.

" હું-હું-મને લાગું કે-કોઈ-કોઇ-ઓરડામાં દાખલ થયું."

ફ્રેડરીક ગ્રે લુસીના સુવાના ઓરડામાં દાખલ થયો હતો. લુસીએ લજવાઇને પોતાની ઓઢણી છેક માથા સુધી આંગ ઉપર તાણી હતી.

" ઓ લુસી, મારા જાન ! આખરે તું પટકાઈ ? "

" ઓ ફ્રેડરીક, તું અહીં કયાંથી--જેન વગર તું આએ ઓરડામાં ચાલી આવ્યો એ ઠીક નહીં."

ફ્રેડરીકે નાડી તપાસી અને પછી ધીરજ આપી બોલ્યો " મારી વાહાલી, હું તો તારા ડાકટર તરીકે આવ્યોછું. મારા જાનને હું બીજા ડાકટરના હાથમાં કેમ સોપું ? "

" ઓ ફ્રેડી, મને કાંઈ તરેહવાર થાયછે."

ફ્રેડરીકના દીલમાં આ વાર લોહી નહીં પણ તાવેલું સીસું વેહેતું હતું. ઓ, આ બીમારીમાં લુસી મરી જાય તો ! તેની આંખમાંથી આંસુ ટપકતાં હતાં.

" ઓ ફ્રેડી, તું એમ કાંય કરેછ ? શું હું મરી જવાની છું કે ? "

" નહીં, ડીયર નહીં, મારે તારી આગળ આવવુંજ ન હતું. તારો તખલાટ મારેથી જેવાતો નથી."

એવામાં ડાકટર જાન ગ્રે અને લેડી જેન ઓરડામાં આવી લાગ્યાં. ડાકટર જાને પ્રીતથી ફ્રેડરીકને બાજુ ખસાડયો અને બીમારને તપાસયા પછી મત આપ્યું.

" લેડી જેન, હું દલગીરછું કે હાલ લેડી લુસીને અહીંથી ખસેડાઇ શકાય તેવું નથી. જયારે તાવની નીશાન પેહેલાં

જણાઇ ત્યારે લઇ જવાની કશી અડચણ ન હતી, પણ હવે તો લઇ જવામાં જોખમ છે."

લેડી જેન ઘણીજ મુંઝાઇ. "વારૂ, ડાકટર જાન, તમારે યાદ રાખવું કે એ દરદી તમારા સ્વાધીનમાં છે."

"મારા? પછી ડાકટર કાર્લેટનનું કેમ?"

"મને ડાકટર કાર્લેટન સાથ કશું લાગતું વળગતું નથી. તેવણુ સારા ડાકટર નથી એમ હું કેહેતી નથી, પણ લુસીની જીંદગી મારે મનથી કીમતી છે અને તમે મારા ઘેરના ડાકટર છો. હું ડાકટર કાર્લેટનને આ પ્રમાણે કહી ચુકીછું. એવણુની ખુશી હોય તો તમારી સાથે અમથા જોવા આવે. ને ફ્રેડરીક, હાલ તુરત તમારેબી નહીં આવવું, કેમજે તમને જોયાથી લુસી નકામી ઉસકેરાશે."

"પણ હું બી ડાકટરછું ને કામ લાગી શકીશ—વળી એ મારી ધણીયાંણી થનાર છે."

"પણ ધણીયાંણી હજી થઇ નથી તેટલાં તું એને મારા સ્વાધીનમાં સોંપ—જો કાંઇબી જરૂર જણાશે તો હું તને પેહેલી ખબર આપીશ." કાકાએ ભત્રીજાને પટાવ્યો. તે ઓરડામાંથી બાહાર નીકળતી વખત બચ્ચાંની પેઠે રડયો.

જેનના ઠરાવથી કાર્લેટનને ભારી તો ઘણું પડયું, પણ તે પ્રમાણે ચાલવા શીવાય બીજો ઉપાય ન હતો. ડાકટર જાન એની સાથે સલાહકાર દાખલ આવ જા કરવાનું તેણે કબુલ કરયું. જોકે તે જાણુતો હતો કે તેમ થવાથી ગામમાં તેને ખરાબ લાગવાનો સંભવ હતો. આ સઘળી ગોઠવણુ નક્કી થવા પછી જેન ફ્લોરા આગળ ગઈ અને બોલી.

"ફ્લોરા, જ્યારે તેં અને ડાકટર કાર્લટને જાણી જોઈને લુસીની પીડા માથે હોરી લીધી છે ત્યારે તો મારી અને મુન્નાની વેઠ બી થોડી મુદત સુધી કરવી પડશે, કેમજે જ્યાં સુધી લુસી ઉઠીને મારી સાથે આવે નહીં ત્યાં સુધી આ ઘરમાંથી હું બાહાર જનાર નથી."

"અં! હવે કેવાં ઠેકાણે આયાં? તમે તો મારા ઘેરમાં પગજ નહીં મુકવાના હતાં ની? કંઇ નહીં. તમારા જેવાં પત્રાજીવાળાંને એમજ જોઇયે."

"એમાં પત્રાજી જેવું કશું હતુંજ નહીં. તારા ઘેરથી અલગ રેહેવાના મારી પાસે વધારે માતેબર કારણો છે, પણ હાલ તે વાત માંડી વાળ. ડાકટર ગ્રે કેહે છે કે લુસી ઘણી બીમાર છે."

"ડાકટર કાર્લટને એને સારી કરવા તો અહીં રાખી. તુંબી રેહેશે તો એવણ તો ખુશી થશે. તું પોતેજ નકામાં છીટાં સોધેછ. પણ કોણ જાણે શું છે તે એને મુન્નાનું મોહોડું જોવા નથી ગમતું."

"મુન્નાનું? કાંય વારૂ, એ બીચારીએ ડાકટર કાર્લટનનું શું બગાડયું?"

"કાંઈબી નહીં, પણ કેહેછ કે મને એનું મોહોડું જાણે કરડવા આવેછ."

ડાકટર કાર્લટને ઘણીબી ખોલ કરી કે બતી બુઝાઇ ગઇ ત્યારે હાલમાં દાખલ કોણ થયું હતું અને તેના કાનમાં ઉપલા શબ્દો કોણ બોલ્યું હતું, પણ તેનો કશો પતો મળ્યો. નહીં તેથી તે મન સાથ નીરાશ થઇને બેઠો હતો.

## પ્રકરણ—૧૨.

### સંભાળ !

લેડી લુસી ચેસ્ની તો મરણ અને જીવણની વચ્ચે અ-ઠડીયાં ખાતી પડી હતી. થોડા દાહાડામાંજ તાવે જબરૂ રૂપ પકડયું અને તેણીની જીવવાની આશા ડાકટરોએ મુકી. તેઓએ તાવને ધીમી પાડવાને અનેક ઉપાય કીધા પણ જબુન તાવે મચક આપી નહીં. અત્રે જણાવવું વાજબી છે કે ડાકટર કાર્લેટનની મેહેનત અઠાગ હતી. તે લુસીની માવજત પાછળ રાત દીસ ઉજાગરો કરતો હતો. તેની આ મેહેનતથી જેનનુ મન પણ પગળ્યું હતું. ડાકટર જાન ગ્રે તો નામનો દવા કરતો હતો. સઘળો જોખમ અને સંભાળ ડાકટર કાર્લેટનને માથે આવી પડયાં હતાં. દરદીના બીછાણા આગળ જેન નાશીપાશ થઇને બેઠી હતી. પણ તે છતાં તેણીનો વિશ્વાસ ખોદા ઉપર હતો જેના ગમ સંકટની વખતે જોવાની તેણીને બચપણથી આદત હતી.

એણીમેર ફ્લોરાનેબી તાવ લાગું પડયો હતો પણ તે એટલો નરમ હતો કે તે અવાર નવાર ઉઠીને ફરી શકતી હતી પણ ફ્લોરાને કાંગલું થવા ઘણું ગમતું હતું એટલે જ્યારે કાર્લે-ટને તેણીને કહ્યું કે તેણીની તાવમાં કાંઇ દમ નથી એટલે ફ્લોરાનો મીજાજ ચશકી ગયો. લુસી ઉપર કાર્લેટન આવડું ધ્યાન આપે અને તેણીને પડતી નાખે એવા વીચારથી ફ્લો-રાને પાછું દુઃખ લાગ્યું હતું.

જ્યારે લુસી ખરેખર ધાસતીમાં આવી પડી ત્યારે એક-જ વાર ફ્રેડરીક પોતાના કાકાની સાથે તેણીના બીછાણા આગળ ગયો હતો. લુસીએ તેને ઓળખ્યો નહીં, કેમજે તે તો તાવની બેભાણીમાં પડેલી હતી અને પોતાનું ડોકું આમથી તેમ હલાવતી હતી. લેડી જેને તો જરાબી હીમત રાખી હતી પણ ફ્રેડરીક તો આ દેખાવ જોઈ બીલકુલ હારી ગયો હતો. તેણે તો જોતાંને વારજ લુસીની આશા છોડી.

" ઓ દયાળુ બાપ ! એને બચાવ ! મારી ઉપર દયા કરીને એને ઉગાર ! " એવી જીગરની હાય ફ્રેડરીકે મારી અને પછી બારીના ખુણામાં આંખ લુછતો ઉભો. લુસીની જીંદગી બચાવવા ખાતર જો કામ પડે તો તે પોતાની જીંદગી બરબાદ કરવાને તઈયાર હતો. રાતના વાત વધારે બગડી ઘરમાં સર્વે ડાંએબાંએ થઇને મોહોતની વાર જોતાં બેઠાં હતાં. ફ્રેડરીક તુરત તાર હાફીસમાં ગયો અને ત્યાંથી પાછો ફરી કાર્લટનના ઘર આગળ આવી દવાખાનામાં ફરંગીને પુછ્યું કે " કેમ છે ? "

" કાંઇ ફરક નથી સાહેબ, જેમ વખત જાયછ તેમ મામલો બગડતો જાયછ."

ફ્રેડરીકે એક કાગળની કાપલી ઉપર કાંઈ લખીને ફરંગીને આપ્યું.

"જ્યારે લાગ ફાવે ત્યારે આ કાપલી લેડી જેનને આપજે, પણ એ ખા ખસુસ આપવા સારૂં દરદીના ઓરડામાં જવાની જરૂર નથી."

કાગળની કાપલી જેનના હાથમાં જલદીથી જવા પામી તેમાં ફ્રેડરીકે નીચે પ્રમાણે લખ્યું હતું:—

" મેં બાવાજીને તાર કીધો છે. અલબત તેવણ વધારે તો શું કરી શકનાર છે, પણ એટલો મારા જીવને સધીયારો મળશે. લુસીની રીતભાતથી તેવણ વાકેફ છે. અગર લુસીને કાંઈ થયુંછ તો હું બી મારો જીવ આપીશ. "

જોકે ફ્રેડરીકે આ શબ્દો તો સાદા લખ્યા હતા પણ પોતાના બાપને તાર તો જબરદસ્ત શબ્દોમાં કીધો હતો. જેનને બી આ તાર કીધાની વાત પસંદ આવી. તેણીને લાગું કે આ વાર કાઉન્ટેસ ઓકબર્ન બી આગળ હતે તો ઘણું સારૂં.

શેહેરમાં બીજી મેરબી ભયંકર બીમારીએ પોતાનો દસ્ત લંબાવ્યો હતો. શાહરા ઇઝીકીઅલનો નાહાનો બેટો એકદમ પછડાઇ પડયો. તેની બીમારી વધતી ચાલી અને કાર્લેટને જોયું કે હવે તેને બચાવવાની આશા થોડી હતી. લુસીને ખાતર, ફ્લોરાને ખાતર કાર્લેટન ઠાકી ગયો હતો તોબી આ છોકરાની પાછળ દેખરેખ કરવામાં તે કસી બાકી રાખતો ન હતો.

એણીમેર મીસીસ શાહરા ઇઝીકીઅલે જો એમ આશા રાખી હોય કે સઘળું ખાનગી રાખીને મીસીસ કેનના મરણ બાબેની બાતમી મેળવવી તો તેમાં તે ઠગાઇ હતી. તેણીના લાહોરમાં આવ્યાની અને મરનાર વીશે ખબર કાહાડવાની આખાં ગામમાં ખબર પડી ગઈ હતી અને મીસીસ ગોલ્ડ, મારીઆન વગેરે કાંઈ કાંઇ મસે સુંધારા લેવા આવતાં હતાં.

વાંચનારને મીસીસ ગોલ્ડની યાદ હશે. મીસીસ કેન જ્યારે પેહલી આવી ત્યારે ત્યાં ઉતરી હતી. મીસીસ ગોલ્ડ છોકરાની બીમારી સાંભળીને ખબર લેવા આવ્યાં હતાં. બન્ને નવી ઓળખાણુવાળીઓ વાતો કરેછે એવામાં મુન્નાબી આવી લાગી. કુદરતી રીતે વાત પાછી મીસીસ કેનના મરણ બાબે નીકળી. મીસીસ ગોલ્ડ પોતાની હમેંશની રીત પ્રમાણે લાંબી ટુકી ડીંગ મારવા લાગ્યા. દાદર ઉપર દીસેલાં માણસની વાત નીકળી ત્યારે મીસીસ ગોલ્ડ છછણી પડયાં. તેવણુ બોલ્યાં કે કાર્લેટને આ સરયામ જુઠું કર્યું હતું.

મીસીસ શાહરા ઇઝીકીઅલે આ વાર ખુલાસો કીધો કે "હું ખરેખર આ વાતની શોધ કરવાજ આવીછું. હું આવી તે અગાઉ મને ખબર મળી હતી કે આ મરનાર મડમનો ધણી મી૦ કેન લાહોરમાંજ છે અને મને નક્કી ગુમાન જાયછ કે દાદર ઉપર જે ધણી છુપાયલો હતો તે એજ હોવો જોઇયે. અત્યાર સુધી મેં એ સઘળી વાત છુપી રાખી હતી પણુ હવે તે સઘળું બાહાર આવશે. મારી વાત સર્વેથી છુપી નહીં હતી, કેમજે મુન્નાએ મને તુરતજ ઓળખી કાહાડી અને મને લાગેછ કે ડાકટર કાર્લેટનનેબી મારે માટે શક છે."

"તે કેમ?" મુન્નાએ અચરતીથી પુછયું.

"કેમજે આવતાંને વાર તેણે મને પેહલેજ દાહાડે સવાલોથી ધોઇ નાખી. એક દાહાડે તેને મારાં ખાણુા ખોળતાં મેં પકડયો. તેણે તો બાહાનું કાહાડયું કે તે કંઇ ચીઠ્ઠું સોધતો હતો, પણુ મને તો લાગેછ કે તે કાંઇ કાગજો સોધતો હતો."

આ સઘળું મેજરૂં મળેલું છે તેટલાં વળી મારીઆન આવી લાગી અને મુન્ના જવા ઉઠી તેવામાં ડાકટર કાર્લેટનની ગાડી આવીને ઉભી.

## પ્રકરણ—૧૩.

### સર સ્ટીફન ગ્રેનું આવી પુગવું.

કલકતાથી પેહલીજ નીકળતી ટ્રેનમાં સર સ્ટીફન ગ્રે તાબડતોબ નીકળી પડયા. ફ્રેડરીકનાં તારથી તેવણ ઉપર ઓર અસર થઇ હતી. લુસીની જીવવાની આશા ખોટી! લાહોરના સ્ટેશન ઉપર ફ્રેડરીક ભાડેની ગાડી લઇ તૈયારજ ઉભો હતો. બાપ બેટો અન્યો અન્ય ભેટયા પછી બાપે પુછયું,

"કેમ ફ્રેડી, તાર કીધા પછી કાંઇ ફેરફાર?"

"કાંઇજ નહીં. ઓરબી મામલો બગડતો જાયછ."

ગાડી મોહોલાઓમાંથી ધમધમ જતી હતી તે જોવાને લોક ભેગું મળ્યું. પુરાણા ડાકટર સ્ટીફનના આવવાની ખબર તેઓને પડી ગઇ હતી. જ્યારે ગાડી કાર્લટનનાં બંગલા આગળ આવી પોંચી ત્યારે કાર્લટન ઘરમાંજ હતો. તે આ નવા આવનારને જોઈને બહુજ અચરત થયો.

"ઓહો! સર સ્ટીફન ગ્રે! તમે અહીં?"

"સાહેબજી, સાહેબજી, ડાકટર કાર્લટન, કીયા ઓરડામાં લુસી છે?" આમ ઝડપમાં બોલી કાર્લટનની જરાબી પરવાહ કરવા વગર ડાકટર સ્ટીફન ધસારાબંધ અંદર ગયા.

કાર્લટનનો સ્વભાવ તો તે દીવસે ઘણી વાતે ખાટો થઇ ગયો હતો. એ લોકોએ તાર કરીને સ્ટીફનને બોલાબ્યો તેનો

અર્થ શું ? કાર્લેટન કરતાં તે એટલો બધો તે શું હુશીયાર હતો? અને તેણી વળી કાર્લેટનને પુછ્યા પરછયા વગર !

સર સ્ટીફન લુસીનાં બીછાણા આગળ ઉભાછે. ઓરડામાં જેન એકલી છે. ત્રણ કલાક સુધી સ્ટીફન ગ્રે આ બીમાર-નાં ઓરડામાં બેસી રહ્યા. તેવણે પોતે દવામાં થોડોક ફેરફાર કીધો હતો.

રાતનાં આઠ વાગતે તેવણ બંગલામાંથી બાહાર પડયા. થોડેક દુર મેદાનમાં એક જણ અંધારાંમાં અદબ વાળીને ડોકું નીચે નાખીને ફરયા કરતો હતો. સર સ્ટીફને પોતાનાં બેટાને ઓળખ્યો.

"કેમ ફ્રેડી તું આવડી અંધારી રાતનાં અંહીં શું કરેછ?"

"બાવાજી, હું આખો દાહાડો થયાં અંહીંજ છું. મને ઘેર જવા ગમતું નથી. કેમ છે?"

"દીકરા, જીવ સટોસટનો વખત આવીને પસારબી થઇ ગયો છે."

ફ્રેડરીકનાં હોઠ ઉજળા સપ થઇ ગયા, તેનાં ગળાંમાથી સાદ નીકળયો નહીં. આખરે દુઃખનો ગોટ ગળીને તે બોલ્યો "ત્યારે આખરે તે ગુજરી ગઇ ખરી, ઓ ખોદા!"

"નહીં તે બચી."

ફ્રેડરીકની છાતીમાં આ વાર અચયુચ હરખનું બચકું ભરાઇ આવ્યું અને તે કાંસવા લાગ્યો.

"ફ્રેડી, હવે તાવથી તો ધાસ્તી નથી પણ નબલાઈ અતીશે થઇ છે અને જો કામ બગડે તો તેમાંથી બગડે. હું અજબ છેઉં કે કાર્લટનના ઘેરમાં એને જેને આજારી જવાજ કેમ દીધી."

"બાવાજી એમાં જેનનો કસુર નથી. પણ તમે આજે રાતના પાછા કલકતે તો જશો નહીં ની ?"

"નહીં, મારો વીચાર કાલે જવાનો છે. પણ મારી હવે ખાત્રી છે કે તાવ પાછી આવવાની નથી. સારાં નશીબે એનું શરીર ચીવટ છે."

હવે લાહોરમાં તાવ તો કુદતી છંલાગે ગલબો કરી રહ્યો હતો. બંગલે બંગલામાં સાહેબો અને મડમો આજારી પડેલાં હતાં. લુસીની આશા મુકેલી તેને કલકતાના નામીચા ડાકટર સર સ્ટીફ્ને આવીને મોહોતમાંથી બચાવી એવી વાત વીજળીની પેઠે ગામમાં પસરી ગઇ અને ડાકટર જાન ગ્રેના ઘર આગળ આતુર દરદીઓની ભીડ પડવા માંડી. સર્વે કોઈ ડાકટર સ્ટીફ્નને તેડી જવાની આજુજી કરતું હતું. શું જમાનાનો ચમતકાર છે ! થોડાં વરસની વાત ઉપર એજ સ્ટીફ્ન ગ્રેને ગામની ચાવાચીવીએ હડસેલીને બાહાર કાહાડયો હતો અને તે વાર તેની કોઇ મુફ્ત દવા બી લેવાને ના પાડતું હતું તેજ ડાકટર સ્ટીફ્નના ફ્કત બે દાહાડાના આવવા સમેત સેહેંકડો કલાપીત કરતાં લોકની ભીડ ! પણ લાહોરનો ડાકટર સ્ટીફ્ન ગ્રે કાંહ અને કલકતાના ગવરનર જનરલનો નામાંકીત સર સ્ટીફ્ન ગ્રે કાંહ !

અને શું સ્ટીફન ગ્રેએ મદદ આપવા ના પાડી હશે ? નહીં નહીં, જે કોઇ કકળતું આવતું તેને ઘેર સર સ્ટીફન દોડી જતો અને તેના હાથને જશઅી હતો. ઘણાં ખરાં સારાં થતાં. વળી તેણે કોઈ પાસેથી બો ફી લેવાની સાફ ના પાડી. "નહી, તમે તો મારા ભાઇબંધ શેહરી છો અને તમને મદદ કરવાને હું મારી ફરજ સમજું છું" એવા શબ્દોથી તેણે લાહોરની ખલકતના દીલ ઝીતી લીધાં.

સાંજના તેણે બે વાર લુસીને જોઇ. સુધારાના ચીન્હો મજબુત થતાં જતાં હતાં. જેનતો ડાકટર સ્ટીફન ઉપરથી ઓવરાઈ ઓવરાઈ જતી હતી. અલબત તેણીનાં મનમાં તો એવુંજ કે લુસી જો બચી તો સર સ્ટીફનનેજ હાથે. આટલી બધી ગરબડ છતાં સ્ટીફને તો એ કાર્લટનને બીલકુલ કોઠું આપ્યું ન હતું. જો કોઇ વાર તેઓ સામાસામી મળી જતાં તો સ્ટીફન ફકત ડોકું હલાવીને ચાલતી પકડતો. રાતનાં દરદીઓમાં રખડીને સર સ્ટીફન એક વાગતે ઘેર આવ્યો તો વળી એક બીજું તેડું તૈયાર હતું. ઓટલા ઉપર એક જબરદસત ડોંગી સ્ત્રી બેસીને ઝુંફતી હતી.

"સલામ ડાકટર સ્ટીફન સાબ, મને ઓળખતા નહીં ?"

"ઓ બાપરે, મારીઆના! એ તારા આંગમા ધમણુથી પવન ફુંકાવીયોછ કે ? તું તો હતી તે કરતાં બમણી થઈછ ?"

"છ મણી, દરરોજ બે તસુ પોહોલાઇમાં વધુંછ. શું કરૂં સાબ. મેમ સાબ કેમ છે ?"

"બધાં સારી પેઠે છે. પણ આવડી રાતે તું શું કરવા આવી ? શું પાતલું થવાની દવા જોઇએ છે?"

"નહીં સાબ, હવે હું પાતલી થઇ રહી. પણ આએ ગામમા એક બાહાર ગામની મડમ આવીછ તેનો છોકરો ઘણો આજારી છે. ડાકટર કાર્લટનની દવા કરેછ પણ કેહેછ કે બચવાની આશા નથી. એ મડમે તમારી વાખવાખી સાંભલીછ. અને પોતાના છોકરાને ખાતર ઇંતેજાર છે, તેથી મેહરબાની કરી જરૂર સહવારના આવી જજો."

ડાકટર સ્ટીફનના સ્વપનામાભી નહીં કે આ મડમ જે તેને બોલાવતી હતી તેણીએ ઝેર વાલા નાટકમાં અગતયનો ભાગ બજાવ્યો હશે.

"છોકરાને શું બીમારી છે, મારીઆન? તાવ?"

"નહીં સાબ, એના પગ પર ગુઠણ આગલ કાંઇ નીકળ્યુંછ ને તેથી લેવાઇને મારા જેવો થઇ ગીયોછ."

"તારે એ બચે નહીં."

"અરે ડાકટર સાબ, એમ ના બોલો. તમે આવ્યાથી એ બાઇને કેટલી ધીરજ મલશે તેનો તો વીચાર કરો. છોકરો બચે કે નહીં બચે પણ તેની માયના દીલમાનો વસવસો તો જતો રહેશે."

સહવારના આવવાની સ્ટીફને કબુલાત આપી અને તે મુજબ સહવારના પોહોરમાં ઉઠીને પેહેલાં લુસીની મુલાકાત લીધી. તાવ ગયલો હતો, તે હુશીઆર હતી અને ખાવાનું લેતી હતી. ટુકમાં લુસી ધાસ્તીમાંથી છુટી હતી.

"ફ્રેડી, ચાલ હવે, મને પેલી બાહાર ગામથી આવેલી મડમનાં છોકરાને જોવોછ. લોક તો ગાંડાં થઇ ગયાંછ. એક મરવા સુતેલા છોકરાને હું શું કરી શકનાર છું?"

છોકરો માલપર કોચ ઉપર પડેલો હતો. તેના ઉંધાડા હાથ બાહાર ઝુલતા હતા. હજી તો શાહરા ઇઝીકીઅલ નીચેથી ઉપર દોડી આવે એટલામાં સ્ટીફ્ને જોયું કે છોકરાની બાજુ ઉપર એક વટાણા જેટલો કાળો દાઘ હતો.

" સાહેબ, કાંઈબી આશા છે કે ? " શાહરાએ ઇંતેજારીથી પુછ્યું.

" કંઈજ નહીં, એની અજલ આવી પુગીછે."

" સાહેબ, તમારૂં બોલવું ઘણું રફ છે, તમે એક માતાની લાગણી સમજતા નથી."

" કાંય નહીં કેહું ? તમે મારૂં ખરૂં મત માંગયું અને મેં આપ્યું. વળી તમે કાંઇ એની મા નથી ? "

" મા નથી ! એટલે ? "

" એટલે એમ કે એ બચ્યું તો મારે હાથનું છે."

" એ તમે શું બોલોછ ડાક્ટર ? "

" હું એમ બોલુંછ કે એ બચ્ચાંને આ દુનીયામાં બાહાર લાવનાર ડાકટર હું પોતેજ હતો. જુવો આએ નીશાન. એક હજાર છોકરાંમાંથી હું એને ઓળખી કાહાડું."

શાહારા તો મુંગીજ થઇ રહી.

" બાઈ તમે કોણ છો તે હું જાણતો નથી, પણ આ કમનશીબ બચ્ચાંની મા તો પેલી મીસીસ કેન હતી જે મીસીસ ગોલ્ડના બંગલામાં થોડાં વરસની વાત પર ગુજરી ગઇ."

આખરે શાહારાનુ મોહ ઉંઘડયું. થોડી વાર ડાકટર સ્ટીફન ગમ જોઇ તે બોલી "ઘણું અજબ જેવું. મેં મારીઆ-નને ખતી ખતીને પુછયું કે છોકરૂં જણમયું ત્યારે તેના ઉપર કાંઇ ઇધાણી હતી તો એણે તો ના કહીં."

"મારીઆન એક કોરે રહી. કદાચ એણે બરાબર ધ્યાનથી જોયું નહીં હોય અથવા દારૂની ખુમારીમાં ભળતુંજ બોલતી હોય, પણ હું કેહુંછ તેમા ફેર નહીં, એજ તે છોકરૂં."

આ સઘળી વાત નીચે ભોંયતળીએ થઈ તે વાર ફ્રેડરીક આગળ ઉભેલો હતો. વળી પાછું શાહારાએ પુછયું "સાહેબ, ત્યારે મરનાર બાઇ આગલ જે ડાકટર હતા તે તમેજ કે ડાકટર—ડાકટર કેવા ?"

"તે વાર મારૂં નામ ડાકટર સ્ટીફન ગ્રે હમણાં સર સ્ટીફન ગ્રે. હુંજ તે વાર હાજર હતો અને બાઇની દવામાં ઝેર ભેલવાનું તોહોમત મારા ઉપરજ આવ્યું હતું."

"ને ત્યારે તે ઝેર તમારે હાથે નહીં ભેલાયું હતું ?"

"મારે હાથે! મારી ભલી બાઇ, તમે તે મરનાર મડમના કોણ થાઓ તે હું જાણતો નથી. પણ તેણીની લાસની હજુર મારા કીરતારની સનમુખ મેં સોગંદ ખાધા હતા કે તે દવા જ્યારે મારા હાથમાથી ગઇ ત્યારે તે ચોખ્ખી હતી અને તેજ સોગંદ આજે પાછા તેણીના મરતાં બાળકની હજુરમાં લઊંછું."

"ત્યારે એ કામ કરનાર કોણ ?"

હું કેમ કહું ? તમો કેહોછ કે તમારૂં નામ શાહારા ઇઝીકીઅલ ! ઓહો ! સબર, સબર ! હવે મને યાદ આવી. તે વાર છોકરાંને લઇ જવા માટે ત્યારે તમેજ આવ્યાં હતાં."

શાહારા ઇઝીકીઅલે જોયું કે હવે વધુ વાર વાત છુપાવવાની જરૂર ન હતી. "હાજી, તેજ હું."

ડાકટર સ્ટીફન અકળાયલો ખુરશી પરથી ઉઠયો "તમેજ ! અરે તે વાર તમુને સોધી કાહાડવાને તો આખી ધરથી ખુંદારી મારી. બધું મળી આવ્યું. પણ તમારી ગેરહાજરીથી મોટી અડચણ પડી."

"પણ મારૂં શું કામ હતું ?"

"તમારી જબાનીની જરૂર હતી. આ બાઇ કોણ હતી અને કયાંથી આવી તે તમારેથી ખબર પડતે."

"પણ હું કાંઇ ખબર નહીં આપી શકતે તો ?"

"નહીં કેમ ? અલબત તમે આપતે."

"ત્યારે સાહેબ તમે ભુલોછ. આ બાઇ કયાં ખાનદાનની છે અને એના કોઇ સગાં વાહાલાં છે કે નહીં તે હું પોતેબી જાણુતી નથી. એ સોધી કાહાડવાને તો હું લાહોર આવી અને અત્રે આવ્યા પછીજ જાણયું કે એ તો મરી ગયલી હતી."

સ્ટીફન અને ફ્રેડરીક વમાસણમા પડયા. આખરે સ્ટીફને પુછયું "પણ એનો ધણી કાંહાં છે ?"

"હું પણ તેજ જાણવા માંગુછ. હું જ્યારે તુરતના જણમેલાં બાળકને લાહોરથી લઇ ગેઇ ત્યારથી તેના વીશે મને કાંઇજ ખબર મળી નથી."

"પણ તે ધણી કોણ હતો તેની તો તમને ખબર હોવી જોઇયે. તમે કોઇ બળતીજ મડમનાં બચ્ચાંને તો લઇ જવા આવો નહીં?"

"હું મરનારને ઓળખતી હતી, કેમજે તે કલકતામાં મારા ઘરમાં થોડું સુધી રહી હતી."

"અને તેણીનો ભથાર! તેબી સાથે રેહતો હતો કે!"

"નહીં, બાઇ એકલીજ હતી."

"ત્યારે બાઇની કાંઇ વધુ વીગત આપોની?"

"હું સપત ખાઇને કેહુંછ કે એ બાઇ કોણ હતી તે હું મુદલ જાણતી નથી. તેમજ તેણીના ધણીને મેં જોયો નથી. લોક મને પુછપરછ હરીને બેજાર કરશે એવી બીકથી આજ સુધી હું કાંઇ બોલી નહીં."

"ને તમે જાણતાંબી ન હતાં કે એ બાઈ ગુજરી ગયલી છે?"

"નહીં. હું મારા ધણી સાથ કલકતામાં રેહતી હતી અને હમે રોજ અજબ થતાં હતાં કે તે છોકરાંને મંગાવતી કેમ નથી અથવા તો કાગળ વટીક લખતી કેમ નથી. હમે તો જાણયું કે તે લોક અગાઉ બોલતાં હતાં તેમ અમેરીકા જતાં રહ્યાં હશે."

"તારે આ મરણુ બાબેની વીગત તમને કશી ખબર ન હતી?"

"જરાબી નહીં. બધું અંહીં આવ્યા પછી સાંભળ્યું. મીસીસ કેન મારી સાથે રેહતી હતી તે અચબુચ ઠરાવ કરીને અંહી આવી. બે દહાડા પછી મને તાકીદનો કાગળ આવ્યો કે હમેલથી છુટવાનો વખત તદ્દન નજીક આવ્યો છે માટે મારે આવીને બાળકને લઇ જવું, કેમજે અગાઉથી ગોઠવણુ થયલી હતી કે થોડા માસ સુધી બાળકને મારે ઉછેરવું."

"મરનાર લાહોર શા સારૂં આવી તેની કાંઇ ખબર છે?"

"હું ધારૂંછ કે પોતાના ધણીને મળવા. એ ભ્રથાર બાબદ કાંઇ ભરમ હતો એમ મને લાગતું હતું પણુ તે કાંઇ મારી આગળ બોલી નહીં."

"ઠીક છે, મીસીસ શાહારા ઇઝીકીઅલ, તમોએ જે વીગત આપી છે તેમાં નવું કાંઇ નથી તોબી મારી તમને ભલામણુ છે કે એ બધી વીગત પોલીસને આપવી."

"હાજી, મારો તેમ વીચાર છે પણુ હમણા નહીં. મને જરા બીજું હજુ કામ છે પછી જો આ વાત સઘળી ખુલ્લી નહીં થાય તો મારો હાથ કાપી નાખું."

ડાકટર સ્ટીફન પોતાના બેટા સાથ અરધો કંપાઉનડ પોંચ્યો હશે એટલામાં શાહારા પાછલથી દોડતી આવી.

"ડાકટર સાહેબ, હું તમારી ફી આપતાં ભુલી ગઇ."

“ નહીં—નહીં—આ શેહેરમાં હું ફી લેતો નથી. મેં લખી આપીછ તે દવા પાજો ને છોકરાને છેડ છેડ કરતા ના. એ બચવાનો નથી. ”

દરવાજાની બાહાર પડતાંજ ડાકટર કાર્લેટન સામેથી આવતો જણાયો. તે મન સાથ વમાસવા લાગ્યો “ ઓહો ! આજે આએ બે જણાનુ અંહીં શું કામ ?

“ તમે મારાં ઘરાકને જોવા ગયા હતા ? ” તેણે ખબરીને પુછયું.

“ એ તમારૂં ઘરાક છે કે ? મેં કાંઇ પુછયું નહીં. મને એવા સવાલો પુછવાનો વખત નથી. મેં દવા ફેરવી આપી છે પણ છોકરો બચવાનો નથી. ”

“ તે બધું ખરૂં પણ તમને અંહીં આવવાનો સબબ શું ? ”

“ મને મીસીસ શાહારા ઈઝીફીઅલે બોલાવવા મોકલ્યો હતો. હું ધારૂંછ કે એ બચુ કીયું છે તે તમે તો જાણતા હશો ? ”

“ બચું કીયું ? એટલે ? ”

“ તમારે બદલે પેલી બાઈની દવા કરવા હું ગયો હતો અને દવામાં પ્રુસીક આસીડ ભેલાયાથી જે બાઈ મરણ પામી તે બાઇનું એ બાળક છે. ”

“ નાનસનસ ” કાર્લેટને વાત ધીકારી કાહાડી.

“ એમાં નાનસનસ જેવું કાંઈ નથી. હું પેહલાંથીજ જાણતો હતો અને હવે મીસીસ શાહારા ઇઝીફીઅલેબી તે વાત હા પાડી છે. ”

કાર્લેટનના ચેહેરા ઉપર હવે ફેરફાર થતો જણાયો. તે નાકમાંથી ફુંફાડા મારવા લાગ્યો અને ફ્રેડરીક ગમ ડોળા ઘુરકવા પડયો. તેણે જોયું કે ફ્રેડરીક તેના ગમ બહુ એકાગ્રહથી જોતો હતો. જરા વાર દમ ખાઇ તે બોલ્યો.

"સર સ્ટીફન શું જણુમતાં બાળકને થોડી પલ જોયું હોય તો તે છ સાત વરસ પછી પાછું ઓળખાય કે!"

"પણ આ છોકરો એક નવાઇ જેવી નીશાન સાથ જણુમેલો છે અને સાત વરસે તો શું ઘરડો થાય તારેબી આફ્રીકાના જંગલમાંથી બી એને ઓળખી કાહાડું."

"નીશાન! શાની નીશાન?" કાર્લેટને ઉતાવળમાં પુછયું.

જમણા હાથની બાજુ ઉપર માખના જેવો કાળો છાપ છે. એ કબુ ભુલાય એવો નથી. તમે પોતેજ જઇને જુઓ. જુઓ ડાકટર કાર્લેટન, મને લાગેછ કે તમે પોતેજ આ નવી શોધની ખબર પોલીસને આપો, કેમજે તેમાંથી વધારે બાતમી મળવાનો સંભવ છે. શાહારા ઇઝીકીઅલ મારી આગળ બરાબર બોલતી નથી પણ કદાચ તમુને વધારે વીગત કેહશે. એ કેહછ કે મરનારનો વર લાહોરમાંજ હતો અને તેને મળવા એ બચારી આ શેહેરમાં આવી હતી. પેલો દાદર ઉપર દેખાયલો પુરૂશ હવે મને યાદ આવેછ. જરા વધારે તજવીજ કરજો. સાહેબ મેહેરબાન."

---

## પ્રકરણ—૧૪.

## છુપી મુલાકાતો.

ત્યારે લુસી ચેસ્ની બચી ખરી. લાહોરમાંથી તાવનો રોગ નાબુદ થવા આવ્યો હતો અને હવે લુસી તો હળવે હળવે ઉઠીને ખુરસી ઉપર બેસી શકતી હતી.

ફ્રેડરીક તો ફફડી ચટકી રહ્યો હતો, કેમજે લુસીની આ ભયંકાર બીમારીમાં તેને તેણીની આગલ જવા દીધામાં આવ્યો ન હતો; પણ જ્યારે તેને ખબર પડી કે હવે તો લુસી ઉઠીને બેસી શકે છે એટલે કોઇની રજા લીધા વના તે સરજોગ કાર્લટનના મકાનમાં ગયો. સારાં નસીબે તેને કોઇ સામું મલયું નહીં એટલે તેણે લુસીના ઓરડાનું બારણું ઠોકયું.

"આવો—કોણ છે? માહેથી ધીમો સાદ આવ્યો. ફ્રેડરીક જોયછ તો લુસી એક શાળ ઓઢીને સોફા ઉપર એકલી પડેલી છે. ફ્રેડરીકને જોતાંજ લોહી તેણીના મોહ ઉપર ધાઇ આવ્યું. તેઓ એક શબ્દ બોલ્યાં નહીં પણ એક બીજાના ખભાં ઊપર માથું નાખી થોડી વાર પડી રહ્યાં. આખરે ફ્રેડરીક બોલ્યો.

"લુસી, મારા જીવના હાર. કયા શબ્દોમાં હું તે કીરતારનો ઉપકાર માનું ?"

"ત્યારે હું શું કાંઇ મરી જવાની હતી કે ?"

"હા—બધો મામલો તેવોજ હતો. લુસી હવે બની તે બની પણ હવે તો આપણી શાદી જલદી થવી જોઇયે, કેમ-જે ગયાં પખવાડીયામાં જે બન્યું તેમ જો ફરીથી થાય તો હું મારો જાન કાહાડી નાખું."

ફ્રેડી, જરા ધીરો પડ. હું તારી ધણીયાણી થઈ હતે તોબી આ બીમારી તું કેમ અટકાવવાનો હતો?

"અટકાવી તો નહીં શકતે, પણ તારી આગલ આવી તો શકતે; તારી ચાકરી તો કરી શકતે. હું સારી રાતો તારા બંગલાની બાહાર રસતા ઉપર ભમ્યા કીધો એ શું થોડી જફા છે?"

આહ! આ વારના આ જુવાન જોડાંના સુખનો શું હીસાબ! લુસીના તકીઆ તળે ફ્રેડરીકે પોતાનો હાથ ઘાલીને તેણીનું માથું ઊંચકી રાખયું હતું, અને અવારનવાર તેણીના સફેદ બરફ જેવાં કપાલ ઉપર તે પોતાના અધીરા હોઠ દાબ્યા કરતો હતો.

"ફ્રેડી, ગમે તેમ થાય પણ હું તો એમજ સમજીશ કે તેં મને બચાવી."

"મેં? તે કેમ?"

"તારા બાવાને તેડાવીને. જેન તો રોજ કેહેછ કે તારા બાવાજી આવ્યા ને તેજ ઘડી મને ફેર પડવા લાગ્યો."

"લુસી ડીયર, એ ફકત તારા મગજનો વેહમ છે. એ સઘળી દવા કાકાજીએ અને કાર્લટને આપી હતી પણ સંજોગે એવું બન્યું કે બાવાજી આવ્યા ત્યારે તુને ફેર પડવા માંડયો હતો."

"નહીં, હું ને જેન એમ માનવાના નથી."

"નથી તો ઘણું સારૂં. એબી મારા લાભમાંજ છે. ચાલો."

"ડીયર મારૂં માથુ ઊંચકી રાખતાં તારા હાથ દુ:ખી આવ્યા હશે."

"મારા હાથ દુ:ખે? ને તેબી વલી તારૂં આટલુ સરખું માથું ઊંચકતાં? અરે જારે, તારૂં આખું બદન આખો દાહાડો ઊંચકી રાખું તો હું ઠાકું નહીં." આમ બોલી ફ્રેડરીકે વાકું વલીને લુસીના ગાલ ઉપર એક બચી લીધી તેવુંજ બારણું ઊઘડીને કાર્લટન સામો ઉભો.

લુસીતો સરમાઈ ગઇ પણ ફ્રેડરીકે તેણીને ખીસાડી મુકવાને બદલે પકડી રાખી અને ડોળા કકડાવી બોલ્યો, "મી૦ કાર્લટન તમારૂં અહીં શું કામ છે?"

"મારૂં કામ? આ મારૂં ઘેર છે."

"ઘેર તમારૂં હશે, પણ આએ ઓરડો લેડી લુસીનો છે," આટલા શબ્દો બોલી તેણે લુસીને હળવેથી સોફા ઉપર સુંવાડી અને પછી છાતી કાહાડીને સામો ખડો થયો.

"હુ આ બાનુનો ડાકટર છું, અને મારી ધણીયાણી તરફથી એક રીતે એવણનો આ ઘરમાં રખેવાલ છું. માટે હું પુછુંછું કે તમે કોણુની સતાથી અંહી આવ્યા. એક બીમાર બાનુનાં ઓરડામાં આ પ્રમાણે ઘુસી આવવું ગ્રહસ્થનું કામ નથી."

"એ સમજવાનું મારૂં કામ છે. મારી અદરાયલી મોહોરદાર દાખલ સરવે દગા ફટકામાંથી એને સંભાળવાની સરવેથી પેહેલી ફરજ મારી છે."

કાર્લેટનનો ચેહેરો ગુસ્સાને મારે લાલ થઈ આવ્યો હતો તે જોઈ લુસી બોલી "ડાકટર કાર્લેટન, તમે કાંઈ માંગોછો ?"

"તમે આજે સહવારનાં છાતીમાં ડાહે બળવાની ફર્યાદ કીધી તેથી હું આગ્એ બે પડીકાં લાવ્યોછ. એમાથી એક હમણા અને એક બપોરનાં પીજો."

"મેહેરબાંની થઈ—હું હમણા એક લેઊંછ."

કાર્લેટન રોહોસામાજ બાહાર ચાલી ગયો. જેવી. તેની પીઠ ફરી કે ફ્રેડરીકે પડીકાં તપાસયા.

"લુસી; તુને ડાહે બળેછ કે ?"

"હા, આજે સહવારનાં ગળાંમાં કાંઈ ખખરાટ જેવું થયા કીધું. મને અગાઉ એમ કોઇ વાર થતું નહીં હતું."

એવામાં મુન્નાં ઓરડામાં આવી તેણીનાં હાથમાં પડીકાં આપી ફ્રેડરીક બોલ્યો "મુન્નાં આગ્એ પડીકાં ઉંચા કરી દે એથી તારી બાઈને કાંઇ ફાયદો થવાનો નથી."

"તારે એ પડીકાં હું નહીં ગળું ?" લુસીએ પુછ્યું.

"નહીં—હું બીજું કાંઇ મોકલશ."

મુન્નાએ પડીકાં લઇને પોતાની સાડીને છેડે બાંધયાં અને ફ્રેડરીક બાહાર પડયો. નીચે ચાલમાં ડાકટર કાર્લેટન તેની વાટજ જોતો હતો. તેને રોકી કાર્લેટન બોલ્યો.

"સબુર કરો મી૦ ફ્રેડરીક ગ્રે. હું ધારૂંછ કે આપણા વચ્ચે કાંઇ ચોકસ બંદોબસ્ત થવો જોઈશે. તમે એવી રીતે વર્તતા જણાઓ છે, કે જાણે હું તો કસામાં નથી. તમે

વગર રજાએ મારા ઘેરમાં દાખલ થાઓછ અને મારાં કામ-ની વચ્ચે આવોછો તે માટે તમે જોખમદાર છો, એમ હું બોલ્લે બોલ્લું કેહું છું."

"હું કાંઇ તમારાં ઘરમાં આવતો નથી, જ્યાં સુધી લેડી જેન અને લેડી લુસી આ ઘરમાં રેહેછે, ત્યાં સુધી તેમના ઓરડાને હું તેમનું ઘર સમજું છું અને હું તેઓને મળવા આઉં છું—તમુને નહીં."

"પણ મારી એવી ખુશી છે કે હવેથી તમોએ મારા ઘરમાં આવવું નહીં, કેમજે એ છુપાછુપ કાવાદાવા મને પસંદ નથી."

"કાવાદાવા?"

"હા—મારાં ઘરાકોની વચ્ચે કોઇને પડવાનો હક નથી. જ્યારે મારેથી કામ નહીં બનશે ત્યારે બીજાઓએ વચ્ચે આવવું. તમારા બાવા પેલા સીક છોકરાની મુલાકાતે ગયા એ મારાં મત પ્રમાણે ડાકટરોનાં તરીકાથી બીલકુલ ઉંધું છે."

"તેમાં સર સ્ટીફન શું કરે? તે તો મીસીસ ઇઝીકી-અલને પુછો. ત્યાંથી તેડું આવ્યું અને સર સ્ટીફન ગયા. હું તમારાં કામની વચે કાંહ આવ્યો? લેડી લુસીવાળાં પ-ડીકાં મેં રદ કીધાંછ એ ખરી વાત."

"રદ કીધાં? કાંય વારૂં?"

"કેમજે મારાં મત પ્રમાણે ડાહે બળવાનો એ ઉપાય કાંઈ ઘણો સારો નથી અને હું બીજી દવા મોકલવાનો છું."

"વાહ! એ બી જબરી સોખાઇ. મને લાગેછ કે એક વાર તમારા ને મારા વચેનો હીસાબ ચુકવવો પડશે."

"ખોદા ખેર કરે. તમારે જોઇયે તો બોહોણી ઉપર આવો, પણ હું તમને આગળથી ચેતાંઉછ કે તેનાં પરી-ણુાંમ સારાં આવવાનાં નથી. એ બાઇઓ હવે એક બે દહાડામાં તમારાં ઘરમાંથી જશે, પછી મારે તમારી સાથે શું સનાન સુતક છે ? સાહેબ મેરબાન."

ફ્રેડરીક ચાલી ગયો, પણ આ સઘળી વાત મુન્નાએ છુપાઇને સાંભળી હતી. તે ઉજળી વાઘ જેવી ઓરડામાંથી નીકળી આવી અને ઉભી પુછડીએ માળપર નાઠી.

ફ્લોરા હજી પોતાના ઓરડામાંજ હતી તે મન સાથ પોતાને ઘણી સીક ધારતી હતી. જેલી, વાઈન, ને સારાં સારાં પકવાનો ખાઇને સુઇ રેહવાતું વળી કોણુને નહીં ગમે. બચારી જેન બેહુ બેહેનોની સારવાર કરતી હતી. ફ્લોરાનો મીજાજ હજુ સમરયો ન હતો. છેલ્લા સાત દાહાડાની બીમારીમાં તેણીએ પેલા છોકરાના કાર્લટન સાથના સંબંધ વીશે ખુબ વીચાર કીધો હતો અને તેણીની ખાત્રી થઇ હતી કે એમાં કાંઇબી ભેદ છે જે કાર્લટન છુપાવે છે. તે કાર્લટન ઉપર ઘણીજ ખફા હતી. કાંઇબી કરીને આ બેમરવત ભરથાર ઉપર કીનો લેવાને તે તૈયાર થઇ હતી. કાંઇબી પુરાવા મેલવીને પોતાના ધણીને ફજીયત કરવાનો તેણીએ નીશ્ચય ઠરાવ કીધો હતો. કાર્લટન પાસ માફ મંગાઉ અને નહીં તો એને છોડી જાંઉ એવા એવા તુરંગો તેણીના સાં-કડા ઘકમાં ઉઠયા હતા.

હવે એણીમેર જેન વીચાર કરયા કરતી હતી કે કાંઇબી લાગ આવે તો કલારીસ વીશે કાર્લટનને કાંઇ પુછું. હવે તે વખત નજીકજ આવતો જતો હતો.

## પ્રકરણ—૧૫.

## ડાકટર કાર્લેટન ! સંભાળ !

લેડી ફ્લોરા બારી આગળ હાથ ઉપર માથું નાખીને બેઠેલી છે. દાહાડાના ૧૮ કલાક તે પોતા ઉપર થયલી ગેરઈનસાફીના વીચારમાં રેહે છે અને હમણા પણ તેમજ છે. આગળ લેડી જેન બેસીને ઉનના હાથના મોજાં ગુંઠેછે. આ મોજાં કાર્લેટનને સારૂં છે. જેનનો અણગમો હવે દુર થયો છે અને કાર્લેટન સાથ હમણાં તો ઠીક મીત્રાઇ છે. કાર્લેટને એક દાહાડો રાતના ઠંડીમાં બાહાર જતાં હાથ કળવાની ફ્રર્યાદ કરી તે ઉપરથી જેને આ મોજાં ગુંઠવ માડ્યાં છે.

એકાએક જેન બોલી ઉઠી "બેહેન ફ્લોરા, કલારીસને સારૂં કાંઇ નવી વાત હું તને ઘણા દાહાડા થયા કહેવાની હતી પણ ઘરમાં બીમારી હોવાથી સંજોગ આવ્યો નહીં. હું પેલી મીસીસ વેસ્ટને વળી પાછી મળી હતી. તેણીએ મને ખબર આપવા પરથી તો જણાયચ કે કલારીસ બેહેન પરણી હતી."

"હેં ! એ શું બોલેછ ?" ફ્લોરા બોલી.

"હા, મીસીસ વેસ્ટની ગવરનેસે જે વાત કહી તે ઉપરથીતો એમાં કાંઇ શક નથી."

"પણ એના ભરથારનું નામ શું ?"

"તે કાંઇ બરાબર કેહવાતું નથી. મને લાગેચ કે મીસીસ વેસ્ટનો ડેર એક વૈદાંનો અભીયાસ કરતો હતો અને પોતાના ભાઈને ઘર આવજા કરીયા કરતો હતો તે હશે, કેમજે તેની સાથ કલારીસને ઘણું સારૂં હતું. ત્યાર પછી તે અમેરીકા ગયો, પણ મીસીસ વેસ્ટ કેહેચ કે એ બનવા જોગ નથી, કેમજે મી૦ વેસ્ટ ઘણો ખોલ્લાં દીલનો અને સાચ્ચો હતો અને જો કલારીસ સાથ પરણુવા ઇછતે તો ખોલ્લે ખોલ્લું કહી દેતે."

"તે બધી વાત ખરી, પણ કલારીસને પોતાના લગણુ છુપાં રાખવાનો સબબ શો ? તેને કોણ અટકાવવાનું હતું."

"હા, તેજ મને સમજ પડતી નથી પણ એમાં ડાકટર કાર્લટન કાંઇક અજવાળું પાડે એમછે."

"મારો વર ! તે કેમ ? કલારીસ જેવી આપણી બેહેન હતી એટલુંબી તે તો જાણુતો નથી. આપરાં ખાનદાનની એક બેહેન ગવરનેસ દાખલ ચાકરીએ જાય એજ શરમ ભરેલ્લું હોવાથી મેં એ વાત એનેજ કહીજ નથી."

"જો ફ્લોરા, હું કહુંચ તે ઘણું અગત્યનું છે."

અગાઉ જ્યારે કાર્લટન અભીયાસ કરતા હતા ત્યારે મી૦ વેસ્ટ સાથ દોસતી હોવાથી કરનલ વેસ્ટને ત્યાં એવણુની આવજા ઘણી હતી. તે વાર બીજા મેડીકલ કાલેજનાં અભીયાસીઓ નામે ટામ, કેન, વગેરે મીસીસ વેસ્ટને ત્યાં અવારનવાર આવતા હતા, તેથી મને લાગેચ કે આ લગણુના સંબંધમાં કાર્લટન કાંઇ અજવાળુ નાખી શકે.

"જેન, તું કલારીસને સારૂં આટલી ખટપટ કરેચ તે મને જરા ગમતું નથી. એને સોધી કાહાડીને તું શું કરવા માંગેચ?"

"જ્યાં સુધી કલારીસ બેહેનનો પતો મને હાથ લાગશે નહીં ત્યાં સુધી હું જંપીને બેસવાની નથી. બાવાજીએ મને સોગંદ આપેલા છે. કોણ જાણે, તે બચારી જીવતી હોય, દુઃખે દાહાડા કાહાડતી હોય, આપણી આગલ જાહેર થતાં શરમાતી હોય કે વખતે કાંઇ સંકટમાં ફસી ગઇ હોય. વખતે હૈયાત નહીં હોય તો પોતાની પાછલ કાંઇ બચાં કચાં મુકી ગઇ હોય તેથી કાર્લેટનને પુછવા વગર હું તો રેહવાની નથી."

"ફોડ તારૂં માથું. તું જારે'ની કલારીસ વીશે વાત કરેચ ત્યારે એવા ચેહેરા કરેચ કે જાણે તેનું ખુનજ થયું હોય."

"હા, મને તો એવોજ ધખારો બેસી ગયોચ. પેલી મારી-આનની પડોસમાં છોકરો આજારી હતો તે તું જાણેચ કેની? મને તો નક્કી ગુમાનછે કે તે બુચો કલારીસનોછે."

ફલોરા કુદી મારીને ઉઠી. પગ દુઃખવાનું, તાવ સઘળું નાહાસી ગયું.

"એ છોકરો કલારીસનો! અરે જેન તું શું બકેચ? એ છોકરો તો–તો–લેની વળી કેહું, એમાં શું? એ છોકરો તો કાર્લેટનનોછે."

હવે જેનને કુદક વા થઈ આવ્યો.

"કાર્લેટનનો! ફલોરા હવે તું શું બકેચ?"

"જો મુન્નાને પુછ, કેમ મુન્ના; એ છોકરો તુંને કોણનાં જેવો લાગેચ?"

"બાઈ હું શું જાણું. કોઈ વખત ચેહેરા મળતા આવે, પણ તેમાં શું."

"ચુપ--હું તુંને પુછુંચ કે એ ચેહેરો કોણને મળતો આવેચ."

"ડાકટર કાર્લટનને."

મુન્ના વીચારમાં પડી કે આ બધી ગરબડ છે શું. આખરે જેને ખોલાસો કીધો, "જોની, મુન્ના, એક અમારી બેહેન ખોવાઈ ગયલીછે. હમણા અમને ખબર મલવા પ્રમાણે એ બેહેન પરણી ગઇ હતી. પેલા આજારી છોકરાનો ચેહેરો તે બેહેનને એટલો મલતો આવેછ કે મારી અરધી ખાત્રી થઇ છે કે એ છોકરો મારી મરનાર બેહેનનોજ છે, એ મારી કલારીસ બેહેન——

આટલા શબ્દો સાંભળતાં મુન્નાના મોહ ઉપરનો રંગ તમામ ઉડી ગયો. "શું નામ બોલ્યાં ? કલારીસ."

"કાંય વારૂ મુન્ના ?"

"નહીં, બાઈ કાંઇ નહીં" આમ બોલી મુન્ના બારી આગલ જઇને સ્વાસો સ્વાસ લેવાને ધભરાવા લાગી.

તેજ રાત્રીએ કાર્લટન પોતાના દવાખાનામાં લુસીને સારૂં કાંઇ દવા કાહાડતો હતો તેના એક હાથમાં માપવાનું ગલાસ અને બીજા હાથમાં બાટલી હતી. અચબુચ તેની નજર કાચની બાટલી ઉપર પડી. ઓ પેદાના કરનાર ! પેલોજ ચેહેરો, પેલાજ કાલા ટેભીઆ, કાર્લટન દવા બનાવતો હતો તે ઉપર ચોંટેલા હતા. તેજ ઘડી કાર્લટને ચીસ પાડી અને હાથમાંથી બાટલી નાખી દીધી.

## પ્રકરણ ૧૬.

## ફલોરાએ લીધેલું અવીચારી પગલું.

ડીસેમબર જેમ તેમ કરતાં આવી લાગ્યો. મોહોલ્લામાં રાતને વખતે એક આયા દોડધામ કરતી બજાર તરફ જતી હતી. લેડી ફલોરાની આયાને ફર્યાદ કરવાનું કારણ હતું કે નહીં તે આપણે જોઇયે.

"મારી બાઈ તો દાહાડે દાહાડે છેકજ ઉખડતી જાયછ. રાતને વખતે આવી ઠંડીમાં મને કુંચી બનાવવા મોકલીછ. સહવારના થતે તો નહીં ચાલતે ? પણ નહીં, એક વાર માથામાં ધખારો આયો કે બસ થઈ ચુકું. બાઇની કબટની કુંચી ખોવાઇ ગઇછ તે કેહજે ઊઘાડવા સારૂં જુમખો લઇ આવ. હવે એબી જુલમ નહીં તો બીજું શું ?"

આયા બરબડતી ચાવીવાલા હોરાની દુકાને ગઇ જે બચારો નાહાની બતી લગાવીને જુની કળો સમારતો હતો.

"ઓહો, આયા મા, આજ કંઇ ઘણે દીવસે તમે નજરે પડયાં ?"

"હા, લાવ તારી કુંચીના ઝુમખા આપ, મારી લેડીને તેમાથી એક બે કુંચી કાહાડી લેવી છે. તારે ગમે તે પૈસા લેજે."

"હા, લઈ જાઓ પણ જેટલી કુંચી કાહાડો તે મને બતાવજો, પછી હું પૈસા કહીશ."

આયા ઝુમખા લઇને ચાલી. ફલોરા તેણીના પાછા ફર-વાની કાગળો ડોલે વાટ જોતી હતી. તેણીના દોળા ચમક ચમક થતા હતા તે કાંઇ કામ કરવાની ઉતાવલમાં હતી.

"ચાલની શું થયું આયા."

"બાઈ સાબ હું તો દોડતી ગઇ અને દોડતી આવી. આય રહયા ઝુમખા. હોરાજી કેહજે હું આવીને કબટ ઊઘાડી આપું ?"

"નહીં, કાંઇ જરૂર નથી, ચાલ હવે તું જમવા જા ને પછી કલાકેક રહીને આવજે. મને જયારે કામ પડશે ત્યારે હું ચંગ વગાડીશ. આએ કુંચીના ઝુમખા તું લઇ આવીછ તે વીશે કોઈ આગલ બોલતીના કેમજે નોકરોને એ વાત ખબર પડે તો કોઇ વાર ચોરી કરવા શીખે."

આયા બબરચીખાનામાં જમવા ગઇ. રાંધણીમાં મુન્નાબી હતી. લેડી જેન લુસીના ઓરડામાં હતી અને કાર્લેટન બા-હાર ગયલો હતો.

ફલોરાએ તુરત પોતાના પગમાના બુટ કાહાડી નાખ્યાં અને માથાં ઉપર કાલી શેઆલ લપેટીને હાથમાં ફાણુસ પકડીને ગુપચુપ કાર્લેટનના ખાનગી ઓરડા ભણી ચાલી. ઓરડામા દાખલ થતાંજ તેણીએ બારણું માંહેથી બંધ કીધું. ફલોરા ! બે સમજ ફલોરા ! એ તું શું કરેછ ! જરા વીચાર કર ! જે વાત તારો ભરથાર તારેથી છુપાવવા માંગેછે તે તું ચોરી છુપીથી શોધી કાહાડવા માટે આ કામ કરેછે. સંભાળ ! જે કાંઈ તું શોધી કાહાડે તે તારીજ આડે નહીં આવે.

પણ સંભાળે કોણુની બલા ! ફ્લોરા તો અદેખાઇને મારે દેવાની બની ગઇ હતી. તેણીએ કાંઇબી જોખમ ખેંચીને આ છુપો ભેદ શોધી કાહાડવાનો ઠરાવ કીધો હતો. કાર્લ-ટને ઝટ તીજોરી બંધ કાંય કીધી કાંઇબી કરીને આ તી-જોરી ઉંઘાડવી જોઇયે.

ઝુમખામાથી ધણી ચતુરાઇએ બે ચાર ચાવી લગાડતાં કળ ફરી અને તીજોરી ઉંઘડી ગઇ. તે જમાનાની કામન જાતની તીજોરીને ઉંઘાડતાં વાર શી. તીજોરીના બે ખંગ હતા. એકમાં ઝેરની સીસીઓ મુકેલી હતી અને બીજામાં એક કેઆશ બાકસ તથા થોડાંક કાગળીયાં પડેલાં હતાં. ફ્લોરાએ કેઆશ બાકસ ઉંઘાડીને હલાવી જોયો. કાગ-ળીયાં ઉપર ટપકેથી તપાસી જોયાં તો કાંઇ જુનાં બીલો, જુની યાદીઓ એવું કચરો હતું. ચીરડાઇને ફ્લોરા તીજોરી બંધ કરવા જતી હતી એટલાં નોટના ચોડા વચેથી એક કાગળ સરી પડયું. તે ઉપર કોઈ સ્ત્રીના હરફે સરનામુ કીધેલું હતું "ડાકટર લુઈસ કાર્લેટન" ફ્લોરાએ તે ઝડપથી પોતાના ખીસામાં મેલી દીધું કે ફરસુદે વાંચવા કામ લાગે. પણ તેણીને કાંઈ વીચાર આવવાથી તુરત પાછું બહાર ખેંચી કાહાડયું અને સરનામું ફરીથી જોયું "આહ ! આએ તો કલારીસ બેહેનના દસખત !" ઓ પણ સબર ! દાદર ઉપર કાર્લેટનનો સાદ સંભળાય છે. એક પલમાં ફ્લોરાએ કાગળ છુપાવી દીધું અને મરવા જેવી બીકથી થથરીને ઉભી. હવે કરવું કેમ. જે ઘડી જાયછ તેમાં કા-ર્લેટન ઓરડામાં આવશે. ફ્લોરા ધ્રુજવા લાગી તે આકળી

હતી પણ કાંકણી હતી. જો કાર્લેટનને હાથે પકડાઇ ગઇ તો ખરીઆ ખડખડ થઇ જવાનો સોદો. તે અકરાટ ગભરાટમાં આમ તેમ જોવા લાગી એટલામાં તેની નજર પડી કે ઓરડામાં એક બાજુએ ડીસઇનફેકટીંગ પાઉડરનું એક ખાલી પીપ પડેલું હતું. કાર્લેટનના પગલાંનો સાદ નજીક આવવા લાગ્યો. ફ્લોરાએ તુરત તીજોરી અળગીજ બંધ કરી દીધી અને ફાણુસ બુજવી નાખીને પીપને ઓઠે ભરાઇ બેઠી પોતે જે માર્ગ અખત્યાર કીધો હતો તે માટે તેણીને હવે શરમ લાગી.

કાર્લેટન ઓરડામાં બતી સાથે દાખલ થયો. તેણે બતી તેબલ ઉપર મુકી અને ખીસાંમાથી ચાવી ઘાલીને તીજોરીમાં ઘાલી ફેરવવા લાગ્યો પણ તીજોરી તો ઉઘાડી!

"અહો! એમ કેમ? હું બંધ કરતાં વીસરી ગયો કે શું?" કાર્લેટને શકીલી નજરે આમથી તેમ જોયું. ફ્લોરાની છાતી ઉડી જતી હતી. કાર્લેટનની નજર પીપ ઉપર પડી પણ તે કાંઇ જોઈ શકયો નહીં. તેણે કળ તપાસી પણ કાંઇ હતું નહીં. તેણે સીસીઓ ખસાડી અને જે સીસી લેવાને માટે આવ્યો હતો તે સીસી કાહાડી. એવામાં નીચેથી દવા બનાવનાર ફરંગીનો સાદ આવ્યો "સાબ, તમે ઉપર છો કે?"

"હા, કેમ, કાંઇ કામ છે?"

"હાજી, પેલો છોકરો છેક ઘડી પલ છે એવી ખબર આવી છે."

" ઘણું અફસોસ જેવું. પણ એને બચાવવાનો ઉપાય નથી. કોણ કેહવા આવ્યું છ ?

" કોઇ પડોશી છેજી. "

" સબર હુ આઉં છુ. "

કાર્લટને ઉતાવળમાં સીસી મુકી દીધી અને તીજોરી ઉં-ઘાડીજ નાખીને પેલાની હકીકત સાંભળવા દોડયો. જેવી તેની પીઠ ફરી કે ફ્લોરા પીપમાંથી કુદી પડી ને હરણીની પેઠે ઉપર દોડી અને હાંફતી કાંપતી પોતાનાં ઓરડામાં જઇ બેઠી. અરધો કલાક પછી હાંફ નરમ પડી એટલે ખીસા-માથી પેલી તીજોરીને લાગુ પડતી કુંચી કાહાડીને ચોકસ જગાએ છુપાવી અને પછી પેલું કાગળ કાહાડીને વાંચવા બેઠી. અક્ષરતો બેશક કલારીસનાં. હજુ તો ચીઠી ઉંઘા-ડીને વાંચવા શીરૂ કરે છે એવામાં જેન દાખલ થઈ.

" લુસી તો સુઇ ગઈછ ને મને બી ઉંઘ આવેછ. કાંઇ મારૂં કામ છે ફ્લોરા ? "

" નહીં કંઇ નહીં જાઓ પોઢી જાઓ," ફ્લોરાનેબી તેવુંજ જોઈતું હતું. જેન જેવી બાહાર પડી અને ફ્લોરા કાગળ પાછું ઉંઘાડે છે એવામાં કાર્લટન ઓરડામાં આવ્યો. ફ્લોરાએ તુરત પાછું કાગળ કચડીને છુપાવી દીધું.

" કેમ મેમ સાબ, આજે તમે કેમ છો ? ઓ બાપરે, હુ તો આજે તદન ઠાકી ગયોછ."

"ઠીક છેઉ—પણ તમે આજે ઘણા ઠાકેલા દીસોછ ! "

"હા તેમ છે તો ખરૂં. પણ તુંબી ઠાકેલી જેવી કેમ લાગેછ, સુવા કેમ જતી નથી?"

"હવે સુવા જવાનોજ વખત થાયછ—સુતાં સુતાં તો જીવ કંટાળી આવ્યો."

'ફ્લોરા, તું કામ વગર કંટાળેછ અને હું કામથી કંટાળુંછ. હું ધારૂંછ કે આપણને બન્નેને હવે કાંઈ ફેરફારની જરૂર છે, હવે આ નાપાક લાહોર શેહેર છોડી જવાનો વખત નજીકજ આવેછ."

થોડી વાર ટાહેલું કરીને કાર્લટન ગયો કે ફ્લોરાએ અંદરથી બારણું બંધ કીધું અને પાછું પેલું કાગળ કાહાડયું.

"ચાલો, હવે કોણ નડવાનું છે?"

હાલ તુરતતો નહીં પણ, કમબખત ઓરત હવે પછી એ કાગળ તને ઘણું નડશે. ફ્લોરાએ તે બએ વાર વાંચયું પણ કાંઇ સમજ પડી નહીં આખરે તેણીને લાગું કે આ કાગળ જો કે દેખીતું કાર્લટનને નામે છે તોબી તે મી૦ ટામ વેસ્ટને માટે લખેલું હોવું જોઇયે પણ વેસ્ટનાં સગાંવાહાલાંઓથી છુપાવવા માટે કાર્લટનને નામે લખયું હશે.

હવે લેડી જેન પોતાના સુવાના ઓરડામાં મુન્ના પાસે બાલ કરાવતી હતી એવામાં ફ્લોરા અચચુચ આવી ઊભી.

"જેન, મારે તારી સાથ કાંઇ વાત કરવી છે."

"હા, પણ તુને તો ઊંઘ આવતી હતી ની? વળી પાછી કાંય ઊઠી આવી?"

"જેન, કલારીસને વાસ્તે તું જે કેહતી હતી તે ખરી વાત છે."

"તે કેમ ? તેં તારા વરને પુછયું કે શું ?"

"બાઇ હું બાહાર જાંઊં ? પછી આવશ." મુન્નાએ રજા માંગી.

"નહીં મુન્ના, મને કાંઇ જબરી ગુચવણ પડેછ તેમાં કદાચ તારી સલ્લાહ કામ લાગશે. મેં કાર્લટનને પુછયું તો નથી–પણ—પણ—એવણુના કાંઇ રદી કાગળીયાં ખોળતાં મને કલારીસના હાથની એક ચીઠી મળીછ."

"ઓ !" કરીને જેન ઝબકીને બેઠી.

"એ ચીઠી કલારીસે પોતાના ધણી પર લખેલી છે. એ ચીઠી પરથી સાફ જણાયછ કે એ લાહોરમાં આવી ગઇ હશે અને કાર્લટને એણીની દવા કીધી હશે. જોની આએ ચીઠી."

આ પ્રમાણે બોલી ફ્લોરાએ ચીઠી જેનના હાથમાં મુકી.

**૧૩, પેલેસ સ્ટ્રીટ, લાહોર,**

સુકરવાર માર્ચ ૧૦ મી.

**માહારા અતી વાહાલા ધણી.**

તમે સાંભળીને અજબ થશો કે હું લાહોર આવી પોંચી છું. હું જાણુંછ કે આ સાંભળી તમે ઘણા ખફા થશો પણ હું શું કરૂં. મારો બીજો ઉપાય ન હતો. જ્યારે આપરે મળશું ત્યારે બધી વાત કરીશું. મેં અત્રે ડાકટરો

બાબે ખબર કાહાડી છે લોક તો ડાકટર ગ્રેની ભલામણ કરે છે પણ મેં ડાકટર કાર્લેટનને તેડાવવાનો આગ્રહ કીધો છે. કેમ તમારો કેવો વીચાર ? મારે ડાકટર કાર્લેટનને જરૂર અરજ કરવાની છે કે આજે સાંજના આવે કેમકે ગાડીના આચકાથી મને ઘણું દુખી આવ્યું છે. **મારી ખાત્રી છે કે તેવણ આવશે અને તેબી તુરતજ.**

મારા પીયારા ધણી, તારેથી સેંહકડો મૈલ દુર હમેલથી છુટવાનું મને પસંદ આવ્યું નહીં તેથી મેં તમારો હુકમ તોડયો છે. અગર આપણા લગણ હાલ તુરત જાહેર કરવાની હજીબી તમને અડચણ હશે તો હું ફારેગ થયા પછી પાછી જઇશ. મારા આવ્યાથી કસું નુંકસાન થવાનું નથી કેમજે મેં મારૂં નામ કોઇને કહ્યું નથી તમે અને મી૦ વેસ્ત મશખ-રીમાં મને જે નામે બોલાવતા હતા તે નામ મેં ધારણ ક-ર્યું છે માટે મને પુછવા આવો તો તે નામે પુછજો.

ખોટી કરતા ના તુરત આવજો કેમકે અરધા કલાકમાં શું નું શું થાય તે હું કહી શકતી નથી.

લા૦ તમારી હેતવંતી ધણીયાણી.
" કલારીસ "

મુંન્ના ના મોહ પર કેહવાનું આવ્યુ હતું કે આ ચીઠીનો થોડો ભાગ તેણીએ અગાઉ જોયો હતો. પણ તે મુંગીજ ઉભી રહી ગઈ. જેને ચીઠી બએ ત્રણ ત્રણ વાર ગોખીને વાંચી " અરે પણ, આએ ચીઠી પર સરનામુ તો ડાકટર કાર્લેટનનું છે. "

"અરે પણ તેમાં શું? ટામ વેસ્ટ ને કાર્લટન સાથે રેહતા હોય અને એ લોકના કાગળો એક બીજામાં ભેલાઇ ગયાં હોય. ફ્લોરાએ ખોલાસો કીધો. મને તો જરાએ શક નથી કે એ ટામ વેસ્ટ સાથેજ પરણેલી. પણ મુન્ના શું છે, તારો ચેહેરો કેટલો ફીક્કો?"

"કંઇ નહીં જી, મને જરા પવન પકડયોછ તે હમણા નરમ પડી જશે."

ફ્લોરા બોલી "દેખીતું છે કે કલારીસ પોતાનાં વરની રજા વગર લાહોર આવેલી——

"પણ તે લોક છુટાં શું કામ આવે? આ ચીઠીપરથી તો જણાયછ કે કલારીસનો વર લાહોરમાંજ રહેતો હોવો જોઇયે. કેમ મુન્ના?"

"જી, મી૦ ટામ વેસ્ટ જેવું કોઈ લાહોરમાં તો હતુંજ નહીં."

"નહીં—નહીં વેસ્ટ તો ફેબરવારીમાં અમેરીકા ગીયો અને આ ચીઠી તો માર્ચમાં લખેલી છે. કલારીસનો વર વેસ્ટ તો હોયજ નહીં." જેન બોલી "નહીં ફ્લોરા, આજે રાતનાં મને ઉંઘ આવવાની નથી. હું હમણાજ જઈને ડાકટર કાર્લટનને પુછું. મારે આં અગાઉજ પુછવું હતું."

જેન ઉઠી. ડાકટર કાર્લટન જમવાનાં ઓરડામાં ઇઝીચેર પર પડી બીડી ઓરતા હતા, જેનને આવતાં જોઇ તેવણ ઉઠીને ઉભા થયા.

## પ્રકરણ ૧૭.

## લેડી જેન અને કાર્લેટન વચ્ચે મુલાકાત.

જ્યારે જેન અચબુચ આવીને કાર્લેટનના ઓરડામાં ઉભી ત્યારે કાર્લેટનની અચરતીનુ વર્ણન કરવું મુશકેલ છે. તે ઉઠીને ઉભો થયો.

"માફ કરજો ડાકટર કાર્લેટન, આવી કઢંગી વખતે તમને તસદી આપવા માટે દલગીર છું. પણ એક ચોકસ બાબદ વીશે તમારેથી કેટલીક ખબર મેલવવાને ઈતેજાર છું. કલકતામાં કર્નલ વેસ્ટ કરી રેહતા હતા તેવણને ત્યાં તમને આવજાનો વેહેવાર હતો એવી મને ખબર પડી છે. મેહેરબાની કરી કેહશો કે જો કર્નલ વેસ્ટનો ભાઇ ટામ વેસ્ટ મારી બેહેન સાથ પરણ્યો એવી કાંઇ તમને ખબર છે?"

આ અચબુચ સવાલ પછી કાર્લેટનના દેખાવનું બ્યાન કરવાને હું લાઈલાજ છું. વેસ્ટને ત્યાં તે આવજા કરતો હતો તે સાંભલીને અને લેડી જેનની બેહેનના લગણના સવાલથી તે બીલકુલ જડ મુઢ થઈ ગયો.

જરા વાર વીચાર કરી તે બોલ્યો "હું એ વાતથી તદ્દન અણજાણો છું."

"નહીં, નહીં જરા યાદ કરો. મારા ઉપર ઊપકાર થશે, કદાચ તમે મારૂં બોલવું બરાબર સમજયા ન હશો. તમે ટામ વેસ્ટના મીત્ર હતા કેની?"

"હું એને ઓલખતો હતો પણ કાંઇ મીત્રાઇ જેવું ન હતું. હું ધારૂંછ કે તે આફ્રીકા ગયો અને ત્યાંજ ગુજરી ગયો."

"ઘણું અજબ જેવું. મીસીસ વેસ્ટ તો કેહેછ કે તમે ત્યાં પડયા પાંથરીયા રેહતા હતા અને તમને ઘણી મીત્રાઇ હતી. મારી બેહેન બી તે વખતે ત્યાંજ હતી. અમને એવો સંદેહ છે કે ટામ વેસ્ટ મારી બેહેન સાથ પરણ્યો. હું હવે પુછુંછ કે એ વાતની તમને કાંઇબી ખબર છે?"

કાર્લટન વલી પાછો ઠંડો થઇ ગયો.

"લેડી જેન, હું તમારૂં બોલવું બીલકુલ સમજતો નથી. મીસીસ વેસ્ટને ત્યાં તમારી બેહેન જેવું તો કોઈ હતું નહીં. કેઇ બેહેન?"

"ત્યાં મીસ બોશાં કરી એક બાઈ હતી કેની?"

વાંચનાર, કોઇ દાહાડે વીજલીનો ઝટકો તને લાગ્યો છે? કાર્લટનને જાણે વીજલીનો ઝટકો લાગ્યો હોય તેમ તીરની માફક કુદીને ઉભો થયો.

"શું?"

"હું મીસ બોશાં વીશે પુછુંછ. તેવણ મારી બેહેન હતાં."

કાર્લટને ઘભરાટમાં પોતાની લાકડી હાથમાં પકડી અને ફાટેલા ડોલાથી જેન ગમ ફરી ચીશ પાડી બોલ્યો "એ તમે શું મશકેરી માંડીછ, લેડી જેન. આએ શું કાંઇ મશકેરીની વાત છે?"

"એમાં મશકેરી શાની? અમારા ઘરમાંથી અમારી ક્લારીસ બેહેન નીકલી ગઈ ત્યારે ગવરનેસ તરીકે ચાકરી રહી અને પોતાનુ નામ બદલીને બોશાં રાખયું."

આ સઘલો વાર કાર્લેટન હાંફતો હતો પણ જેને બોલવું ચાલું રાખ્યું. "અમને ખબર પડી છે કે તે પરણી ગઇ. પણ કોણ સાથ તે સમજાતું નથી. અમને વેહેમ છે કે ટામ વેસ્ટ સાથે હશે. ટામ વેસ્ટનો કોઈ બીજો ભાઇ તો ન હતો?"

"નહીં. હું કાંઇ જાણતો નથી."

"વારૂં, જ્યારે મારાં બેહેન અત્રે આવ્યાં ત્યારે શું નામ અખત્યાર કીધું હતું એટલું તો કેહશો કેની?"

"તમારાં બેહેન અંહી આવ્યાં હતાં એમ કેમ જાણ્યું?"

"ડાકટર કાર્લેટન! એમ શું કરોછ? જે રાતે તેવણ આવ્યાં તેજ રાતે તમને તેડું મોકલયું એ વાત શું તમે ભુલી જાઓછ કે—જરા ધ્યાન ઠાવકું રાખીને જવાબ આપો."

કાર્લેટનના હાથમાંથી લાકડી પડી ગઇ. જેને જોયું કે આ વાર કાર્લેટનનો ચેહેરો ફીકો ફચ પડી ગયો હતો અને તેના હાથ ધ્રુજતા હતા.

"તમારી બેહેન વીશે હું કસું જાણતો નથી, એ મને શું કામ મલે—મને શું કામ પુછોછ, હું શું જાણું?"

પેલી ચીઠી વીશે બોલવાનું જેનની જબાં ઉપર હતું, પણ તેણીએ ફલોરાને કબુલાત આપી હતી કે આ ચીઠીની વાત કરવી નહીં. ચીઠી તીજોરીમાંથી તફડાવેલી એટલે ફલોરા ઘણી કબસ આવી ગઇ હતી.

"ડાકટર કાર્લેટન, જ્યારે મારાં બેહેન અત્રે લાહોર ખાતે આવ્યાં ત્યારે તમે તેની દવા દારૂ કરવા ગયા હતા એવી

અમને પક્કી ખબર મળી છે. હવે હું એટલુજ જાણવા માંગુંછ કે તે વખતે તેણીએ શું નામ ધારણ કીધું હતું ?"

"હું કાંઇ જાણુતો નથી, મને કાંઇ ન પુછો. હું તમારી બેહેનને ઓળખતોજ નથી."

"નહીં—નહીં—તમે હજુ સમજ્યા નહીં. બેહેન કલારીસ મીસીસ ગોલ્ડના ઘેરમાં જણી તે વાર તમે હાજર હતા. તેણીએ ડાકટર ગ્રેને બોલાવવા ના પાડી અને તમને બોલાવ્યા."

હું કાંઇ જાણુતો નથી. તમારી બેહેન કોણુ, તમે કોણુ, હું કોણુ, મને કાંઇ પુછો ના, મને કસી ખબર નથી. તમારા ઊપરા સાપરી સવાલોથી હું ખાલી પીલી ગુંચવાઈ ગયોછું."

પણુ જેન હઠી નહી. "તમે નકામાં શા સારૂં ગુંચવા-વોછ? મારો સવાલ ઘણો સેહેલો છે. મીસીસ વેસ્ટને ત્યાં તમે મીસ બોશાંને ઓળખતા હતા કે નહીં?"

."હું ધારૂંછ કે એ નામની એક બાઈ ત્યાં હતી ખરી, પણુ તે તમારી બેહેન હોય એમ સમજવામાં તમારી કાંઈ ચુક છે."

"કાંઇબી ચુક નથી. ફ્લોરાએ એ વાત તમારેથી છુપી રાખી પણુ અમે એ બધું શોધી કાહાડીયું છે. મીસ બોશાં તેજ અમારી બેહેન કલારીસ. ફ્લોરાએ એ વાત તમારેથી છુપી રાખી, કારણુ કે તેણીને કેહેતાં શરમ લાગી કે તેણીની એક બેહેન ગવરનેસ દાખલ ચાકરી કરતી હતી. હવે કેહોની? કલારીસ કોણુની સાથે પરણી?"

"હું કાંઇ જાણુતો નથી. તમે મને નકામો કાયર કરો છો. મીસ બોશાં ત્યાં નોકરી હતી ખરી. તે કોણ સાથ પરણી તે હું શું જાણું. હું જ્યારે અહીં આવીને વસ્યો ત્યારે એ બધાં કોણ જાણે ક્યાં વગે સગે થઇ ગયાં હતાં."

"પણ કાંઈ તો તમુને ખબર હશે. તમે અહીં મારી બેહેનની દવા કીધી હતી કેની. તમુને બોલાવ્યા હતા એ વાત તો નક્કી છે."

"કોણે બોલાવ્યો ? શા પરથી તમે કહોછ ?"

પણ જેનથી વળી પાછું કસું બોલાઇ શકાયું નહીં. પેલી ચીઠી વીશે તેની જીભ બંધાઈ ગયલી હતી. તેણીને મુંગી રહેલી જોઇ કાર્લટનને જરા હીંમત આવી.

"નહીં—હું સાફ ના કહુંછ કે મને કોઇએ બોલાવીઓબી નથી અને હું કશું જાણુતો પણ નથી."

"નહીં."

જેન નાખુશીથી ઉઠી "માફ કરજો, ડાકટર કાર્લટન, પણ મને લાગેછ કે તમને વધારે ખબર છે. પણ ચીંતા નહીં, મારી બેહેનને જીવતી અથવા મુએલી શોધી કાહાડવાના મેં સપત લીધા છે. કોણ જાણે શું કારણ છે, પણ મારા માથામાં એક વાત ચોકસ બેશી ગઇ છે. પેલો આજારી છોકરો મારી બેહેનનોજ છે. ઓ ડાકટર કાર્લટન, તમને કાંઇબી ખબર હોય તો કેહો ?"

કાર્લટને કસો ઉતર દીધો નહીં પણ લેડી જેનને રૂખસદ આપવા માટે ઉઠીને ઉભો થયો. ફ્લોરા એણીમેર વાટ જોતી લેડી જેનનાજ ઓરડામાં બેઠી હતી.

"કેમ જેન, શું થયુ?"

"કાંઇબી નહીં—ડાકટર કાર્લેટન તો બધી વાતના કાન ઉપર હાથ મુકે છે."

"પણ ક્લારીસને મારો વર અગાઉ ઓળખતો હતો કે?"

"હા, મીસ બોશાંના નામથી."

"પણ પેલી આજારી બાઇએ એને બોલાવ્યો હતો તે બાબે શું કેહેછ?"

"એ તો બધું ના પાડેછ—કેહેછ કે કોઇ દાહાડે મને કોઇએ અહીં બોલાવ્યોજ નથી. ફ્લોરા, જો પેલી ચીઠી બતાવી હતે તો હું વધારે દાબીને પુછી શકતે."

"અરે નહીં રે બા, મેં છુપી રીતે એ ચીઠી મેળવેલી એટલે દેખાડે તો મારા બાર વાગી જાય."

"ઓ ફ્લોરા, મારૂં મન મને કેહેછ કે કાંઇ ઘણીજ ભયંકર શોધની નજીકમાં આપણે આવી પોચ્યાં છિયે. મુન્ના, ઊભી રેહ, તુને જવાની જરૂર નથી."

"ભયંકાર શોધ? શું શોધ?"

"તે તો હવે પોતાની મેળે જણાશે. અંદર કાંઇબી ઘોંટાલો છે, કેમજે ડાકટર કાર્લેટન ઘણાજ ઘભરાયલા હતા અને તેવણના હાથ ધ્રુજતા મેં જોયા. મને તો લાગેછ કે આએ ટામ વેસ્ટે લગણને બાહાણે બચારી ક્લારીસને ફસાવી હશે અને તે તરકટમાં કાર્લેટન સામેલ હશે."

" એ તું શું બકેછ જેન, શું કાર્લટન કાંઇ રખડતો પીં-જારડો છે કે ?"

" પણ તે વાર કલારીસ બચારી એક સાધારણ ગવરનેસ હતી એટલે આ તુફાની છોકરાઓએ કાંઇ ઘાટ ઘડયો હોય. ટામ વેસ્ટથી કલારીસને કાંઇબી ઇજા થયલી છે એમાં ફેર નહીં, અને તે વાત કાર્લટન જાણેછ અને તે લીધે અખાડા કરેછ. જો ફ્લોરા, યાદ કર. મને પેલો નાપાક સ્વપનો આવ્યો તેમાં પેહેલાંથીજ મેં કાર્લટનને ભેળાયલો જોયો હતો."

હવે ફ્લોરાએ આતુરતાથી પુછયું "જેન, આએ સ્વપના વીશે તેં બે ચાર વાર મારી આગળ એશારો કીધો પણ તું તે કેહવાને ના પાડીયા કરતી હતી, પણ હવે તો કેહ."

હવે જેનને કાંઇં અડચણ નહીં લાગી. તે બોલી અને ફ્લોરા અને મુન્ના દમ ઊંચો રાખીને સાંભળવા પડી.

" સોમવાર તા૦ ૧૩ મી માર્ચે રાતના મને એ સ્વપનો આવ્યો. સુમારે ૯॥ વાગતે મારી આંખ લાગેલી હતી. મને લાગું કે કલારીસ સફેદ જભ્ભો પેહેરીને મારાં બીછાણા આગલ ઉભેલી છે. મને લાગું કે જાણે હું જાગી ઉઠી. ક-લારીસ કાંઇ બોલી નહીં મેં પુછયું " કાંય અંહીં આવી ?" તેણીએ જવાબ આપ્યો કે " હું ગુજરી ગઇછ તે તુંને કેહવા આવીછ." મેં પુછયું કે તું અમુને કહયા વગર ઘેર-માથી જતી કાંય રહી ? તેણીએ ઉતર દીધો કે " તે મને જલદીથી ઘસડી ગયો." તે એટલે કોણ ? મેં પુછયું. કલારીસે

બારણા ગમ મોહોડું ફીધું અને મને આંગલી બતાવી. હું તો ધભરાઇ ગઈ અને મને સ્વપનામાંજ લાગું કે હું કલારીસ-ની પુઠે બારણા ગમ ગઇ. તે જાણે બીહીતી બીહીતી જતી હોય તેમ મને લાગું. આ વાર મારા પગ થર થર ધુજતા હતા. બારણાની બાહાર કોણ ઉભું હશે ! પણ મુન્ના શું છે ? તું ધુજેછ કેમ ? ”

“ નહીં મેમ સાબ, કાંઇ નથી. મને એવા સ્વપનાની વાત સાંભલીને હમેશ બીક લાગેછ. બીજું કાંઇ નથી. ”

જેને વલી પાછું પોતાનું સ્વપનું કેહવું ચાલું ફીધું. “ જે ધણીની કલારીસ વાટ જોતી હતી તે બાહાર ઉભેલો હતો. તે ડાકટર કાર્લટન હતો. તે પોતાની આંગલી લાંબી કરી કલારીસને એક અંધારાં ખુના ગમ ગુસ્સાથી એશારત કરતો હતો. આ ઠેકાણે હું જાગી ઊઠી. બીજું મને કસું યાદ નથી. પણ ફ્લોરા, તે વખતે મારો દમ બંધાઈને બીકથી સીસાં જેવો થઇ ગયો હતો. હું તો ચીશ પાડી દેતે પણ બેહેસ્તી બાવાજી તે વખતે જરા જરા સારા થવા આવેલા હતા તેથી રખે તેવણ જાગી ઉઠે એવી બીકથી હુ મુગી રહી.”

ફ્લોરા, જે આ સઘળું ઘણાજ ચીતથી સાંભલતી હતી તે બોલી “ આ સ્વપનો નવાઇ જેવો છે ખરો પણ એનો અર્થ કાંઇ નથી. ”

“ હા—મને બી એમજ લાગું, કેમજે તે વાર કલારીસ તો કોણ જાણે કયાં રખડતી હશે અને કાર્લટન તો લાહોરમાં

હતો. આ સ્વપનો સુમારે દસ વાગતે મને આવ્યો હશે. મને કાર્લટન પહેલાંથીજ પસંદ નહીં હતો પણ આ સ્વપના પછીથા તો તેનો ચેહેરો મને કરડવા આવતો હતો. વખતે આએ ગેરઈનસાફ કેહવાય પણ એમાં મારૂં કસું ચલણુ ન હતું. એ લીધે જ્યારે તેં કાર્લટન સાથ પરણવાની વાત કીધી ત્યારે કોણ જાણે શા કારણે મારા દીલમા ફાલ પડી. ફલોરા, હવે મને લાગેછ કે આ સ્વપનામાં કાંઇ અર્થ હોવો જોઈયે કેમજે તે વાર કલારીસ લાહોરમાંજ હતી. તેણીની ચીઠી આ સ્વપનાની આઠ દાહાડા અગાઉ લખેલી છે."

"જા, જા, જેન તું તો દેવાની થઇ ગઇછ. વળી સ્વપનામાં તે કાંઇ અર્થ હોય ?" ફલોરાએ મશકરી કરી અને હસ્તી હસ્તી ત્યાંથી ઊઠીને ચાલતી થઈ. જેન મુન્ના ગમ ફરી બોલી "હું સહવારના મીસીસ ગોલ્ડને ત્યાં જઈ ખબર તો કાહાડું."

"નહીં મેમ સાબ, તમને જવાની કસી જરૂર નથી. લેઓ આએ લાકીટ તમે ઓળખોછ ?" આ પ્રમાણે બોલી મુન્નાએ મીસીસ કેન વાલી લાકીટ જેનના હાથમાં મુકી."

આ લાકીટ બલુ મીનો કીધેલી હતી અને તેની આસપાસ મોતી લગાડેલાં હતાં. એક ઝટકામાં જેને તે જોઇ લીધી.

"ઓ મુન્ના, એ તું કાંહાંથી લાવી ? એ તો મારી બેહેન કલારીસની લાકીટ !"

"હા—તે હુ જાણુછ—ઓ મારી બાઇ, તમારી બેહેનનું શું થયું તે કેહવાને હું શકતીવાન છું, પણ વાત ઘણીજ ભંયકાર છે અને તમારો જીવ કમકમશે."

"કેહ, જે હોય તે કેહ."

"જે મડમ લાહોરમાં ગુજરી ગઇ અને જેણીને વીશે આટલી બધી ચકચાર થઇ તે બાનુ તમોએ સ્વપનો જોયો તેજ રાતે અને તેજ કલાકે ગુજરી ગઇ હતી. એ મરનારે મને આએ લાકીટ પોતે આપી હતી."

"તે મરનાર બાનુનું નામ શું ?"

"મીસીસ કેન. ડાકટર સ્ટીફન ગ્રેએ દવા મોકલી જે પીધા પછી ગુજરી ગઇ તે આ લાકીટની આપનાર."

"અરે મુન્ના, ત્યારે તે મારી બેહેન નહીં હોય !"

"હા તેજ—કાંયજે લેડી ફ્લોરા જે ચીઠી તીજોરીમાંથી લાવ્યા તેજ ચીઠીનો એક ફાટેલો ભાગ કોરોનરની જુરી આગલ વાંચવામાં આવ્યો હતો."



## પ્રકરણ—૧૮.

### શાહુરા ઇઝીકીઅલનો ખુલાસો.

મીસીસ કેન ! ત્યારે જેને બધા વીચાર બાંધ્યા હતા કે કલારીસ કોઇ વેસ્ટ સાથ પરણી હશે તે ખોટા કે ? ત્યારે શું કલારીસ કોઇ મી૦ કેન સાથ પરણી ગઇ હતી ? ત્યારે તેણીએ કાર્લટનને લખ્યું હતું કે મેં મીસીસ કેનનુ ખોટું નામ ધારણ કીધું છે તેનો અર્થ શો ?

બસ જેનના માથામા કાંઇ વારૂં આવ્યું હતું. તેણીએ અચબુચ હુકમ આપ્યો કે આવતી કાલે કાર્લટનનુ ઘર છોડી પોતાના બંગલામાં જઇ રેહેવું. લુસીની તબીયતની દરકાર કરવા વગર જેને ત્યાંથી નીકલી જવાની દોડા દોડી કરી મુકી. તેણીના મનમા એવો શક ભરાયો હતો કે જે ધણીને ડાકટર કાર્લટને દાદર ઉપર જોયો હતો તે ધણી મી૦ કેન હોવો જોઇયે. આ સઘળો વાર મુન્ના પોતાના હોથ પીસીને ઉભી રહી હતી, જાણે તે પોતાના મોહોમાંથી કાંઇ સખુનો નીકલી પડવાની બીક રાખતી હોય.

બીજે દીને સહવારના ડાકટર કાર્લટન હસતા આવીને સામા ઊભા.

" કેમ લેડી જેન, અંહીથી જવાની આટલી ઉતાવલ ? હું ધારૂંછ કે તમે હજુ થોડા દાહાડા રેહવું જોઇયે. મારા મત પ્રમાણે લુસીને બાહાર કાહાડવામાં કંઇક જોખમ છે."

"તે જોખમ હું માથે લઊંછું. હું હવે મારે પોતાને ઘેર જવાને ઘણી ઇંતેજાર છું. તમોએ લુસીની નોકરી કીધી ત સારૂં હું તમારી ઉપકારી છું; પણ મારી બેહેનનું શું થયું તેની શોધ પાછલ હવે મારે મંડવું જોઇએ. તમે જો બધો ખોલાસો ખાલેસ દીલથી કીધો હતે તો કદાચ હું થોડા દાહાડા વધારે રેહતે."

"હું ખરેખર દલગીર છું કે મેં ઘસીને ના પાડવા છતાં તમે આ વાતમાં મને સંડોવવા માંગો છો."

"કારણ કે તમને એ વાતની કાંઇક ખબર છે એવી મારી પુરી ખાત્રી છે. હવે મને ખબર પડી છે કે કલારીસ ટામ વેસ્ટ સાથ પરણી નહીં હતી પણ મી૦ કેન સાથ પરણી હતી. આએ મી૦ કેન કરનલ વેસ્ટને ત્યાં આવતો જતો હતો એટલે તમે તો તેને ઓળખતા હશો ? તે કેવો માણસ હતો ?"

"કેવો ? ઠીંગણો, જરા સાંમલો અને કાલા બાલવાલો હતો. પણ ત્યાર પછીથી મેં તેને જોયોજ નથી. પણ એ મરનાર બાઇ તમારી બેહેન થતી હતી તે માનવાને તમને શું સબબ મલ્યો ?"

"ઠીંગણો અને કાલા બાલવાળો ? તારે તો જે ધણીને તમે દાદર ઉપર જોયલો તે એજ."

"નહીં–નહીં–મેં કોઇને દાદર ઉપર જોયોજ નથી અને જો કોઇબી દાદર ઉપર હોય તો તે મી૦ કેન જેવો હતોજ નહીં."

"કલારીસ—એટલેજે મીસ બોશાં મી૦ કેન સાથ પરણી હતી કે નહીં ?"

"હું જાણુતો નથી."

"તમે જાણી જોઇને મારેથી વાત છુપાવોછ. તમને બધી ખબર છે. તમે શા સારૂં આ પ્રમાણે કરોછ તે હું સમજતી નથી. તમે મીસીસ કેનની દવા કરવા ગયા હતા એવું કોરોનર આગળબી તમે બોલ્યા અને હવે તમે બધું ના પાડોછો."

"તમે નકામું તમારૂં માથું ઝીંકોછ. હું કસું જાણુતો નથી. જે બાનુની દવા કરવા સારૂં મને બોલાવ્યો હતો તે બાનુને હું ઓળખતો ન હતો. એ તમારી બેહેન છે એવો વીચાર તદન બેહુંધો છે. મારી તમને સલાહ છે કે તમે હવે એ વાત પડતી નાખવી. એમાંથી કાંઈ સારૂં પરીણામ નીપજવાનું નથી. મરનાર કાંઈ હવે પાછી જીવતી થવાની નથી અને એ વાતની ખણખોટ કરવાથી મને અને મારી ધણીયાંણીને નકામી પંચાતીમાં પડવાનું તમે કરશો. વાસ્તે લેડી જેન એ વાત હવે જવા દેઓ."

"કબુ નહીં—મરતાં સુધી નહીં—ગમે તે પરીણામ થાઓ."

"જેમ તમારી મરજી."

આટલી વાત ચીત થવા પછી તેઓ છુટાં પડયાં. જેન વીચારમાં પડી કે જે મીસીસ કેન મરણ પામી તેજ કલારીસ હશે કે? જેવી લુસી ઘરમાં ઠરીઠામ થઇ કે જેન શાહરા ઈઝીકીઅલને ત્યાં દોડી. મુન્નાએ જેનને કહ્યું હતું કે પેલું બાળક મરનાર મીસીસ કેનનું હતું એવું આખરે શાહરા ઇઝીકીઅલે કબુલ કીધું હતું.

જેન ઓરડીમાં દાખલ થઇ ત્યારે શાહરા માથે હાથ દઇ વીચારમાં બેઠી હતી.

“ મીસીસ ઇઝીકીઅલ, જો તમને ફુરસુદ હોય તો મારે તમારી સાથ બે બોલ વાત કરવી છે.”

“ અરે બાઈ, હવે ફુરસુદજ ફુરસુદ છે. બુચો ગુજરી ગયોછ અને તેની ચોકી કરતી હું બેઠીછું.”

“ ગુજરી ગયો ? ઓ ! કયારે ? ”

“ આજે સહવારના સાડા નવ વાગતે. ”

“ ઓ અફસોસ ! અફસોસ ! અને હું તે બચારાને એક વખત ફેરી કરવાબી નહીં પામી. અરે બચારાની માએને ખાતર હું તેને દીલાસોબી નહીં દઇ શકી—ઓ મારા ભાણેજ !”

“ લેડી જેન, એ તમે શું બોલોછ.”

“ મીસીસ ઇઝીકીઅલ, હું તમારી પાસેથી માંગી લઊંછ કે હવે તમે કસી વાત મારેથી છુપાવવી નહીં. જો સીધે સીધું મને સઘળું નહીં જણાશે તો હું કાયદાની મારફતે સઘળું જાણીશ.”

“ પણ એટલું બધું શું કરવા ? મને જેટલું ખબર છે એટલું તમને હવે કેહવાને મને કસી હરકત નથી. ”

“ ત્યારે એ બચાંની માનુ નામ શું ? ”

“ પરણુયા અગાઊ અમે એને મીસ બોશાં કરી ઓળખતાં હતાં પણ તે કોણુ સાથ પરણી તે હું જાણુતી નથી. ”

“ ચાલો, આપરે બુચાને જોઇએ.”

તેઓ પાસેના ઓરડામા ગયાં. મરનારને કોચ ઉપર સુવાડેલો હતો અને ઉપર ચાદર ઓઢારીને પાસે ફુલ પાંથરેલાં હતાં. જેનના આંસું તેની ગાલ ઊપર ટપકવા લાગ્યાં.

“ ઓ, આ છોકરાને વીશે તમે મને અગાઉથી કાંય નહીં કહયું ? ”

“ હું શું જાણું કે તમે એના મારી છેઓ. ગામના લોક અમથાં મને પુછી પુછીને કંટાલો આપતાં હતાં તેમ મેં જાણ્યું કે તમેબી કરતાં હશો.”

જેને પોતાની બેહેનની સઘલી વાત માંડીને કહી અને પછી પુછ્યુ “ તમને કલારીસ સાથ ઘણી દોસતી હતી કે ? ”

“ મને તો એ એટલી ગમતી હતી કે મેં તો એને મારી દીકરી કરી લીધી હતી. મારી એના સાથ પેહલવેહલી પીછાણુ લારટન કુટુંબમાં થઇ. મીસીસ લારટન મારી ફુઈની છોકરી થાય. એક વખત મીસીસ લારટન આજરી પડયાં ત્યારે હું તેવણુના ઘરમા રહી હતી જે વેલા પેહલીજ વાર મેં મીસ બોશાંને જોઇ. મને તો પેહલે દાહાડેથીજ તે એવી ગમી કે બસ બોલીયાની વાત નહીં. બચારી ઘણીજ ગરીબ ને સાલેસ ને બેહદ ખુબશુરત હતી. હું એક મહીના પછી પાછી મારે ઘેર ગઈ ત્યાર પછી અચ્યુચ એક દાહાડે તે આવીને મારે ઘેર ઉભી અને મને કહ્યું જે મીસીસ લારટનના ગધેડા જેવા છોકરાએ તેણીને અપમાન આપવાથી તે નોકરી છોડી આવી હતી અને કરનલ વેસ્ટને ત્યાં છોકરાંઓને શીખવવા ઊપર રહી હતી. એ પછી તે ગઇ અને ચાર મહીના

રહીને પાછી આવીને મને છુપી રીતે કહ્યું કે તે પરણી હતી. આ લગણ તુરત વેળા છુપાં રાખવાના હતાં, કાંયજે તેણીના ભરથારને પોતાના બાપ સાથ પૈસા સંબંધી કાંઈ વાંધો હતો, અને બીજું તો તેણીના કુટુંબીઓ મોટાં લોક હોવાથી આ લગણ વીશે સાંભળીને નારાજી થવાનો ભય હતો."

"મારી બેહેને પોતાના ધણીનું નામ કહ્યું હતું કે ?" જેને પુછ્યું.

"નહી. મેં પુછ્યુ પણ તેણીએ હસીને કેહવા ના પાડી એટલે મેં વધારે દબાણ કરવાનુ વાજબી ધારયું નહીં. આ પછી તે મારે ઘેરજ રહી, તે છેક લાહોર આવી ત્યાં સુધી."

"ઓહો ! અને તેટલો વખત તેણીનો ભરથાર મલવા આવતો હતો કે ?"

"કોઇ દાહાડેબી નહીં. તે તો બાહાર લાંબે મુસાફરી કરવા ગયલો હતો એમ મરનાર બોલતી હતી."

"પણ કાંઇ કાગલ પતરો મરનારને નામના આવતાં હશે ની ? તે પર સરનામુ કેમ આવતું હતું ?"

"કોઇ દાહાડે કાગલ આવતાં હતાંજ નહીં, હું ધારૂંછ કે તે પોતાના કાગલો લેવા સારૂં જાતે પોસટ હાપીસમાં જતી હતી. એકજ દાહાડે તે આજારી હતી ત્યારે કાગલ લેવા મારી આયાને મોકલી ત્યારે મેં સરનામું જોયું તો C. C. ને પોંચે એમ માત્ર હતું."

"હા—કલારીસ કેન."

"માર્ચ મહીનામા તે અકરવકર કરવા લાગી કાંયજે મે મહીનામા તેનો છુટકો થવાનો વખત હતો. તેની ઘણી ખુશી હતી કે આએ વખતે તેણીનો ભરથાર આગલ હોય. તેણીનો ધણી તેણીને દુર રાખવા માંગતો હતો પણુ તે છતાં તે જવા તૈયાર થઈ. મને છોકરાં નહીં હતાં તેથી મરનારે મને હસ-વામાં કબુલ કીધું હતું કે તેણીનું જે બાલક પેદા થશે તે મને પાલવા આપશે."

"તારે આખરે તે ગઇ ખરી?"

"હા, મે ઘણીબી સમજાવી પણુ થોભી નહીં. એક રાતનાં અચબુચ ઊઠી તેણીએ પોતાના કપડાં પેટીમાં ભરી દીધાં, અને પોતાના સઘળાં કાગજ પતરો ફાડી નાખીને સહવારની દસ વાગાની ગાડીમાં ઊપડી ગેઇ તે દહાડો ૧૦ મી માર્ચ ને સુકરવારનો હતો એવું મને બરાબર યાદ છે. બીજેજ દહાડે રાતના હું બહાર જમવા ગેઇ હતી ત્યાંથી પાછી ફરતાં ટપા-લમાં મને મીસ બુશાંનું કાગલ મલ્યું તેમાં તેણીએ લખ્યું હતું કે તેણીને જણુવાનું દૂખતું હતું માટે મારે જલદી આવવું. હું રાતો રાત નીકળી પડી, અને જ્યારે લાહોર આવી પોંહોચી ત્યારે બાલક તો પેદા થયલું હતું. હું તેણીના ઊપર ઘણી ગુસ્સે થઇ, કાંયજે તેણીનો ભ્રથાર તો લાહોરથી બાહાર ગયલો હતો અને તેણીએ નકામો પોતાનો જીવ જોખમમાં નાખ્યો હતો."

"કેમ જાણ્યું કે ભ્રથાર બહાર ગયલો હતો?"

"મરનારે પોતે મને એમ કહ્યું. તેણીના સેહેજ બોલવા ઉપરથી મને એવો ખ્યાલ લે છે કે તે ભ્રથાર કોઇ ડાકટર

હતો. હું બાલકને લઇને તુરત પાછી નીકળી પડી. જતી વખત મરનારે મને અરજ કરી હતી કે આએ બાલકનું નામ લ્યુસ કરી આપવું."

"એણીએ પોતાનું નામ મીસીસ કેન કરી રાખ્યું હતુ એવી તમને ખબર છે કેની ?"

"તે નામ ખરૂં હતું કે ખોટું તે હું કહી શકતી નથી પણ એ નામથી મારે લાહોરમાં તેણીને સારૂં ખબર કાહડવી એમ તેણીએ લખ્યું હતું ખરૂં. જ્યારે હું લાહોર પોંહોચી ત્યારે મેં તેણીને એ વીષે પુછ્યું, જે ઉપરથી તે હસી પડી, અને બોલી કે એ નામ તો તેણીના વરે અને મી૦ ટોમ વેસ્ટે તેણીને ચીરડવવા સારૂં હસવામાં પાડયું હતું. એ બાબદ અમારા વચ્ચે જરા બોલાચાલીબી થઇ અને હું ત્યાંથી ગુસ્સામાં મારે ઘેર પાછી ફરી."

"પછી કાંઇ તમને કાગલ મલ્યું હશેની ?"

"કાંઇજ નહીં, ને હું પણ લખી શકી નહીં, કારણ કે મરનારનું નામ, ઠેકાણું કસું મને ખબર ન હતું."

"પણ તેણીએ પોતાના બાલક વીશે કાંઇજ પુછપરછ નહીં કરી તે વીષે તમને કાંઇ શક આવ્યો હશેની ?"

"નહીં, અમે ધાર્યું કે તે પોતાના ભરથાર સાથ કાંઈ દુર દેશાવર ગઇ હશે, અથવા કદાચ તેમના લગણ થયાંજ નહીં હોય અને તેથી બાલકને પાછું પોતાના અખત્યારમાં લેવાને અચકાતી હોય. ગમે તેમ હોય પણ અમે એ બાલકને ઊછેરીને ૭ સાત વરસનો કીધો. ગીયે સાલ મારા ધણી

ગુજરી ગયા એટલે બધું વેચી સાટીને હું અત્રે આવી, કે એ બચ્ચાની માતું શું થયું તેની કાંઇ ખબર કહાડું, પણ જ્યારે મેં મીસીસ કેનના મરણ વીષેની વીગત સાંભળી ત્યારે હું હારી ખાઈ બેઠી.'

"અરે, મીસીસ ઇઝીકીઅલ, મરનાર મીસીસ કેન અને મારી બેહેન એ એકજ હતાં તે જાણવા પછી હું જેટલી હારી ખાઇછું તેનો તમને કદાચજ ખ્યાલ હશે."

"પણ મને સમજ પડતી નથી કે મરનારનો ભરથાર કયાં છે?" શાહરાએ પુછયું.

"બોલો ના, બોલો ના. તમારી વાત સાંભળવા પછી મારા પેટમાં ચોકસ ધ્રુજરાં ઉભાં થયાં છે, અને તે એવાં ભયંકાર છે કે તે વીશે વીચાર કરવાની બી મારામાં શકતી નથી."

હા, ફ્લોરાના ખાણામાંથી જે કાગજની કાપલી મળી હતી તે ત્યાં કયાંથી આવી તેનો હવે કાંઇક ખ્યાલ જેનને આવવા લાગ્યો. શું મી૦ કેન કાર્લટનને ત્યાં અગાઉ આવતો જતો હશે? પણ કલારીસ તો સાફ ના કહેતી હતી કે મી૦ કેન સાથ તો હું પરણીજ નથી. આહ! આ સઘળા ઘોંટાલામાં કાર્લટનનો ભાગ છે શું? જેને ઘણુંબી માથું ઝીકયું પણ તરત વેળા કાંઇ સાર નીકળ્યો નહીં.

## પ્રકરણ ૧૯.

## મુઝાનો ખોલાસો.

સાંજના સુરજ તલુ થવાનો સમય છે, તે વાર લેડી જેનના ડ્રાઇંગ રૂમમાં ફ્રેડરીક ગ્રે અને લુસી પાસે પાસે બેસીને વાતો કરે છે. તેજ દીને તેઓ ડાકટર કાર્લેટનને ત્યાંથી પોતાને ત્યાં રહેવા આવ્યાં હતાં અને તે ફેરફારથી લુસીને કોઇબી રીતે નુકશાન પોંચેલું જણાતું ન હતું.

ફ્રેડરીક અને લુસી બંને આજ શોકાતુર દીસતાં કેમજે ફ્રેડરીક હવે રજા લઇ પાછો કલકતા જનાર હતો અને છેલ્લી મુલાકાતે આવ્યો હતો. એટલુંજ નહીં પણ તેમની ગમગીનીનું એક બીજુંબી મોતેબર કારણ હતું. ડાકટર સ્ટીફન ગ્રેની દવા પીને ગુજરી ગયલી બાનુ મીસીસ કેન નહીં પણ કલારીસ ચેસની હતી એ વાત માલમ પડવાને લીધે કદાચ આ બંને વચ્ચે ગોઠવાયલાં લગનમાં ખલ્લલ પડે એમ સંભવીત છે એવો કાંઇક એસારો લુસીએ તે દીને ફ્રેડરીક આગળ કીધાથી તે ઘણો ઉસકેરાઈ ગયો હતો.

"પણ તેમ કરવાનું કાંઇ કારણ? કાંઇ સબબ?" તેણે અધીરાઇથી અકળાઇને પુછ્યું.

"મારી બેહેન જેનનો એવો વીચાર છે તેમાં હું શું કરૂં," લુસીએ ઘણીજ ખીન્ન થઇને કરગરીને ઉત્તર દીધો.

"હું ધારૂંછ કે જેન હવે ઘરડી થવા આવીછ અને એનું ભેજું ચકાશવું જાયછ. સર સ્ટીફને આ ચુક કીધીજ નથી.

લુસી, મારા જીવના હાર, હવે આપણાથી જુદું પડાઇ શકાયજ નહીં."

લુસીની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. છેલ્લી માંદગીએ તેણીને નબલી કરી નાખી હતી. જેનની મરજી ઊપ્રાંત શાદી કરવાનું તો બનેજ નહીં અને જેન એવી હઠીલી હતી કે એક વાર નિશ્ચય વીચાર બાંધે કે પછી તે તુટવો મુશકેલ. એવામાં ગુજરી ગયલા છોકરા આગળથી નીકળેલી જેન ઘેર આવી પોહોંચી અને તેજ વખત ફ્રેડરીક માટે સાદે ફર્યાદ કરવા મંડી ગયો. આ વાર બાઇની શાલ વગેરે લેવાને મુન્નાબી ઓરડામાં દાખલ થઇ હતી તે ફ્રેડરીકથી મામલો સાંભળીને ઘણીજ ચકીત થઇ. તેનો સઘળો જીવજાન આ જુવાન જોડાં ઉપર હતો.

તે સઘળું સાંભળીને બોલીં ઉઠી "એ બાઇ, આ બંનેને છુટાં પાડવાં વાજબી નથી. શું એકના વાંકને માટે સર્વેને સજા થવી જોઈએ ?"

"પણ તે એકનો વાંક તે કોણનો !" જેન બોલી.

મુન્ના ઠાંભળાની પેઠે જડ થઈને ઉભી રહી. તેણીનો ચેહેરો જરદ મારી ગયો હતો અને તેણીના હોઠ ફરફડતા હતા. જાણે તે કાંઇ બોલી પડવા માંગતી હોય તેમ તેનાં ચાળા હતા. આખરે લુસીના પડતાં આંસુ અને કરગરતો ચેહેરો તેણીનાથી વધારે જોવાઇ શકાયો નહીં એટલે હાથમાંથી તોપી અને શાલ મેલી દીધાં અને તેઓની ગમ ફરીને બોલી.

"ગમે તે થાઓ પણ હું તો હવે બોલવાની. મને કેટલીક વાત ખબર છે. ગઇ રાતની હું વીચારમાં પડીછુ કે હવે શું કરૂં. મારે પેહેલાંથીજ સઘળું કહી દેવું હતું."

સર્વે કોઇ મુન્ના ગમ જોવા લાગ્યાં. આ ગરીબ રાંકડી છોકરીને અચબુચ શું થઇ આવ્યું હશે.

"બાઇ, તમે પુછોછો કે ખરો ગુનેહગાર કોણ હશે. ખરો ગુનેહગાર કોણ છે તે હું જાણુંછું. તે ડાકટર કાર્લેટન છે અને તપાસની વેળાએજ તે પુરવાર હું કરી શકતે."

. જેને પોતાનું ડોકું નીચે નાખી દીધું, લુસી ઘભરાટને મારે ઉઠી ઉભી થઇ પણ ફ્રેડરીક બોલી ઉઠયો :—

"અરે મુન્ના, એટલુ જાણુવા છતાં તેં મારા બાવાજી ઉપર શક આટલાં વરસ સુધી લટકી રહેવા દીધો ?"

"મારી બોલવાની હીમત ચાલી નહીં. હું એક ગરીબ ચાકર માણુસ તે ડાકટર કાર્લેટન જેવા સાહેબની સામા મારૂ કોણુ માને ? વળી તે વાર મારા પેટમાં ભય હતો કે કદાચ હું કાંઈ ભયંકાર ચુકઆી કરતી હોઉં. વખતે કાંઇ ધાડ મારા ઉપર આવે."

પણ હવે જ્યારે તેની જબાં છુટી એટલે તેણીએ સઘળી હકીકત પેહેલાંથી છેલ્લાં સુધી માંડીને કહી.

"હું કાંઇ કાર્લેટન ઉપર વેર ભાવી આરોપ મુકતી નથી. હું જે જાણુંછું તે કહુંછું અને તેનો ચુકાદો તમોએજ કરવો."

"મુન્ના તને જે ખબર હોય તે બરાબર કેહ, કાંઈ પણ છુપાવતી ના. પછી તેમાંથી સાર હમે ખેંચી કહાડશું. તું કોઇબી વાતે ડરતી ના. તારા એક બાલને ઈજા આવવા હું દેનાર નથી."

આ પ્રમાણે ફ્રેડરીકે હીમત આપવાથી મુન્ના બોલી "રવીવારે રાત્રીએ જ્યારે ગરીબ બચારી મીસીસ કેનને દુખી આવ્યું ત્યારે હુ આઠ ને નવની વચ્ચે તેવણુની ખબર લેવા ગઇ. તે દહાડે મારી ડાઢ ઘણી કળતી હતી, તેથી હું જલદીથી ઉંધી જવાનો વીચાર કરતી હતી. મારીઆન આયા અને ડોસી મીસીસ ગોલ્ડ નીચે બબરચીખાનામાં બેસીને દારૂ પીતાં હતાં તેથી તે લોકને કાંઇબી છેડયા વીના હું ગુપચુપ માળપર ચહડી ગઇ. મારા હાથમાં બતી હતી નહીં અને સુવાના ઓરડામાં પણ અંધારૂં હતું પણ બહાર ખાસ્સુ ચાંદરણું હતું. મેં હળવેથી સાદ ધાલ્યો પણ મીસીસ કેન તો ઉંધી ગયલાં હતાં તેથી જવાબ આપ્યો નહીં. હું કોચની આગળ બેઠી અને ડાઢ ચાંપીઆ કરતી હતી એવામાં રસતાપરનું બારણું ઠોકાયું અને કોઇને લઇને મીસીસ ગોલ્ડ ઉપર આવતાં સંભળાયાં. મને લાગું કે વખતે ડાકટર સ્ટીફન ગ્રે આવ્યા હશે પણ પાસેના આરડામાં જ્યારે તેઓ આવ્યાં ત્યારે મીસીસ ગોલ્ડના બોલવા ઉપરથી મે જાણયું કે એતો ડાકટર કાર્લટન હતા. મીસીસ ગોલ્ડ તો પાછાં નીચે ગયાં અને ડાકટર કાર્લટન સુવાના ઓરડામાં બતી વગરજ દાખલ થયા. તેઓના આવતા સમેતજ મીસીસ કેન જાગી ઉઠયાં. ડાકટર કાર્લટન કોચ આગળ આવ્યા,

અને કુરતની ઊંઘાડી બોલ્યા "કલારીસ, તું કેવી મુર્ખ, કેવી બેસમજ કે અંહી આવી ?" આ વાર હું કોચના પડખામાં કુરતનીના ઓઠામા ભરાયલી હતી. મરનારે જવાબ દીધો "ઓ લુઈસ, તું આવ્યો એટલે હવે મને ધીરજ આવી, મારા પર ગુસ્સે ના થતો. આપરી વાત છુપીજ રહી શકશે. તારેથી આટલું દુર હમેલથી છુટવાને મારી હીમત ચાલી નહીં. બુચો કેવો મજાનો છે—જરા જો તો ખરો." આ ઠેકાણે હું તો એવી બીધી કે ઊંઘાડે પગે હળવેથી બારણા-ની બાહાર સટકી ગઇ. પણ કાર્લટનના કાન કસારી જેવા હતા. તેને કાંઈ વેહેમ પડયો અને બોલી ઉઠયો "એ કોણ છે ?" હું કાંઇબી જવાબ આપવા વગર નાઠી અને ઘર જઈને સુવાની ઘણીબી તજવીજ કીધી પણ વયર્થ. મારી ડાઢ એક ગમથી જોર કરી રહી હતી, અને બીજી ગમથી આ સાંભળેલી વાતે મારૂં માથું ચમકાવી મેલેલું હતું. મી-સીસ કેને તો એવું ડોળ ઘાલ્યું હતું કે તે ડાકટર કાર્લટનને પીછાણતીજ નથી અને આ શું ? એ તેણીનો ભ્રથાર તો નહીં હોય, પણ આ વીચારને તેજ વાર મેં હસી કાહાડયો. મેં મારા મન સાથ ઠરાવ કીધો કે આ વાત કોઈ આગળ કરવી નહીં. બીજે દીને હું ઘણી બેચેન રહી. મારો ગાળ ચહડીને આગ્ગે મોટો થઇ આવ્યો હતો. સાંજના જયારે ડાકટર સ્ટીફન મરનારને જોવા આવ્યા ત્યારે મને ભલામણ કીધી કે મારે સોજા ઉપર કાંઇ ગરમ કપડું બાંધી રાખવું. આ વાર સાંજના સાત વાગેલા હતા અને ડાકટર સ્ટીફન ડા-કટર કાર્લટનના આવવાની રાહા જોતા હતા. સવા સાત થયા પણ ડાકટર કાર્લટન આવ્યા નહીં. મીસીસ કેન ઘણા બેચેન

દીસવા લાગ્યાં તેથી ડાકટર સ્ટીફ્‌ને અમને ઠપકો દીધો કે અમે બીમારને ઘણી ટકટક કરાવતાં હોઈશું. હમે ખોલાસો કીધો કે બાઇ પોતેજ વાત કરીયા કરતાં હતાં. ડાકટરે રાતના ઊંઘ આવવાની દવા મોકલવાનું કહીને રૂખશદ લીધી. હું ઘર ગઇ અને વીચાર કીધો કે મારાં મોહોડાં ઉપર કાંઇ બાંધું. આગળ કાંઈ ગરમ કપડું હતું નહી તેથી એક કાળો ઉનનો પાટો પડેલો હતો તેના બે કકડા કરીને મારા બેઉ ગાલની આસપાસ બાંધયા અને પછી તે ખશી નહીં જાય તે માટે માંથાં ઉપર એક કાળી તોપી પેહેરી. મેં આરસીમાં જોયું તો હું ઘણીજ એબલગામણી લાગતી હતી. પેલા બે ફ્‌લાનલના કકડા જાણે બે કાળા ઠેભીયા ઉગીયા હોય તેમ દીસતા હતા. મને ઉંઘ આવતી હતી પણ સુવા જવા અગાઉ વીચાર કીધો કે જરા જઇને મીસીસ કેનની ખબર લઇ આઉં. હું ઉંઘાડે પગેજ હળવે હળવે ગઇ. મીસીસ ગોલ્ડ અને મારીઆન ગઇ કાલની પેઠેજ ભોંયતળીએ વાતમાં મસગુલ હતાં. હું હળવેથી દાદર ઉપર અવાજ કીધા વીના ચહડી ગઇ. મેં ઘણી અચરતીથી સાંભળ્યું કે બેસવાના ઓરડામાં કોઇ હતું. શું મીસીસ કેન હુજડાઇ કરીને બીછાણામાંથી ઉઠયાં હશે? મેં બારણાની ફ્રાડમાંથી સુવાના ઓરડામાં જોયું તારે તો તેવણ સુતેલાં હતાં. બેસવાના ઓરડામાં તો ડાકટર કાલેટન હતા. તેવણ ચીફ઼ાનીયર આગળ ઉભેલા હતા. તેવણના હાથમાં એક જીણી, ઘણી જીણી સીસી હતી અને તેને તેવણે બુચ મારીને પોતાના ખીસામાં મુકી. ત્યાર પછી મીસીસ કેન વાળી દવાની સીસી જે તેજ ચીફ઼ાનીયર ઉપર મુકેલી હતી તે ઉંચકીને

તેનોબી બુચ ઉંઘાડેલો હતો તે પોતાને હાથે ખોસ્યો અને સીસી જ્યાંની ત્યાં બાજુએ મુકી. આ પછી તેવણ એટલા તો ઝડપમાં બહાર ફરવા નીકળયા કે મારેથી છુપાવાને બન્યું નહીં. તે વાર તેવણ કાંઇ ખોટું કામ કરતા હતા એવી મને ભ્રાંતી ન હતી પણ મને એટલું તો લાગુ કે આ પ્રમાણે હું છુપાઇને જોઉં તે જો તેવણ જાણે તો રાજી થાય નહીં. હું અકળાઇને દાદર આગળ દેવાલને અઢેલીને ઉભી પણ તેવામાં ચાંદરણું આબાદ મારા ચેહેરા ઉપર પડયું અને તેવણે મને જોઈ. મેં આંગ ઉપર શેઆલ નાખી હતી અને મોહોડે પેલા પાટા વીંટાળીયા હતા તથા ટોપી પેહેરેલી હતી એટલે અલબતે તેઓએ મને પીછાણી નહીં. વળી હું અંધારાંમાં ઉભેલી અને તેવણ તો ઉજરડા ઓરડામાંથી બહાર આવેલા. તેવણ ઘણાજ ઘભરાયલા દીસતા હતા. તેવણે જીણે સાદે પુછયું, "કોણ છે?" પણ મેં કશો ઉત્તર આપ્યો નહીં. તેવણ બતી લાવવાને સારૂં તુરત પાછા બેસવાના ઓરડામાં ગયાં કે હું તુરત દાદર આગળની મોરીમાં છુપાઇ ગઈ અને બારણું માંહેથી બંધ કરી દીધું."

"ઓ મુન્ના! ત્યારે દાદર ઉપર માણુસનો ચેહેરો જોવામાં આવ્યો તે તારોજ કે?" જેન વચ્ચે બોલી ઉઠી.

"હા બાઇ, મારોજ. હું તે વખતે એટલી ઘભરાઈ ગયલી હતી કે રખે મારા ઉપર કાંઇ ધાડ આવે તેથી કસું બોલી નહીં. ડાકટર કાર્લેટન બતી લેઇને બહાર આવ્યા અને આમ તેમ જોઇને નીચે જતા રહ્યા. નીચે મીસીસ ગોલ્ડને તેવણે પુછયું કે કોઇ કાળા ડેભીયાવાળા આદમીને

ઉપર આવતાં તેવણે જોયો હતો? હું મારા મન સાથ આ ભુલ માટે હસી. ડાકટર કાર્લટન ગીયા પછી હું હળવેથી સટકી ગઇ અને રસતામાં પેલા કાળા ફલાનલના કકડા કાહાડી નાંખી મારા ખીસામાં મુકયા અને જાણે કસું હોયજ નહીં તેમ પાછી ઘરમાં આવી. મીસીસ કેન ઘણા ખુશમાં હતાં. તેણે મારી ચડેલી ડાઢની મશકેરી કરી."

આ ઠેકાણે ફ્રેડરીકે એક સવાલથી મુન્નાને રોકી, "પણ આ વખતે તુને જરાબી શક નહીં આવ્યો કે દવામાં કાંઈ કાવત્રું થતું હશે?"

"જરાબી નહીં. એવી વાત તો મારા સ્વપ્નામાંબી ન હતી. ડાકટર કાર્લટન ડાકટર હતા એટલે દવામાં કાંઇ ઘટતો ફેરફાર કરતા હશે એમ મને લાગું. હું ઘર ગઈ અને ઉંઘી ગઈ. સહવારના ઉઠતાં વાર ખબર પડી કે મીસીસ કેન તો ગુજરી ગયાં હતાં અને તેબી વળી ડાકટર સ્ટીફન ગ્રેએ દવા મોકલી હતી તે પીધાથી. અરે, તે વખતે મારા પેટમાં શું થતું હતું તે હુ કહી શકતી નથી. ડાકટર કાર્લટનને એકલો રીસી સાથ ફાંફાં મારતો મે મારી નજરે જોયો હતો પણ તેણેજ ઝેર અંદર રેડયું એમ હુ સોગદ ઉપર કહી શકું નહીં. પણ એટલી વાત તો ચોકસ કે ડાકટર સ્ટીફને આ કામ કીધું ન હતું. ફ્રેડરીક સાહેબ, તે વખતે તમે મને ઉસ્કેરાઇને કહ્યું કે એ કામ કાર્લટનનું છે ત્યારે મારા પેટમાં ફાલ પડી. જ્યારે કાર્લટને કારોનર આગળ જુબાની આપી ત્યારથી મારી ખાત્રી થઇ કે ખરો ગુનેહગાર એજ છે.

એણે સોગંદ ઉપર કહ્યું કે દવા આવી તે મારીઆનના હાથમાં મુકી તેની અગાઉ તેણે સીસી જોઈજ નહી હતી એ સરતાપા જુઠું હતું. તેણે તે અગાઉ સીસી જોઇ હતી, ઉઘાડી હતી અને સુંઘી હતી. તેણે જુબાંની આપી કે દવા ન પીવાને તેણે મરનારને તાકીદ કરી હતી. જુઠું—તદન જુઠું—હું આખો વાર હાજર હતી. તેવું કસું તેણે કહ્યું ન હતું. તેણે જુબાની ઉપર કહ્યું કે મીસીસ કેન કોણ છે, કયાંથી આવી તે કસું તેને ખબર ન હતું. જુઠું—બેબી જુઠું. મરનાર સાથ તેને છુપી વાત થયલી મેં સઘળી સાંભળી હતી. મને આ જુબાંની સાંભળતી વાર એવું થઇ આવ્યું કે જાણે તુરત બાહાર પડીને સઘળું કહી દેઉં પણ મારી હીમત ચાલી નહીં. કોણ જાણે વખતે તેવણ સઘળી વાત નામુકર જાય અને મારીજ ઉપર ઝેર ભેલવાનો અપરાધ લાવેતો ? લોક મારૂં માને કે એવણનું ? કારોનર આગળ જે ફાટેલી ચીઠી રજુ કરવામાં આવી હતી તે મરનારનેજ હાથની હતી, કેમજે તેનો બાકીનો ભાગ ગઈ કાલે લેડી ફલોરાએ તીજોરીમાંથા ગોતી કાહાડયો છે. જ્યારે તે ફાટેલો કકડો કાર્લટનને કારોનરે દેખાડયો ત્યારે તે ઘભરાઇ ગયો અને બારી આગળ લેઇ જઇને બરાબર જોવાને મસે જરા પોતે દમ ખાધો. લેડી ફલોરાએ તીજોરીમાંથી જે કાગળ સોધી કાહાડયુંછે તે મરનાર મીસીસ કેને કાર્લટનને લખેલું એમાં શક નથી, કેમજે તે મનેજ મરનારે આપ્યું હતું અને તેનું કવર હું બરાબર ઓળખુંછું. જ્યારે હું કારોનરના ઓરડામાંથી બાહાર પડી ત્યારે તો મેં ગાંઠ વાળીયો હતો કે મીસીસ કેનનું ખુન કરનાર કાર્લટનજછે."

"ઓ મુન્ના, આ બધું તે વખત તેં જાહેર કરવું હતું."

"લેડી, મારૂં માનતે કોણ ? મારી પાસે પુરાવા શું હતા ? હમણાબી હું કેહું તો કોણ માને ?"

"અરે પણ તે વખત એ બધું જણાતે તો મારી બેહેન ફ્લોરા આ કમબખત સંબંધમાંથી બચી જતે." લેડી જેન રડમસ થઈને બોલી.

"બાઇ સાહેબ, લેડી ફ્લોરાને કાર્લટનથી અલગ રાખવાને મારેથી બનતું મેં કીધું. તેવણ છુપી રીતે કાર્લટનને વાડીમાં મળવા જયા કરતાં હતાં. હું કાર્લટનને બોલી રીતે તો કાંઈ કહી શકી નહીં, પણ મેં તેને બીહીવાડીને ફ્લોરા બાઇને ચેતાવવાની યુકતી રચી. જે રાતે તેઓ ઘર છોડી ગયાં તેની આગલીજ રાતે તેઓ વાડીમાં હતાં એટલે મેં પેલા ફ્લાનલના કાળા ઠેભીયા પાછા બાંધ્યા અને માથે કાળી ટોપી પેહેરીને વાડીમાં ગઇ. આ વાર કાર્લટન તો જતો રહ્યો હતો પણ લેડી ફ્લોરા હતાં. મેં મારો સાદ બદલીને આઘેથી ફ્લોરા બાઈને ચેતવણી આપી. હું પાછી ફરતી હતી. એવામાં સામેથી મને કાર્લટને અછડતી જોઇ આ વાર તેનો ચેહેરો બીકથી મરવા જેવો થઇ ગયો હતો. તે મને પેલો દાદરપરનો ધણી સમજ્યો. એ પછી બીજી બે ત્રણ મરતબે મેં એને એજ લેબાસમાં ઠઠરાવ્યો છે."

"તુંને એ અવતારમાં જોઈને કાર્લટનને બીહીવાનો સબબ શો ?" ફ્રેડરીકે પુછ્યું.

"જ્યારે એણે મને દાદર ઉપર જોઇ ત્યારે એને નક્કી ગુમાન આવ્યું કે તેને ઝેર ભેળતાં કોઇએ જોયો. પણ શોધ કરતાં કોઈ જ્યારે જણાયું નહીં ત્યારે તેના દીલને ધીરજ આવી કે એ ફકત ખાલી ખ્યાલ હશે. હજુબી એના મનમા પક્કો ભરૂસો નથી. એમ વરસોના વરસો ચાલી ગયાં પણ કાર્લેટનને સારૂં મારા દીલમા એક જાતની દેહેસત પેદા થઇ. ત્યારે એના હાથમાં સલામત કોણ? જ્યારે લેડી લુસી આજારી પડયાં અને કાર્લેટને ઠગાઇ કરીને તેવણને પોતાના બંગલામાં રાખ્યાં ત્યારે હું ઘણી બીહી કે રખે તે બાઇ સાથ પણ કાંઇ દગો રમવા ચાહાતો હોય. આ બીકે એક વાર બતી બુજાઇ ગઇ તેનો લાભ લેઇને હું હળવે બોલી કે "એક બાઈને તો મારીને શું આનુંબી ખુન કરવું છ કે?" આ શબ્દો સાંભળીને તે જબરદસ્ત ચમકયો. ઓ બાઈ, તે વાર મારાં સ્વપનામાંબી ન હતું કે મરનાર બાનુ તમારાં સગાં બેહેન થતાં હશે."

મુન્ના મુગી થઈ રહી. તેણીની વાત તમામ થઈ. ઓરડામાં સઘળું ચુપાચુપ થઇ ગયું.



## પ્રકરણ—૨૦.

## વકીલનો તાર.

કાર્લટનના અપ્રાધ વીશે હવે કાંઇબી શક રહ્યો ? કાંઇજ નહીં. જેન અને ફ્રેડરીક ઘણીવાર સુધી ઉંડા વીચારમાં ઉભાં રહ્યાં. લુસીને તો સઘળી વાત સાંભળીને તાઢના લખલખાં ચહડી આવ્યાં હતાં એટલે તેતો માલપર સુ-વાના ઓરડામાં જતી રહી. મુન્ના પણ પોતાને કામે ગઇ. ગરીબ બચારી લુસી, તે પોતાની બચગીની સા-દાઇમાં હજીબી આશા રાખતી હતી કે કાર્લટન ગુનેહગાર નહીં હોય.

આખરે ફ્રેડરીક બોલ્યો "જેન, એક વાર રસ્તા વચ્ચે મને અને કાર્લટનને ટપાટપી થઇ હતી. તે તમને યાદ છે? તે વખતના મારા શબ્દો વીશે તમારૂ ભાન છે?"

"હા, તમે તે વાર એના ઉપર આરોપ મુકયો હતો તેની મને બરાબર યાદ છે."

"ત્યારે હવે શું ધારયું?"

"એ કાર્લટન ગરીબ બચારી કલારીસનો ભ્રથાર હોવો જોઇયે."

"બેશક—તેમ નહીં હોય તો તે આ ભંયકાર કામ કરે શુ કામ? તેની મતલબજ એ કે એકને ઠાર કરે તો બીજી સાથ લગણુ થઇ શકે."

જેનની આંખ આંસુથી ભીંજાયલી હતી તે છતાં તે બોલી "મુન્નાએ આટલાં બધાં વરસ આ વાત પોતાના પેટમાં કેમ રાખી હશે?"

"બચારી એ શું કરે? મને બી પેહલાં તો એમ લાગું કે એણે સઘળું કહી દઈને મારા બાવાજીને જોખમમાંથી દુર કરવા હતા. પણ વીચાર કરતાં હવે જણાયછ કે એમ બનવા જોગ ન હતુ. એ કેહેછ તે ખરૂં કે એનું માનતે કોણ?"

"પણ જ્યારે કલારીસ અને કાર્લેટન પેહેલાં મળ્યાં ત્યારે જે વાતચીત થઇ તેનો જરા એસારો કીધો હતે તો એટલું તો જણાતે કે એ બન્ને એક બીજાને ઓળખતાં હતાં અને પછી બીજું આપોઆપ ખુલ્લું થઇ જતે."

"હા—જો મુન્નાનુ બોલેલું કોઇ માનતે તો એ બધું બની શકતે, પણ વધારે બનવા જોગ તો એ છે કે કાર્લેટન એને હસી કાહાડીને સઘળી ધાડ એના ઉપર લાવતે."

"ત્યારે હવે કરવું શું?" જેન રડીને બોલી.

"કાંઇજ નહી, કાર્લેટન સામે હવે તમે કાંઇ જાહેર અપરાધ તો લાવી શકો નહીં. સાંટક એવું કઢંગુંછે."

"તોબાહ! તોબાહ! ફ્લોરાના ધણી સામે જાહેર મુકદમો! નહીં-નહી! જેવી કલારીસ મારી બેહેન તેવીજ ફ્લોરા. મુવાનુ વેર લેવા સારૂં શું જીવતીને ખુહાર કરૂં? પણ હવે ફ્લોરાનું કેમ? એને કાર્લેટન સાથ રેહવા દેવી નહીં જોઇયે."

ફ્રેડરીક શું બોલે. સવાલ ઘણો કઢંગો હતો. "લેડી જેન, એમાં મારૂ મત ચાલે નહીં. એ લોક આટલાં વરસ સાથે રહ્યાં એટલે હવે સવાલ ઘણો અગવડભરયો થઇ પડયોછે."

"ખરી વાત છે. એ કાર્લટન કેટલો બુઅખ હશે કે કલારીસનું કાગળ તીજોરીમાં રાખી શાનું મુકયું ?"

"બ્હેન, જે માણસના દીલમાં પાપછે તે હંમેશ તરેહવાર ભુલો કરી પોતાને હાથેજ પકડાઇ જાય છે. કેહવત છે કે હાથના કીધાં હઇડે વાગે તેમ આ કમબખતો એવી વેળાએ પોતાની સુધ બુધ ગુમાવી દે છે. તે લોકની અક્કલ આંધળી થઇ જાય છે અને સમજ શકતી ઉપર ગુમરાહીનો પડદો ફરી વળે છે."

પણ ફ્રેડરીક જેમ ધારતો હતો તેમ કાર્લટન છેક કાચો ન હતો. તેણે તો પોતાની સલામતીના સઘળા ઉપાય ખુબ ચોકાશીથી લીધા હતા, પણ આ કાગળ તો એક નવાઇ જેવા અકસમાતથી રહી ગયું હતું. વાંચનાર, તમને યાદ છે કે આગળ એણે આ કાગળ શોધવાને સઘળું ઉથળ પાથળ કરી નાખ્યું હતું, પણ જ્યારે નહીંજ જડયું ત્યારે એણે ધાર્યું કે ઉતાવળમાં કાગળ ફાડીને નાબુદ કીધું હશે ? પોતાના બાપ તરફથી આવેલું કાગળ તે સાચવી રાખવા માંગતો હતો, પણ ગભરાટ સમેત તેણે બાપનું કાગળ ફાડી નાખ્યું અને આ કાગળ તીજોરીમાં ઉંચું મુકયું. તેની પકડાઈ જવાની સરજત ! બીજું શું. કાર્લટનના તો સ્વપનામાંબી નહીં કે તેણે

આ ભયંકાર ભુલ કરી છે, પણ સંજોગથી ફ્લોરાના અદેખા હાથે આ કાગળ શોધી કાહાડયું. જો કાર્લટન પોતાની આ ધણીયાણી સાથ સીધો ચાલ્યો હતે તો આ બનાવ હરગીજ બનતે નહી અને કાર્લટનનો ધુનાહ અંધારામાં રહી કલારીસનું મોહત એમનું એમ પસાર થઇ જઇ આ કથા લખાતે નહીં.

ત્યારે આ કાગળે સઘળું નખોદ વાલ્યું. કાર્લટન પકડાઇ ગયો. હવે જ્યારે તે સહવારના જેને ઉપલો કાગળ શાહરા ઇઝીકીઅલને બતાવ્યો ત્યારેબી તેણીના ખ્યાલમાં ન હતું કે કાર્લટન આવો ધુનેહગાર હશે. તેણીએ તો ભોલાઈમાં બતાવ્યું કે કાંઇ વધારે ખોલાસો થાય.

"લેડી જેન, જો તમને કાંઇ હરકત નહીં હોય તો આ કાગળ મારા બાવાજીને બતાઉં ?" ફ્રેડરીકે પુછયુ.

"મને કસી હરકત નથી, પણ સર સ્ટીફન તે ઉપરથી કાંઇ રમખાણ તો નહીં ઉઠાવે ?"

"નહીં–નહીં–કબુ નહીં–મારા બાવાજી તો ઘણા દયાળુ છે. લુસી એમની વહુ થનાર છે અને લુસીની બેહેન એજ કાર્લટનની ધણીયાણી છે. લુસીને ખાતર, લેડી ફ્લોરાને ખાતર સર સ્ટીફને હજુબી આગળો શક પોતાના ઉપર ચાલુ રાખવોજ પડશે. તે શકથી એમને કસું નુકશાન થયું નથી."

પણ લેડી જેન અને ફ્રેડરીક મન સાથે ફોકટનાજ કેળાં ખાતાં હતાં. તેઓએ સઘળી વાત છુપાવી દેવાનો વીચાર કીધો હતો

પણ એણી મેર શાહરા ઇઝીકીઅલ વાઘણની પેઠે વેર લેવા તૈયાર થઇ હતી. જે વખતે કાર્લેટનને તેણીના ખાણાના ઝાડા લેતો શાહરાએ જોયો ત્યારથી તેણીના દીલમાં શક ભરાયો હતો. તે મીસીસ કેનનો ધણી છે એમ નહીં, પણ તે કાંઇબી જાણે છે એવી નીશ્ચય બ્રાંતી તેણીને આવી હતી. તેણીએ આ સઘળાનો ભેદ ખોળી કાઢવાને કાંઇ દીવસ થયાં યત્ન કરવા માંડયો હતો. કાર્લેટન નક્કી કોઇ વાતનો ગુનેહગાર છે એ વાત તો તે જાણતી હતી પણ પુરાવા શું હતા. પણ જયારે લેડી જેને ભોળાઇમાં તે સહવારે પેલું કાગળ બતાવ્યું ત્યારે શાહરા ઇઝીકીઅલે પોતાના દાંત વચ્ચે હોઠ દાબી રાખીને ભરેલી છાતીએ તે પાછું આપ્યું.

"બાઇ તમને કાંઇ અડચણ નહીં હોય તો આએ કાગળ એકાદ બે કલાક મારી પાસે રાખી જશો? હું ધીરજથી એ ઉપર વીચાર કરવા ઇછુંછું."

લેડી જેનના મનમાં કાંઇ પાપ નહીં એટલે તેણીએ હા પાડી. તેણીના મનમાં તો હજુ એવોજ ખ્યાલ હતો કે મરનારે આ ચીઠી મી૰ કેનને લખી હતી. અલબત તે વેળાએ મુન્નાનો ખોલાસો તો હજુ થવાનો હતો. ચીઠી મુકીને જેન ગયા પછી શાહરા વીચારમાં બેઠી. કાર્લેટનનો ગુનાહ હવે તો આરસીની માફક તેણીના આગળ ખુલ્લો હતો, પણ તે વીચારમાં હતી કે હવે ઉપાય શું લેવો. કલારીસ બોશાંનો ખુની હાથ આવે તો તેને ઠેઠ સજાએ પોંચાડવાના શાહરાએ સપત લીધા હતા અને હવે તે ચંડાલ

હાથ આવ્યો એટલે કાંઇબી દયા અથવા કોઈબી કારણોથી શાહરા હઠે એવું ન હતું.

"શું કરૂં ? માજીસ્ત્રેટને જઈ મળું કે સઘળી હકીકત કોઇ વકીલને કેહું ? મને સમજ પડતી નથી પણ આજ રાતની રાત કાંઇબી કરૂં નહીં તો મને મારી બેહેસતન માના કસમ."

તે માથે ટોપી ઘાલીને બાહાર જવા તૈયાર થઇ. છોકરાની લાસ હજુ ઓરડામાંજ પડી હતી તેને સંભાળવા મારીઆનને બોલાવી મંગાવી.

"મારીઆન, આએ ગામમાં માજીસ્ત્રેટો કોણુ કોણુ છે ?"

"માજીસ્ત્રેટો ?"

"હા, મારે એકાદ સાથ કામ છે."

"જો આ બુચાનું મરણુ નોધાવવા સારૂં હોય તો માજીસ્ત્રેટનું કામ નથી. તે સારૂં તો ડાકટર કાર્લેટનની સર્ટીફીકેટ જોઇશે."

"નહીં—નહીં—મુઓ કાર્લેટન—મારૂં કાંઇ બીજું ખાનગી કામ છે. તેમ નહીં તો કોઇ સારો હુશીયાર વકીલ છે ?"

"હા—હા—બેનસન લેનમાં મી૦ ડાઉન વકીલ છે તે ઘણો હુશીયાર કેહેવાય છે."

શાહારા ઇઝીકીઅલ બરાબર ઠેકાણું લઇને બાહાર પડી અને મી૦ ડાઉન સોલીસીટરનું મકાન શોધી કાહાડયું. મી૦ ડાઉન ઠીંગણા ઠરીઆ જેવા પણ ખરેખર અતી ચપળ

હતા. શાહરાએ સઘળી વાત માંડીને કહી અને મી૦ ડાઉને કાગળ ઉપર કાંઈ યાદી કરી લીધી. સઘળી વાત સાંભળી તે ઘણોજ અચંબો પામ્યો.

"બાઈ, જરા વીચાર કરો. કાંઇજ એ વાતમાં ફેર નથી ! ડાકટર કાર્લટન જેવો જાણીતો શેહેરી તે મીસીસ કેનનો ખુની ! અને તેજ મીસીસ કેન તે તેની પોતાની પણીએતર ઘણી-યાંણી ! અને વળી ચેસ્ની ખાનદાનની બેટી ! ઘણુંજ ન મનાય એવું."

આખરે શાહરાએ લેડી જેનવાળું કાગળ કાહાડીને મી૦ ડાઉનના હાથમાં મુક્યું. મી૦ ડાઉન સઘળો મામલો પામી ગયો.

"લેડી જેનને કાર્લટન ઉપર શક છે કે ?"

"નહીં. કાર્લટનજ મીસીસ કેનનો વર હતો એવુ તે હજુ જાણતી નથી."

"પણ હુ હજુ સમજી શકતો નથી કે આ બચારી બાઇનું—પોતાની ધણીયાંણીતું ખુન કરવાનો એને સબબ શો પડયો હશે ?"

"તે તો કોણ જાણે. પણ એ બાઇના અચબુચ આવી પોંચ્યાથી અને ધણીયાણી તરીકે જાહેર થયાથી એનું કાંઇ કામ બગડતુ હશે એટલે એણે આએ ઘાટ ઘડયો એમ જણાય છે."

"મીસીસ ઈઝીકીઅલ, બધું બરાબર છે પણ એ મરનાર સાથ પરણેલોજ હતો તે નક્કી થવુ જોઈયે તે પુરવાર નહીં થાય તો બધી મેહેનત ફોકટ."

"પુરવાર થશે ને ફૂર થશે. મારી કલારીસ કશુ એક પગલું આડું ભરે એવી નહીં હતી તે વીશે મારી ખાત્રી છે."

"ગમે એટલી તમારી ખાત્રી હોય પણ પુરાવો જોઈયે. એ લોક જો પરણ્યાં હોય તો કયાં પરણ્યા હોય, કાંઇ ખ્યાલ છે?"

"હા—કલકતામાં—એ બચારી ત્યાંથી બહાર ગઇજ નથી."

મી૦ ડાઉને બીજા સેંહેકડો સવાલો પુછ્યા અને જેવી શાહરાની પીઠ ફરી કે પોતાની ગાડીમાં બેસીને તાર હાફીસમાં ગયા અને કલકતે નીચલો તાર કીધો.

"હેનરી ડાઉન—લાહોરથી.

જાન ફ્રાયર વકીલ—કલકતામાં મીનસીંગ લેન.

"૧૮૪૭ના સાલના લગણના રેજીસટર સઘળા દેવલોના તપાસજો—લગણની સરટીફીકેટ જોઇયે છે. લુઇસ કાર્લટન અને કોઇ બાઇ. તાકીદનું કામ છે. જરૂર પડે તો દેવલના કલારકોને ફી આપજો. જો નોધ મળે તો સરટીફાઈડ નકલ ખાસ ખેપીયા સાથ તાબ્દતોબ મોકલી આપજો."

## પ્રકરણ—૨૧.

## ધાન પર ધુળાજારો—શેવટની શીરૂઆત.

શાહારા ઇઝીકીઅલ અને મી૦ ડાઉન સોલીસીટર ખુબ લડાલડી કરી રહ્યાં હતાં. તકરાર રસ ઉપર ચહડી હતી. શાહારા ઇઝીકીઅલ સહવારના પોહોરમાં ઉઠીને મી૦ ડાઉનને ત્યાં જઇને અડી બેઠી. તેણીનું માગવું એવું હતું કે આજે કોર્ટ ઉઘડતાંને વાર મી૦ ડાઉને માજીસ્ત્રેટ આગળ અરજી કરીને કાર્લટનને પકડવાનું વારંટ માગવું. પણ મી૦ ડાઉન આ પ્રમાણે કરવાને ના પાડતા હતા, કેમજે આટલી બધી ઉતાવળ કરીને કાંઇબી કચુંબર કરી નાખવાની જરૂર તેવણને દીસ્તી ન હતી.

"જુઓ બાઇ, બધી વાત બરાબર નક્કી થાય તે અગાઉ જરાબી સંસારો બહાર જશે તો બધો ઘાણુ બગડી જશે. હાલ મામલો જે હાલતે પોંચ્યો છે તેટલા ઉપરથી માજીસ્ત્રેટ વારંટ આપશે તેનોજ પેહલાં તો મને ઘણો શક છે. એક વગવાલાં માણસને આવા અન્યાયસર પકડવો એમાં મોટું જોખમ સમાયલું છે. એક વાર મેં અરજી કીધીછે એવી વાત બહાર ફેલાઇ, કે સારાં ગામમાં હો હો થઇ જશે અને પછી જો કાર્લટન ખરેખરજ ગુનેહગાર હશે તો તેને છટકી જવાને વાર શું?"

"તે વાસ્તેજ હું તાકીદ કરવા માગુંછ. જો એક વાર વારંટ અપાયું કે પછી હું એની પુઠ પકડશ અને એને છટકવા દેનાર નથી."

"પણ વારંટ મળે ત્યારે કેની ? લેઓની, હું માજીસ્ત્રેટ હોઉં તો હું પોતે આટલા આધાર ઉપર વારંટ નહીં આપું. હું એ બાબદનો વીચાર કરતાં આખી રાત સુતો નથી. મારા મનમાં તરેહવાર સંકા આવ્યા કરેછ. મને ઘણી વખત એવો વીચાર આવ્યો કે એમાં કાંઇ જબરદસત ભુલ તો આપણે નહીં કરતાં હોઇયે."

"ત્યારે શું છેલ્લી ઘડીએ તમે મને દગો રમવા માગોછ કે ? એમ હું જાણુતે તો હું તમને એક બોલ કેહેતે નહીં."

"જરા ધીરાં પડો—બાઈ જરા ધીરાં પડો. હું કાંહ કેહુંછ કે હું તમુને મદદ નહીં કરીશ ? હું તો સેવટ સુધી જવાને તૈયાર છું. હું માજીસ્ત્રેટ આગળ અરજી કરીશ, અને તેઓની સલાહ પ્રમાણે બધું થશે. હું તો કેહવા એમ માગુંછ કે બધું રંધાયાની અગાઉ ગરબડ કરવી નહી. જ્યારે અપરાધ કાર્લટન જેવા મોટાં માણુસ ઉપર છે, વળી તે લોકમાં માનીતો, લાર્ડનો જમાઇ એટલે કોર્ટ બરાબર નક્કી કીધા વગર વારંટ આપશે નહીં. તે લોક ખાલી શકને બદલે મજબુત પુરાવા માગશે. સમજીયાં ?"

"હેં, ત્યારે શું આપરે આય બધુ કરીયેછ તે શક ઉપર-થીજ કે ? શું આપરી પાસે પુરાવા નથી કે ?"

"છે—ઘણા સારા પુરાવા છે—કદાચ માજીસ્ત્રેટ તે પુરાવાને બસ ગણુશે, પણુ જો લગણુની સર્ટીફીકેટ મળી જાય તો કામ ઓરબી પાંકું થાય. લેઓ હવે હું તમને કહુંછ કે મેં સર્ટીફીકેટને માટે ખાનગી તાર કીધેલો છે અને જો મળશે તો આજે સહવારની ગાડીમાં તે આવવી જોઇયે."

"ને નહીં જડી તો ? વકીલ સાહેબ મને લાગેછ કે તમુને તમારૂં કામ આવડતુંજ નથી. ઘણા વરસની વાત છે તેથી કદાચ સર્ટીફીકેટ નહીંબી જડે. વખતે તે લોક કલકતામાં પરણ્યાં નહીબી હોય. કદાચ આએ મુજીએ પછવાડેથી સર્ટી-ફીકેટ ચોરાવીને ફાડી નાખી હોય, તો તેથી શું એને જતો મેલીએ કે ?"

"નહીં–પણ તે સારૂં અજમાવવામાં કાંઈ ગીયું ? એક બે કલાકમાં જે હશે તે જણાશે. તમે તો આકળાં ઘણાં છો મીસીસ ઇઝીકીઅલ, ને મને ડર લાગેછ કે દોડાદોડી કરીને કામ બગાડશો."

"અહંહંહં—સારૂં છે કે ખોદાએ મને વકીલ નથી બનાવી."

"હા, સારૂંજ છે—ઘણુંજ સારૂં–નહીં તો કોણ જાણે ઉડતા વાઘ સાથ લડી પડતે. જો જરા ધ્યાનથી સાંભળો. જો પેલી સર્ટીફીકેટ આવી લાગી અને તે લઇને આપરે વારંટ સારૂ અરજી કરીએ તો માજીસ્ત્રેટને ના કેહેવાનું કાંઇ બાહાનું મળે નહીં. તેઓને પછી વારંટ આપ્યા વગર છુટકો નહીં. આંજે બાર વાગતામાં જો સર્ટીફીકેટ નહીં આવી પુગે તો પછી હું તમારી સાથે પોલીસમાં એમને એમ જવાને તૈયાર છું."

"ચાલો—તમે બોલી રહ્યા ? હવે હું તમને કહુંછ કે હું બાર વાગતા સુધી તો શું પણ બાર મીનીટબી થોભવાની નથી. જેવી કોર્ટ ઉઘડી અને માજીસ્ત્રેટ આવીને બેઠા કે હું કોર્ટમાં જઈશ અને પછી જો તમે મારી તરફથી હાજર નહીં થશો તો હું પોતેજ કરીશ."

શાહારા ઇઝીકીઅલ સાધારણ રીતે તો ધીરી હતી પણ આ વાર તેણીને કોણ જાણે શું ભુત ભરાયો હતો. શું તે એમ ફકર રાખતી હતી કે કાર્લટનને વેહેમ જશે અને તે છટકી જશે ? ખરી વાત તો એ હતી કે આટલા આટલા મહીના થયા તે ડાકટર તરીકે તેણીના ઘરમાં આવતો હતો તે છતાં તેણીએ આ મુદ્દો પકડયો નહીં તેથી તે ખીજાઈ હતી. કાર્લટનના ગુનાહ બાબે તેણીની એટલી ખાત્રી હતી અને તે તેના ઉપર એટલી ખભરી હતી કે પોતાના ખીસાં માહેલા રૂમાલથી કાર્લટનને ફાંસી દેવાઇ શકાતી હતે તો માજીસ્ત્રેટને પુછયા વગર તેમ કરવાને તે જરાબી આંચકો કરતે નહીં.

મી૦ ડાઉન તો ઘભરાટમાં પડયો. આવી હઠીલી અને ચીઢવાળી બાનું સાથ તેને આગળ કોઇ વાર કામ પડયું ન હતું. તેમજ આ કેસ જો ચાલે તો શેહેરમાં મોટો હોહોકાર થઇ રેહ અને તેવા નામીચા કેસમાં નામ કાહાડવાનું, એટલે મુકીબી દેવાંય નહીં. નાચારીએ તે શાહારા સાથ અગીયાર વાગતે પોલીસમાં ગયો અને માજીસ્ત્રેટના ખાનગી ઓરડામાં મળવાની પરવાનગી માગી. પરવાનગી મળવાથી મી૦ ડાઉને બંધ બારણે ચોકસ વાત કરવાની રજા માગી.

એણીમેર ડાકટર કાર્લટન તો રાબેતા પ્રમાણે પોતાના ઘરાકોમાં ફરતા, બીમારો સાથ રમુજ કરતા અને ખુશાળ હતા. પોતાની આસપાસ મજબુત સાંકળ વીંટલાય છે એવું તેવણુના સ્વપનામાંબી ન હતું. ઓ, કોઈ આપણુ સંકટના વખતમાં આપણને ચેતવણી આપનારૂં મળે !

પણ ડાકટર કાર્લેટનને કોઇએ ચેતવણી આપી નહીં. તેવણ ધરાકોમાં ફરીન સરેસતા કરતાં વધારે વેહેલા ઘર આવયા. લાહોરમાં બીમારી જેવી ઝડપથી વધી હતી તેવીજ ઝડપથી હવે નાબુદ થવા લાગી હતી અને ડાકટરોને હવે ફરસુદ હતી. કાર્લેટન પોતાના દવાખાનામાં ગયા, ધરાકોના નામ જોયાં, થોડાંક પ્રીસક્રીપશન લખ્યાં અને બપોરના એક વાગતે જમવાના ઓરડામાં ગયા.

લેડી ફલોરા ત્યાં હતાં. ઘણી મુદતે તેવણ આજે પેહેલીજ વાર તેબલ ઉપર બીરાજ્યાં હતાં. તેવણનો પગ હવે સાજો થયો હતો. કાર્લેટનને સકારો આવતો જોઇ ફલોરા જરા અજબ થઇ.

“ અહો ફલોરા ! આજે જમવા ઉતરી કે ? હું તને જોઇને ઘણોજ ખુશી છું–કેમ સારા પણે તો છેની ? ”

ઘણા મીઠા હેત ભરયા સાદે કાર્લેટને આ પ્રમાણે પુછયું. તે હમેશ પોતાની ધણીવાંણી સાથ ઘણીજ સભ્યતાથી વાત કરતો હતો. આજના પ્યાર ભરયા સખુન ફલોરાને પછવાડેથી કેવા યાદ આવશે તે હવે પછી આપણે જોઇશું.

“ કેમ આજે સુરજ કેનીમેર ઊગયોછ કે તમે વેહેલા ઘર આવ્યા ? રોજ તો બએ વાગ્યા સુધી ઠેકાણું નહીં લાગે અને આજે એટલા જલદી ?”

“ શું કરીએ ? અમારો ધંધોજ એવો છે. ફલોરા હવે આપણું દવાખાનું વેચવાની જાહેર ખબર હું આપુંછ.”

“ દવાખાનું વેચવાની જાહેર ખબર ? ”

"હા, હવે તો હું કામથી કંટાળી ગીયોછ. હવે તો મેં મારૂં મન નક્કી કીધુંછ. આવતી કાલે કલકતા, મદ્રાસ ને મુંબઇના પત્રોમાં જાહેર ખબર મોકળશ. કાલે રાતના તું કેટલી જલદી સુઇ ગેઈ?"

"હા, હું થાકી ગયલી હતી." ખરેખર ફ્લોરા થાકી તો નહીં ગયલી હતી પણ જેન કાંઈબી ખોલાસો કીધા વગર જતી રેહી તેથી ખીજાઈને પોતાના સુવાના ઓરડામાં ભરાઈ ગઈ હતી.

"લે ચાલ હવે, ખાનું ઠંડું પડેછ." ધણીએ આ પ્રમાણે ધ્યાન ખેંચ્યું પણ ફ્લોરાએ તેને કશું ગણકાવ્યું નહીં અને કાર્લેટનની સામે આવીને ઉભી.

"ત્યારે મેં સાંભળયું કે પેલો છોકરો તો ગુજરી ગયો?"

"કીયો છોકરો?" કાર્લેટનનું ધ્યાન બીજે ઠેકાણે હતું એટલે તે સવાલ બરાબર સમજીયોજ નહીં હતો.

"આં! વળી ચીબા થયા? જાણે તમે તો કશી વાત જાણતાજ નથી. પેલો મારીઆનની પાસે રેહતો હતો તે છોકરા વીશે પુછુંછ."

"અંહં! તે તો બચારો કાલ સહવારનોજ ગુજરી ગીયો. બચારી એની માને બહુ જખમ લાગ્યોછ."

"ત્યારે હવે તમે આ મરનાર છોકરાના સોગંદ લઇને કેહેશો કે તમને એના સાથ કસું લાગતું વળગતું ન હતું? મારો સવાલ તમે સમજ્યા કેનો?"

"નહીં" કાર્લટને નફ્ટાઇથી જવાબ દીધો. "મેં એક વાર આનો જવાબ તુંને આપ્યો અને તું તેથી સંતોશ પામી, અને વળી પાછી તું તેની તેજ વાત કાહાડીને તારા ને મારા જીવને નકામો સતાવેછ. તારા જીવને તું દુઃખી કરે તો તું માલેક છે, પણ મને ઘડી ઘડી એવા કંટ્રોડા સવાલોથી બેજાર કરવો વાજબી નથી."

સંતોશ પામી! ઓ, કાર્લટન તે પછીથી તો ફ્લોરા કેટલી મુંઝાઇ હતી તેની તને થોડીજ ખબર છે. તે અદેખાઇથી કેટલી ખવાઇ ગઇ હતી તે તું શું જાણે છે? વળી ફ્લોરાએ વાત છેડી.

"અં! ને એની માને ઘણું લાગેછ; કેમ?"

"હા ઘણુંજ. છોકરાના ગુજરવા પછી અરધે કલાકે હું ત્યાં ગયો ત્યારે તેની કલાપીત નહીં બરદાસ્ત થાય એવી હતી; ગરીબ બચારી. તે દેખાયછ એવી રફ પણ અંદરથી ઘણી મયાળુ જણાયછ. હું ધારૂંછ કે આખો દહાડો રડી રડીને કાહાડયો હશે."

"અલબત, જરા તમે પસવારીને દેલાસો દીધો કેની?"

કાર્લટને ડોળા કકડાવીને પોતાની સ્ત્રી ગમ જોયું. તેનો મીજાજ ચસકવા માંડયો હતો.

"ફ્લોરા!"

"કેમ, કાંઈ કેહેતા'તા?"

"તું એમ બોલીને શું કેહેવા માગેછ?"

પણ ફ્લોરા છણકો કરી રીસાઇને બેઠી. તેણીના ગોરા ગાલ ઉપર ગુસ્સાનો ગોલાબ પ્રગટી નીકળ્યો હતો. એટલોજ જવાબ કાર્લટનને બસ હતો. પણ શાહારા ઇઝીકીઅલના જેવી ખાઉં કરડું બીલાડીના સંબંધમાં ફ્લોરા એવો શક લાવે એજ વીચારથી તને હસવું આવ્યું અને તે બેધડક હસી પડયો.

"ઓ ફ્લોરા, આએ ઘરડું ઘુવડ!"

અગર કાર્લટને એક કલાક સુધી તકરાર કીધી હતે તો ઠાગ નહીં લાગતે તેટલી અસર આ શબ્દોથી થઇ. ફ્લોરા પોતાના બેહુંધા શક વીશે લજવાઈ. પોતાની મુર્ખાઈભરી જીદ બાબે તેણીને શરમ લાગી. કાર્લટને મમતાથી પોતાનો હાથ તેણીના ખભાં ઉપર મુકયો અને બોલ્યો.

"મારી વાહાલી, ફરીથી તુંને ખાત્રી આપવાની શું જરૂર છે? મારા મરનાર બાપના કસમ ખાઇને કહુંછ કે આએ સ્રીને મેં મારા જનમમાં આગળ કોઈ વાર જોઇ નથી. હવે બસ? હજુ બીજી ખાત્રી જોઇયે છે? હું અજાબ છેઉં કે આ ઘેલું તુને કાંહાંથી લાગું?"

કોણ જાણે કયાંથી લાગું? એ ઘેલાંથી તો કંઇ મુદ્દત થઇ તે મુંઝાતી હતી. હવે તેણીને લાગું કે તે પેહેલાંથીજ કોઇ ભયંકાર ચુક કરતી અને પોતાના હેતવંતા ધણીને સતાવતી આવી છે. તે બચારો કામકાજથી કાયર થયલો તેને આ પ્રમાણે દુ:ખી કરયા કીધો તેથી તે ઘણી મન સાથ પરેશાન થઇ. તે બચારાને જેન અને મુન્ના આગળ હલકો પાડયો, તેના ખાનગી ખાણા પેટી તપાસયાં તે માટે

તે પોતાને મન સાથ ધીકારવા લાગી. તે અચબુચ ઉઠીને કાર્લટનને વળગી પડી અને તેના ખભાં ઉપર પોતાનું માથું છુપાવીને શરમના આંસુ પાડયાં.

"પ્યારી, એમ કરવાની કશી જરૂર નથી. તું તારી ભુલ જુએ છે એટલોજ સંતોશ મને બસ છે. હવે નવા મુલકમાં આપણે નવી જાતની જીંદગી ગુજારશું અને હવે પછી આપણા વચ્ચે કાંઇબી બોલાચાલી થાય તો તેનો વાંક તું મારો કાહાડી શકશે નહીં."

ફ્લોરાએ પોતાની આંખ લુછી અને તેઓ બન્ને જણુ જમવાની ટેબલ ઉપર બેઠાં. સારાં સારાં પકવાનો મેલેલાં હતાં અને બાઇના ચુંશનેગી સારૂં સારૂં ખાધાનું ભાવતું હતું. ખાધાનું ઠંડું પડી ગયું હતું તે ગરમ કરવાને સગડી આગળ ધરયું એટલે કાર્લટને ઉઠીને પોતેજ તે મેનીજ કરવા માંડી.

"લુઇસ, હવેથી તું બરોબર બપોરના વખતે ઘેર આવે તો રોજ આપણે સાથે જમયે."

"હા મારી—કેમ હમાલ ?"

પણ હમાલના ડોળા ટગર ટગર થતા હતા. મોટી બઇયર ઓરડામાં હોય ત્યારે કોઇ નોકરને અંદર આવવાનો હુકમ ન હતો તે છતાં આજે હમાલ બંધ કીધેલુ બારણું ઉંઘાડીને આવ્યો તેથી તેઓ બન્ને જણુ ઘણુંાંજ અજબ થયાં.

"કેમ હમાલ ? કયા હય ?" કાર્લટને ગુસ્સાથી પુછયું.

"સાબ, કોઇ પુછેછ."

"કોણ? દવાખાનામાં બેસાડ, હું જમીને આવુંછ."

"નહીં સાબ હમણાજ બોલાવેછ—અબ ઘડી." પણ આ પ્રમાણે બોલતી વખતે હમાલ થરથર ધ્રુજતો હતો તે જોઇ કાર્લટન ઉઠયો. તેને લાગ્યું કે કોઈ અકસમાતથી વાગેલાં માણસને ઉંચકી લાવ્યા હશે અને જમતી વખત મડમના દેખતાં તે વાત કેહેવાને હમાલ અચકાતો હશે. કાર્લટન તુરત બેસવાના ઓરડામાં ગયો તારે પોતાની પાછલ જમવાના ઓરડાનું બારણું બંધ કરતો ગયો. દેવાનખાનામાં જઇ જોયછ તો એક કનસટેબલ અને ત્રણ સીપાઇઓ ઉભા હતા. આગળ દવા બનાવનાર ફરંગી સાનતાન દબાઇને ઉભેલો હતો.

બે મીનીટ ગઇ નહીં હશે એવામાં બારણું પાછું ઉઘડયું અને ફ્લોરા દાખલ થઇ. શું હશે તેની તેણીને ચટપટ થઇ હતી અને તેથી ખબર કાહાડવા જાતે આવી હતી. કનસટેબલના હાથમાં લાલ સીલનું એક ઉઘાડું કાગળ હતું અને સીપાઇઓ કાર્લટનની આસપાસ ફરી વળ્યા હતા. લેડી ફ્લોરાને દાખલ થતાં જોઈને કાર્લટને કનસટેબલને પાસેના ઓરડામાં બોલાવ્યો અને બારણું બંધ કીધું.

"સાનતાન એ બધી શું ગરબડ છે?" ફ્લોરાએ ઘભરાઇને પુછયું.

"કોણ જાણે મેમ સાબ," સાનતાનથી બરાબર બોલાતું બી ન હતું અને તેના કાળાં મોહોડાં ઉપરથી બી લોહી ઉડી ગયું હતું.

"અરે પણ આએ પોલીસ કનસટેબલ શું માગે છે? તું એમ હરણફાર થયલો કેમ? એ લોક શું કેહેછ? તે શું સાંભળયું?"

"મેમ સાબ, મને ના પુછો—હું શું બોલું—તમને સાંભળવામાં કશો ફાયદો નથી. તમે માંહે જાઓ તો સારૂં." ગરીબ બચારા સાનતાને આ કમબખત સ્ત્રીની દયા ખાધી.

"કાંય સાનતાન, તું આજે મારીબી પરવાહ કરતો નથી? જે હોય તે બોલી દે નહી તો મારેથી કાંઈ ઓરનું ડોર થઇ જશે."

"ઓ મેમ સાબ, એ લોક કાંઇ ખુનને વાસ્તે બોલતા હતા, અને સાહેબને તપાસને સારૂં માજીસ્ત્રેટ આગળ લઇ ગયા છે."

ફ્લોરા પોતાની ભોળાઇમાં હસી પડી. આવી બેહુંધી વાત તેણીએ તો ઝરકાટીજ કાહાડી.

"છટ, છટ, સાનતાન એ શું હેમકાઈ?"

પણ એટલામાં પેલો કનસટેબલ અને કાર્લેટન કરી ઓરડામાંથી બાહાર આવ્યા. કાર્લેટન પોતાની ધણીયાંણી આગળ આવ્યો પણ તેનો ચેહેરો એટલો ફેરવાઈ ગયો હતો કે ફ્લોરા ચમકીને પાછી હઠી. આએ વખતે કાંઇ ન ધારેલી દેહસ્ત તેણીનાં દીલમાં પેઠી હતી.

"ફ્લોરા હું કાંઇ કામને સારૂં જાઉંછ. હું જલદીથીજ પાછો આવશ?"

ફ્લોરાએ નાહાની જેવી ચીશ પાડી. "ઓ જુઇસ, એ બધું શું છે? સાનતાન કેહેછ કે કાંઇ ખુનની વાત છે તે શું?"

"નાનસનસ, કાંઇ હેમકાઇ ભરેલી ચુક હશે. હું એક સપાટામાં સઘળો ખોલાસો કરીને હમણાં આઉંછ. તું ઘેર-માંજ રેહેજે આપણે સાથે જમીશું."

આ બધું એટલું ઝડપમાં બન્યું કે વધારે વાત કરવાનો કાંઈજ વખત રહ્યો નહીં. કાર્લેટન રસ્તે પડયો. સાથે કનસટેબલ અને આગળ પાછળ સીપાઇઓ ચાલવા લાગ્યા.

ઓચંબાથી ગરક થઇ ગયલી ફ્લોરા કાંઇ ખોલાસા માટે આસપાસ જોવા લાગી પણ સાનતાનના ધભરાયલા ચેહેરા શીવાય બીજું કાંઇ દીસ્યું નહીં. હમેશની બે બાકલી રીત પ્રમાણે તે રસ્તા ઉપર દોડી કે જોઇયે કાંઇબી ખોલાસો મળેછ. ત્યાં જોય શું કે કાર્લેટનને ચોરની પેઠે પકડીને લઈ જતા હતા તેની પુઠે લોકનું મોટું ટોળું લાગુ થયું હતું. સારાંસ કે વાતનો થોડોક સંસારો બાહાર પડી ગયો હતો અને લોક ઉશકેરાઇ ગયલું હતું. ફ્લોરા પોતાની ચીંતા અને ઉતાવળમાં લોકની પુઠે દોડતે પણ એવામાં સામેથી મારીઆન આવી લાગી. તેણીએ ભારોભાર દારૂ પીધેલો હતો અને ગાંડી ભેંસની પેઠે આમથી તેમ ડોળા ખાતી હતી. ફ્લોરાએ તેણીને તુરત ઓળખી અને પોતાનો દરજજો ભુલી જઇ તેણીને બાજુમાંથી પકડી પોતાના ઓટલા ઉપર ખેંચી.

"મને કેહ, જો તારે પગે લાગું—એ બધી શું ગરબડ છે?"

મારીઆન લાગલી ઓટલા ઉપર બેસી ગઈ અને દારૂ ચહડી આવી હતી તે નરમ પડવા પછી દયામણું મોહ કરી બોલી.

"બાઇ તું અંદર આવ, એ વાત સાંભળવા જેવી નથી. અંદર આવીને બારણું બંધ કર."

ફ્લોરા માંહે ગઇ અને મારીઆનને અંદર લઇ રસ્તાપરનું બારણું બંધ કીધુ.

"જો મારીઆન, મને જલદીથી નહીં કેહેશે તો મારો જીવ નીકળી જશે—જલદી કેહે—એ બધું શું છે ?"

"મેમ સાબ, એ તો ખોદાને બારના ઇનસાફ !"

મારીઆને આ બરફ જેવો ટાઢક આપનારો ખોલાસો કીધો. "જોરે બા, આએ તે કેઈ જાતનો જુલમ ! આટલાં આટલાં વરસ થયાં આપરા વચે ફરેછ હરેછ ને કોઇને કાર્લેટન ડાકટર ઉપર શક નહીં આવ્યો ? ને વરી ખરી ખુબી તો જુઓ કે મરનારનાજ બચાંની દવા કરવા એ રોજ રોજ જતો તો. પણ પાપ કાંઇ છુપું રેહ ? ખુન કોઈ દહાડેબી પકડાયા વગર રેહે નહીં. પણ બાઇ તમારી મને ઘણી દયા આવેછ હો."

ફ્લોરા હજુ બરાબર બધું સમજી ન હતી તોએ ચીંતાને મારે તે કાંપવા લાગી.

"શું ? મારીઆન—ત્યારે પેલા છોકરાનું ખુન થયું ? પેલો તારી પાસે રેહેતો હતો તેનું ?"

"અરે નહીં રે મેમ સાબ, એમ ફાટું ફાટું શુ બોલોછ તે તો બચારો પોતાના દુખે પીડાઇને મારગ લાગો. એતો એની બચારી માયનો જીવ ગીયો."

" શું!" ફ્લોરા હજી વધારે ચમકીને ખડી ઉભી. "શું બોલી? પેલી એની માયનુ ખુન કોઇએ કીધું?—પેલી શાહારા ઇઝીકીઅલ?"

"અરે નહીંરેજી—તે કાંઇ એ છોકરાની મા હતી—પછવાડેથી જણાયું કે એ બુચાની મા તો——"

"એ શાહારા એ છોકરાની મા નહીં?" આહ! ફ્લોરા, ફ્લોરા તારી આગળી અદેખાઈ અને શકીલા સ્વભાવનું બેહુંધાપણું હવે તારી આડે આવીને ઉભું રેહેશે.

"નહીં બાઈ—એ મરનાર છોકરાની મા તો પેલી મડમ જેની સાહારવાર કરવા હું રહી હતી અને જે રાતના દવા પાને ગુજરી ગઈ તે. હવે બધો ભરમ જણાયોછ કે એ ઝેર ભેલીને મડમને મારી નાખનાર તો ડાકટર કાર્લટન હતો. એ મરનાર મડમનું નામ કાંઈ મીસીસ કેન નહીં——ઓ બાઇ પણ હું તમુને કેમ કેહું? તમારી મને ઘણી દયા આવેછ."

ઉજળા સપ જેવા હોઠ સાથે ફ્લોરાએ પુછયું, "એ મરનાર બાઈનુ નામ શું બોલી?"

"એ મડમનું નામ મીસીસ કેન નહીં પણ ખરૂં નામ તો કલારીસ ચેસ્ની હતું. એ બચારી આએ ચંડાળ કાર્લટનની બઇરી થતી હતી એમ લોક કેહેછ."

ફ્લોરા ધબ દેતી કોચ ઉપર પડી ગઇ. મારીઆનની જાણે બલા કે દારૂની ઝુમમાં તેણીએ શુ આટો બાંધી દીધો હતો. ફ્લોરાને જીવ બગડી આવ્યો હતો તે જોયા વગર તે બોલ્યા કીધી.

"જોયું ફેની, કર ને જો અહીંનું અહીંજ છે. બચારી હીરા જેવી પોતાની બયરીનું ખુન કરીને એ શું છટકી જવા માગતો હતો કે? પણ ખોદાએજી તે કેમ સાંખે. એક કાગળથી બધી વાત પકડાઇ આવી. કેહેછ કે તમેજ એ કાગળ કોઇ છઠે ખુણેથી ગોતી કાહાડયું ને તમારી બેહેન જેનને આપ્યું. એ કાગળે બધો ધાણ વાળ્યો ને એ કાગળ જોઇનેજ માજીસ્ત્રેટની ખાત્રી થઈ ને વારંટ આપ્યું."

ફ્લોરાની આંખ સુકાઇ ગઇ હતી અને તેનો સ્વાસો સ્વાસ ઘણી મુશકેલીથી ચાલતો હતો. આહ! કાગળ! અને તેબી શોધી કાહાડનાર તે પોતે! પોતાના ભથાર તરફ આ વફાદારી! છુપી કંગાળ ગેરવરતણુંકનું આ પરીણામ! ઓ કંગાળ ફ્લોરા કાર્લટન, હવે તારી જીંદગીમાં આ તારૂ કામ તને કેટલુ ડંખશે.

"લે ચાલો બાઈ, એમ કીધામાં શું ફાયદો થવાનો છે. તમે આએ કાગળ શોધી કાહાડીને એને સપડાવવાનાજ હતાં એટલે તમારી મતલબ તો સરી. એવા ધણી હોવા કરતાં નહીં હોયલા ભલા. જરા ચમચી બ્રાંડી પાણી લેવો, જુઓ હમણાં મોહોડાપર રંગ પાણી આવી જશે."

ખરી વાત તો એ હતી કે મારીઆનનું પોતાનું નાક સુકાતું હતું. તેના મનમાં એવું કે મડમને હુશીયાર કરવાને મસે જે પા બાટલી પેટમાં ગઇ તે ખરી. મારીઆનનાં સારાં નસીબે કે માઠાં નસીબે સાઈડ બોર્ડ ઉપર ચાર પાંચ ડીકાનટર પડેલી હતી. મારીઆને ચારો પાંચોમાંથી બબે આંગલ જેટલો પી જોયો. ફકત તપાસવાને માટે કે

બ્રાંડી કીયામાં છે. પછી અરધું ટંબલર ભરીને કાચો બ્રાંડી રેડીને ફ્લોરા આગળ ઉભી અને જરા ચાખી જોવાને જુડો આગ્રહ કરવા લાગી. પણ ફ્લોરાનું ધક ચક ભમ થઈ ગીયુ હતું. તેના ડોળા કાચની પેઠે ટગર ટગર થતા હતા. બે પલ વાટ જોઇને મારીઆનેજ પેલું ટંબલર પોતાના પેટમાં ખાલી કીધું અને પછી રૂમાલ કાહાડીને જુઠું જુઠું રડવા લાગી.

"બાઈ—ઓ બાઇ—તમે એમ શું કરવા કરોછ—લાવો જરા બીજો બ્રાંડી——"

"ફ્લોરા—મારી સાથે ઘર ચાલ." આમ ધીરે સાદે પછવાડેથી કોઈ બોલ્યું. "ઓ મારી બેહેન, નસીબ આપણા ઉપર રૂઠયું છે. તેમાં તારી તો બાને ખરાબીજ થઇ ગઇ—ચાલ મારી સાથે આપણે ઘેર ચાલ. આએ ઘેર હવે તારૂં નથી. બાવાજીએ અગાઉથીજ પરશનુમ બાંધ્યું હતું કે કોઇ દાહાડેબી તુને અમારી ગરજ પડશે અને તે સારૂંજ તેવણુ તુને મારા સ્વાધીનમાં સોંપી ગયા હતા."

ફ્લોરા છલાંગ મારીને ઉઠી. તેણીના ડોળામાથી આતશ વરસતો હતો અને ગાલ લાલ ચોળ થઇ આવ્યા હતા. તે છેડાયલી વાઘણુની પેઠે જેનની સામા ઉભી.

"તેં એને ફસાવ્યો? ઠાગાથી મારી પાસેથી કાગળ લઇ જઇને બીજાઓને દેખાડીને આએ કામ તેં કીધું—સાબાસ! લેડી જેન! તમે તમારી બેહેનનો સારો ઘાટ ઘડયો!"

જેનની આંખમાંથી તડતડ આંસુ પડતાં હતાં. તે ડચકાં ખાતી બોલી, " એ તું શું બોલેછ ? તારે મારા ઉપર તારો આટલોજ વીશ્વાસ કે ? ગમે તેવો હતો પણ આખર કરેને તારો ધણી એટલે તેને ચાલી ચલાવીને હું ફસાંઉ ? નહીં બેહેન, એ મારૂં કામ નથી. તારે ખાતર તો એ ભયંકર ગુપ્ત વાત મારી જીદગીના છેડા સુધી મારા પેટમાં હું રાખનાર હતી પણ ઈશ્વરનો કોપ આપણા ઉપર આવ્યો છે એટલે આપણી સઘળી ગતી મીથ્યા ગઈ છે."

હવે ફલોરા જમીન ઉપર પછડાઇ પડી અને ઝારઝાર રડવા લાગી. જેને તેણીનું માથું લઇ પોતાના હઈડાંમાં ચાંપ્યું. આ વાર ફલોરાએ સઘળું કબુલ કીધું. કેમ તેને વેહેમ પડયો અને કેમ તેણીએ છુપી તીજોરી ઉંધાડી તે સઘળું તેણીએ રડતાં રડતાં જેનને કહ્યું. એણીમેર મારી-આનબી ઘણાજ શોકમાં ગીરફતાર હતાં તેવણ પોતાનો ગમ દુર કરવાને માટે હેનેસીના ત્રણ સ્ટારના બ્રાંડીનું નખોદ વાળી નાખતાં હતાં.

---

## પ્રકરણ—૨૨.

### તપાસ.

લાહોરમાં જે વખતે કાર્લટનની ધર પકડ ચાલી રહી હતી તેજ વખતે, તેજ દાહાડે કલકતામાં લેડી સ્ટીફન ગ્રે પોતાના બેસવાના ઓરડામાં ન્યુસપેપર વાંચતાં હતાં, એવામાં તાર વાળો સીપાઇ લાહોરનો એક તાર લેઇને આવ્યો. લેડી ગ્રેએ

તે ઉઘાડયો નહીં, કેમજે તે પોતાના ધણીને નામનો હતો પણ મનમાં હસ્યાં કે વળી પાછું ફ્રેડીબાને થોડા દાહાડાની વધુ રજા જોઈતી હશે અને તેને પોતાની પ્રીયા લુસી પાસેથી ખસવું ગમતું ન હશે."

થોડી વારમાં સર સ્ટીફન આવી લાગ્યા, તેમના હાથમાં તાર મુકતાં ધણીયાંણી બોલ્યાં "વળી કાંઇ નવુ બાહાણુ છે."

"હવે કાંઇ બાહાણાં બીલાં ચાલશે નહીં. હું એ પોરીયાને હમણાં ને હમણાં તાર કરી ઠઠરાઊંછ કે——અલ્લો આએ શું!"

"**લાહોરનું સ્ટેશન**—બપોરના ૧ વાગતે
મોકલનાર **ફ્રેડરીક ગ્રે**;
સરનામું **સર સ્ટીફન ગ્રે.**

પ્રુસીક આસીડવાળો સઘળો ભરમ ખુલ્લો થઈ જવાની જે ઘડી જાયછ તેમાં તૈયારી છે. બને તો જલદી નીકળી પડજો. તમે એક વાર બોલ્યા હતા કે આ વાતનો ભરમ ખુલે તે વાર તમે હાજર હો તો સારૂં, એટલા માટે આએ તાર કીધો છે. માજીને કેહજો કે આખરે હું ખરો પડયો."

બે વાર તાર સર સ્ટીફને માન સાથ વાંચ્યો, અને પછી મોટે સાદે વાંચ્યો. "કેવું અજબ જેવું! 'માજીને કેહજો કે હું આખરે ખરો પડયો! એટલે શું મેરી? મને તો કાંઇ સમજ પડતી નથી."

લેડી ગ્રેએ ખોલાસો કીધો નહી. જ્યારે ફ્રેડરીકે પેહેલો શક કાર્લટન ઉપર નાખ્યો હતો ત્યારે તેની માએ તેને ઘણો ઠપકો

દીધો હતો અને જો એ વાત સર સ્ટીફનના કાન ઉપર જશે તો ઘણાં ગુસ્સે થશે એમ જણાવ્યું હતું, તેથી આ વારબી તે વાત ફેરવી તોળીને બોલી.

"ત્યારે તું લાહોર જવા ધારેછ કે સ્ટીફન ?"

"અબ ઘડી. આજે મને બે ચાર દાહાડા કાંઇ ઘણુ કામ નથી ને લાહોરની આંખમાં હું નીરદોશ ઠરૂં તે જોવા સારૂં કામ પડે તો હું ઉતર ધ્રુવ ગમબી જાઉં. ટ્રેનને ઘણી વાર છે."

હવે ખરી વાત એ હતી કે માજીસ્ત્રેટ આગળ શું બનવાનું છે તેની ખબર ફ્રેડરીકને સર્વે કરતાં આગમચથી પડી હતી એટલે તે મારતી ગાડીએ સ્ટેશન ઉપર દોડયો અને ઉપલો તાર પોતાના પીતા ઉપર કીધો હતો. કાર્લટન ઉપરનો તેનો સઘળો ગુસ્સો હવે ઉતરી ગયો હતો અને તેને કોઈબી રીતે હલાક કરવામાં તે મદદ કરે નહીં એમ હતું—કદાચ બની શકતે તો તેને બચાવી લેવામાં તે ભાગ લેતે એ વધારે સંભવીત હતું—પણ હવે જ્યારે સઘળું રંધાઇ ચુકયું ત્યારે તો બાવાજી હાજર રેહ તો સારૂં એમ તેને લાગયું.

લાહોરમાં તો તે દીવસે તાલીયારોળ મચી રહી હતી. પોલીસ કોર્ટ હજારો માણુસોથી ભરાઇ ગઇ હતી અને રસ્તામાં હજારો લોક ભેગું થઇ ઉભું રહ્યું હતું. કાર્લટનની તપાસ સરૂ થઇ ચુકી હતી. ફ્રેડરીક ત્યાં આવી પોંચ્યો પણ ગીરદી એટલી ભારે હતી કે લોકના માથાં ઉપરથી ચાલી જવાય. કોઈ હટે નહી એવા સજ્જડ દેવાળની પેઠે સઘળા જઠો જડ થઈને ઉભા હતા.

પણ લોકે ફ્રેડરીક તરફ વધારે સારી લાગણી બતાવી. જે ધણી ઉપર એજ લોક ગળે પડેલાં તેનો પોતાનો બેટો તો કોર્ટમાં દાખલ થવોજ જોઈયે એમ ધારી તેઓએ ફ્રેડરીકને રસતો આપ્યો. અંદરબી તેવોજ મામલો. કોર્ટમાં તેના કાકા જાન બેઠેલા હતા તેણે પોતાની અડધી ખુરસી ઉપર ભત્રીજાને બેસાડયો.

તપાસ તો ખુબ આગળ ચાલી હતી. શાહારા છઝીકીઅલે પોતાની જુબાંની આપી હતી અને પોતે જે જાણતી હતી તે તથા પોતાને જે શક હતો તે સઘળો કહી સંભળાવ્યો હતો. તેમ કરતાંમા તેણીએ કાર્લેટનની સામા ઘણુંક ફાડું ફાડું કહ્યું હતું. જ્યારે ફ્રેડરીક દાખલ થયો ત્યારે મુન્નાની જુબાંની ચાલતી હતી અને કાર્લેટન ઘણી ગરમી ઉપર આવી જઈ તેણીને વારેવાર ડબરાવતો હતો, જેમ કરતામાં તેણે પોતાનાંજ વકીલ સાથ બે ચાર વાર વેંહેચી લીધું હતું. આ વકીલનું નામ મી૦ બીલીટર હતું; તે લાહોરમાં પંકાયલો હતો અને કાર્લેટનના લાગતા વળગતાઓએ તેને કેસ ઉપર નીધા રાખવા સારૂં ઝડપથી બોલાવી મંગાવ્યો હતો. મી૦ બીલીટર ડાકટર કાર્લેટનનો અંગત દોસ્ત હતો એટલે ખુબ કાળજીથી તેનો બચાવ તપાસતો હતો. કાર્લેટનને એક ખુરસી ઉપર બેસાડયો હતો. તે સાંત પણ ફીકો ફ્રુચ દીસતો હતો, પણ જો કોઈ બારીકીથી તેનાં ગમ જોયા કરતે તો જોવામાં આવતે કે અવાર નવાર તેનાં દીલમાંથી કંપારી પસાર થઇ જતી હતી. સાંત, સોભઈતો અને ટેકવાળો તે આ જગાએ જાણે ભુલથી આવી ગયો હોય તેમ લાગતું હતું.

"આએ ફારસ ચાલવા દેવાની સાંમે હું મજબુત વાંધો લેઉછું" પચાસમી વાર આ પ્રમાણે કાર્લેટન બોલી ઉઠયો. "આએ ઓરતની જુબાંની લેવી એ સરફ હેમકાઈ છે. હું કહુંછ કે જે બાનું–મે આગળથી કહ્યુંછ કે જે બાનું–તે વાર આજારી હતી તે મારેથી બીલકુલ અજાંણી હતી–ત્યારે શું કરવા હું——

"બસ–બસ–કાર્લેટન–હવે હું તમને વધારે બોલવા દેનાર નથી." મી૦ બીલીટરે પોતાના કુલને રોકયો "જો આ પ્રમાણે વગર સમજની ટકટક કરી તમે તમારો પોતાનો કેસ ખરાબ કરશો તો હું તમનેજ બધું સોંપીને ચાલી જઈશ. તમે મુગા બેસો અને મારા ઉપર વીશ્વાસ રાખો."

"પણ હું તેને ઓળખતો નહીં હતો, ને હું બોલવાનો ને ફર બોલવાનો. હું પુછુંછ કે મને શું ગરજ——

માજીસ્ટ્રેટે અત્યાર સુધી કાર્લેટનની ઘણી અમનયા રાખી હતી, કેમજે કાર્લેટન કાંઈ સાધારણ કેદી ન હતો પણ જ્યારે તેણે ઘણું અતેરૂં કરવા માંડયું ત્યારે માજીસ્ટ્રેટે ભવાં ચહડાવ્યાં.

"હું દલગીરછું કે આ પ્રમાણે તમને બોલવવા દીધામાં આવશે નહીં. જ્યારે વખત આવે ત્યારે તમારો મન ગમતો બચાવ કરવાની તમને છુટ છે. આ પ્રમાણે તમારા વચ્ચે બોલ્યા કીધાથી કોર્ટનો ટાઇમ જાય છે અને તમને કસો ફાયદો થનાર નથી. સાક્ષીને પોતાની જુબાંની તમારે આપવા દેવી જોઇયે."

બચારી મુન્ના ઘણી ઘભરાટમાં હતી. એક તો કોર્ટની ભીડ, બીજું તો કાર્લેટનના વાંધા અને સાંમી ગમથી મી૦ બીલીટર વકીલનાં ડોળાથી તે ખશીયાણી જેવી ઉભી હતી.

માજીસ્ત્રેટે આખરે તેણીને હુકમ કીધો "ચલાવ, તારી જુબાંની લખાવ. તું કેહેછ કે તેં ઓરડામાં કાર્લટનને જોયો. તે શું કરતો હતો!"

"તેના હાથમાં એક ઘણીજ નાહાની સીસી હતી સાહેબ. તેણે એ સીસી ઉંચકીને બતી ગમ ધરી ત્યારે તે બરાબર મારા જોવામાં આવી. તે સીસીમાં બુચ ખોસીને તેણે પોતાના ગજવામાં મુકી. ત્યાર પછી બીજી બાટલી ઉંચકીને——

"કઇ બાટલી?" વકીલ બીલીટરે દમ ભરાવ્યો.

"જે બાટલી ચીફ઼ાનીયર ઉપર મુકેલી હતી તે. ડાકટર સ્ટીફ઼નને ત્યાંથી જે બાટલી આવી તેનાં જેવીજ હતી. આ બાટલીબી ઉઘાડીજ હતી તેમાં બુચ ખોસીને કાર્લટને પાછી જગાએ મુકી દીધી."

"ત્યારે જે બાટલીમાં બુચ ખોસ્યો તે સ્ટીફ઼ન ગ્રેને ત્યાંથીજ આવેલી બાટલી હતી એમ તુ સોગંદ ઉપર કહી શકશે?" બીલીટરે સાક્ષીને ગુંચવવાની મતલબથી પુછ્યુ.

"નહીં સાહેબ, સોગંદ ઉપર તો નહીં કેહું, પણ હું ખાત્રીથી માનુંછ કે તેજ બાટલી હતી, કેમજે તે દવાથી ભરેલી હતી અને તે ઉપર ઉજળી ટીકીટ હતી. પછવાડેથી કારોનરની તપાસ વેળાએ જાહેર થયું હતું કે ઉપલી બાટલી શીવાય બીજી કોઇમાંબી તે રાતે દવા હતીજ નહીં."

"પણ——

"સાક્ષી આગળ ચલાવ." માજીસ્ત્રેટે કાર્લટનના 'પણ' ને એકદમ ચુપ કરી નાખ્યો.

મુન્ના આગળ બોલી "જેવો ડાકટર કાર્લટને બાટલીને બુચ દીધો અને તેની જગાએ મુકી કે તુરત તે બાહાર આવ્યો અને એટલો ઝડપથી બાહાર આવ્યો કે મને નાહાશી જવાની તક મલી નહીં તેથી હું બાહાર દાદર આગળ એક ખુણામાં ઉભી રહી. મને ત્યાં ઉભેલી એણે જોઇ. મારો ચેહેરો તેણે ઓળખ્યો નહીં, કેમજે તેણે પુછ્યું કે હું કોણ છું. મેં કસો જવાબ આપ્યો નહીં અને તે બીધેલો જણાયો. તે જ્યારે અંદર બતી લેવા ગયો કે હું તુરત પાસેની ઓરડીમાં છુપાઇ ગઇ."

"ત્યારે પેલા ઠેબીયાવાલા માણસ વીશે જે ઘડી ઘડી એશારો થાય છે તે તું નહીં કે?" માજીસ્ટ્રેટે પુછ્યું.

"હા સાહેબ, તે હુંજ. કાર્લટનને ઘભરાટ સમેત હું મરદ દેખાઇ. મારા ગાલની આસપાસ કાળા પાટા બાંધેલા હતા, કેમજે તે દીવસે મારી દાઢ ચહડી આવેલી હતી. અંધારાંમાં હું મરદ જેવી લાગું તેમજ હતું."

પણ ત્યારે તુને આવો વેશ ધારણ કરવાનો સબબ શું? શું એ કાંઇ છાણુ પુતળીના નાચ હતા?" બીલીટરે વળી પાછી પોતાની ઝમક બતાવી.

"નહીં સાહેબ, વેશ લેવાનો અથવા છુપાવાનો મારો વીચાર હતોજ નહીં. મારો ચેહેરો સુજી આવ્યાથી ડાકટર સ્ટીફન એની સલાહથી મેં પાટો બાંધ્યો હતો. જો ડાકટર કાર્લટન જ્યારે બતી લઈને આવ્યા ત્યારે હું ઉભી રહી હતે તો તેવણુ મને તુરત ઓળખતે."

"ઠીકછે—ઠીકછે—એ બધી તારી હુશીયારીની વાત પોતાની મેળે બાહાર આવશે. મને લાગેછ કે એમાથી કાંઈ નવું જુનું થશે ખરૂં. વારૂં, આ બનાવની આગમચ તને ડાકટર કાર્લટન વીશે કાંઇબી ખબર હતી કે ?" વકીલ બીલીટરે સવાલ અને ધમકે બન્ને સાથે નાખ્યા.

"નહીંજી, હું એવણુને નજરે ઓળખતી હતી કે એવણુ ડાકટર કાર્લટન. બાકી મને બીજી કશી ઓળખ નથી."

"ત્યારે આ પ્રમાણે દાદરની બાહાર ઉભી રહીને ડાકટર કાર્લટનની ઉપર ખાનગી ચોકી રાખવાનું કારણ શું ?"

"કારણુ કાંઇજ નહીં. હું કાંઈ ત્યાં જાણુી જોઇને ઉભી ન હતી. હું જ્યારે બાહારથી આવી ત્યારે મડમના સુવાના ઓરડામા ખખડાટ સાંભળીને અજબ થઈ અને વીચારીયું કે મીસીસ કેન કાંઇ નાદાની કરતાં હશે. માળપર બીજું કોઈ હશે એવો મને ખ્યાલબી ન હતો. ડાકટર કાર્લટન ઉપર હશે એવું તો મારા સ્વપનામાબી ન હતું, પણ જ્યારે મેં એને જોયો ત્યારે હું ગભરાઇને ઉભી થઇ ગઇ. આ સઘળું એટલા થોડા વખતમાં બનયું કે મારેથી એણીમેર કે પેલીમેર ખસાયુંજ નહીં."

"એટલું બધું છે ને તારા મનમા પાપ હતુંજ નહીં ત્યારે કાર્લટને પુછ્યું કે તું કોણુ છે ત્યારે તેનો સીધો જવાબ કેમ આપ્યો નહીં ? અને નાશી શું કરવા ગેઈ ?"

"હું અચાનક આવી તે વખતે કાર્લટનને ગમે નહીં એવા વીચારથી હું તો છટકી જવાને ઘણી ખુશી હતી પ

પકડાઇ જાઉં તો ખરાબ લાગે કે હું ભરાઈને કાણુસોરી કરતી હોઉં તેથી હુ ડરી ગઈ. પછવાડેથી જ્યારે દાદર પર દેખાયલા મરદની વાત લોક કરતાં ત્યારે મને ઘણી વખત લાગું કે હું જાહેર થઈજ હોત તો સારૂં."

" અજબ છે કે તું આવડી ઉપર ચહડી આવી તોબી ડાકટર કાર્લટનને તારા આવવાનો કાંઈજ સંસારો જણાયો નહીં."

"હું જાણી જોઈને હળવે ચહડી હતી કે કદાચ મડમ સાહેબ ઉંઘમા પડયાં હોય તો જાગી ન ઉઠે. વળી મારા પગ ઉંધાડા હતા."

આ ઠેકાણે માજીસ્ત્રેટે સવાલ નાખ્યો કે "ત્યારે કાલટન કાંઈ ખોટું કામ કરતો હશે એવો તે વાર તને કાંઇ શક આવ્યો કે ?"

" નહીંજી—તે વખત તો જરાબી નહીં. જ્યારે સહવારના મેં સાંભળયું કે રાતની આપેલી દવા પીધાથી મીસીસ કેન્ન ગુજરી ગયાં હતાં અને દવામાં ઝેર ભેળેલું હતું ત્યારેજ મને રાતની વાત યાદ આવી અને હું ચમકી. ડાકટર કાર્લટન અને મરનાર વચ્ચે જે પેહેલા શબ્દો પસાર થયા તે મને યાદ આવ્યા. તે લોક આગમચથી એક બીજાને ઓળખતાં હતાં તે વીશે મારી ખાત્રી હતી, તે છતાંબી કાર્લટન આવું અજીમ ધુનાહતું કામ કરશે એવી મેં વકી રાખી ન હતી પણ જ્યારે તેણે કારોનરની આગળ સોંગદ ઉપર સરતાપા જુઠું કહ્યું ત્યારે મારા મનની ચોકસ ખાત્રી થઈ કે એજ ધુનેહગારછે."

"વાહ! ઘણો સારો નાટક રચાયો છે" મી૦ બીલીટર બોલી ઉઠયા. "મેહેરબાન માજીસ્ત્રેટ સાહેબને અરજ કરવાની મારી ફરજ છે કે આમ્મે સાક્ષીની સઘળી જુબાની ઘણી સંભાળથી નોધી લેવી, કેમજે એનું બોલવું કાંઈ તરેહવાર છે અને મારાં આધીન મત પ્રમાણે એ ઓરતની પોતાની ઉપર મોટો શક આવવા જેવો મામલો છે. પેહેલાં તો ડાકટર કાર્લેટન અને આ મરનાર બાનું વચ્ચે મોહોબતભરી વાતનું ગુલબાન ઉઠાવે છે જે બે જણ વચે ઓળખાણ હતીજ નહીં અને પછી આ બાટલીનું ચોકઠું એણીએ ખુબ વીચાર કરીને રચેલું લાગે છે. એ કાંઈ મરનારની નોકરીમાં હતીજ નહીં ત્યારે બીજાં બધાં નહીં ને એજ શું કરવા તે રાતે અંધારામાં છુપાઈને બેસી રેહ? વળી આટલી બધી ડાઢ દુખતી હતી તે છતાં બરાબર તેજ કલાકે જાણે કાર્લેટનના આવવાની રાહ જોતી હોય તેમ તેજ વખતે રાતના અને તેબી વળી હળવે શું કરવા કોઇના ઘરમાં આવે? જ્યારે એણે નાહની સીસી અને બાટલીઓની ગાલમેલ જોઇ ત્યારે તેજ વખતે જઇને ડાકટરનો હાથ કેમ નહીં પકડયો? અથવા તો બાટલી તુરત બઈને છુપાવી કાંય નહીં? વળી એ આવી ત્યારે મારીઆને કે મીસીસ ગોલ્ડે એણીને જોઇજ નહીં? તે લોક——

"માફ કરજો સાહેબ—હું આગળ બોલી ગઇ છું કે તે વાર તે લોક બન્ને જણ બબરચીખાણાંમાં જમતા બેઠેલાં હતાં અને તે લોકને નકામી તસદી——" પણ આટલુ બોલતાંમા મી૦ બીલીટરે મુન્નાને અટકાવી.

"વારૂં—વારૂં—તું ઘણી હુશીયાર છે ને અમે જોઈ લીધું—હું કોર્ટને અરજ કરૂં છ કે આ ઓરતની જુબાની ઘણીજ શક ભરેલી છે, અને એની પેતાની ચાલ એટલી શક ભરેલી છે કે એનેબી અત્રે વધુ તપાસને માટે રોકવી જોઇયે. જે કોઈબી જરા આ બાબદ ઉપર વીચાર કરશે તેના જોવામા આવશે કે કદાચ પોતા ઉપરથી શક ખસેડી નાખવા માટે આ વાત ઉભી કીધી હોય એવું લાગેછે. હું હવે નક્કી માનું છું કે દવામા ઝેર ભેલનાર એ પોતેજ છે અને બચી જવા માટે આ સજડ ચોકઠું ઘણી સંભાળથી રચયું છે. અગર એનામા સાચવટજ હતી તો આ બધી બીના તેજ વખતે જાહેર કેમ નહીં કીધી? સાક્ષીમાં હીમત હોય તો જવાબ આપે."

મુન્ના જોકે ધ્રુજતી હતી તોબી હીમતથી જવાબ આપ્યો "સાહેબ એકની એક વાત કેટલી વખત પુછશો? હુ એક વાર કહી ગઈ છું કે મારી વાત કોઈ માનશે નહીં એવી બીકથી હું મુગી રહી. જેમ હમણા તમે મારી ઉપર બધું ઢોળવવા માંગોછો તેમ તે વખત થશે એવો મને ડર લાગ્યો. ડાકટર સાહેબ મોટા માણુસ પડયા અને હું ગરીબ નોકર એટલે તે વાર મારૂં કોણ માને?"

"ત્યારે શું કાર્લટન સઘળો ટોપલો તારે માથે લાવતે એવી તને બીક હતી કે?" કોર્ટે પુછયું.

"હાજી, તેબી ખરૂં—વલી પેહેલેજ દાહાડે હું બોલી નહીં એટલે પછી કારોનર આગળ મારી જબાં ઉપડી નહીં,

કેમજે હું બીધી કે પેહેલાંથીજ પોલીસને ખબર કાંય નહીં આપી એમ મને લોક ટુંપી નાખશે. તે છતાં બીજી ખરી વાત એ છે કે આજે બે ચાર દાહાડાની અગાઉ તો કાર્લેટન ખરેખરજ ગુનેહગાર છે એવી મારી પોતાનીબી પુરે પુરી ખાત્રી ન હતી. ખાત્રી તો હતી પણ સોગંદ ઉપર કહી શકું એટલી બધી પકી ખાત્રી ન હતી."

"એક ગમથી તું કેહછ કે મારી પકી ખાત્રી ન હતી અને બીજી ગમથી કેહછે કે ઝેર ભેળતાં તેં નજરે નજર કાર્લેટનને જોયો. હવે બે માંથી સાચ્ચું કયું ?" બીલીટરે સવાલ નાખ્યો.

"ડાકટર સાહેબે ઝેલ ભેળયું તે મેં નજરે નજર જોયું એમ હું બોલીજ નથી. ડાકટરે સીસીઓ સાથ શું કીધું તેટલુંજ માત્ર મેં કહ્યું છે."

"બસ ! એટલુંજ ! ઘણું થોડું કહયું. ત્યારે હવે બાકી શું રહ્યું ? વારૂં ઠીકછે આગળ ચાલતાં જોઇશું. માજીસ્ટ્રેટ સાહેબ, મારા કુલ ડાકટર કાર્લેટનની સામા એક રજ ભારખી જુબાની નથી. એ તમને કેહેછે કે આ મરનાર મડમ જયારે આ શેહેરમા આવી ત્યારે તેનાથી તદ્દન અજાણી હતી. તેની સામા આ બે બદામની નોકર સ્ત્રીની ફક્ત જબાની પડી છે જે બીલકુલ માનવા જોગ નથી. એક ગમથી ડાકટર કાર્લેટન જેવા નામાંકીત શેહરી ના કેહે છે અને બીજી ગમ આ સ્ત્રી હા કેહે છે તેમા તમે કોણ ઉપર વધારે ભરૂસો રાખશો ? આ સ્ત્રીને ડાકટર કાર્લેટનના કોઈ છુપા દુશ્મનોએ લાંચ આપીને ઉભી કરી કાં ન હોય ! આટલાં

બધાં વરસ સુધી એક હરફ બોલી નહીં અને હમણાંજ આ ઢીંગાણું ઉભું કીધું એટલા ઉપરથીજ તમને મારૂં બોલેલું વાજબી લાગશે. કદાચ તે બાહાર પડતાં બીધી તો ખાનગી રીતે પોતાની શેઠાણીને કાંય નહીં કહ્યું? આ છોકરીની જબાની શીવાય બીજું કસું નથી કે ડાકટર કાર્લટન મરનારને કસીબી વાતે ઓળખતો હતો——"

અત્રે માજીસ્ત્રેટે ટીકા કીધા "તમે ભુલી જાઓ છો કે મરનારે કાર્લટનને જે ચીઠી લખી તે ચીઠી મોજુદ છે." લેડી ફ્લોરાએ તીજોરીમાથી જે કમબખ્ત ચીઠી સોધી કાહાડી હતી તે વીશે માજીસ્ત્રેટે યાદ દેવાડી.

"નહીં સાહેબ, મને બરાબર યાદ છે. પણ તે ચીઠી મારા કુલનેજ લખી હતી તેની સાબીતી શું છે? શાહારા ઈઝીકીઅલ કેહે છે કે એ ચીઠી લેડી જેને તેણીને જોવા આપી હતી અને લેડી જેનને તે લેડી ફ્લોરા પાસેથી મળી હતી. કેવું બેહુંધું! અગર આ ચીઠી ડાકટર કાર્લટનનેજ લખી હોય તો વળી તે પોતાની ધણીયાણીને આપેબી? કાંઇ સંજોગથી આ ચીઠી કાર્લટનના કાગળમાં ભેળાઇ ગઈ હોય તેથી શું તે કાર્લટનનેજ લખી એમ પુરવાર થયું કે?"

હવે આ ચીઠીની માહોકાણ વીશે કાર્લટન તો બીલકુલ અજાણ્યો હતો. પોતાના વકીલને આ પ્રમાણે બોલતાં સાંભળી તેણે તેની આંહે તાણી. ફ્લોરાએ તીજોરીમાથી ચીઠી પકડી ત્યારથી તે કાર્લટન પકડાયો ત્યાં સુધીની સઘળી વાતથી તે અજાણ્યો હતો તેથી ઘભરાઇને બીલીટરને પુછ્યું.

"એ કઈ ચીઠીની વાત ચાલે છે ?"

"તું નહી જાણુતો ? ઓ તારી ? એ ચીઠીએ તો બધી ઓહોકાણુ વાળી છ."

"હું કાંઇ જાણુતો નથી. કઈ ચીઠી ? કોણુ લાયું ? કાંહાંથી મળી ?"

"તારી તીજોરીમાથી. કાર્લટન સમાળજે. આ ચીઠી ધાન વાળે એવી છે. તું કાંઇ તેનો ખોળાશો આપી શકશે તો સારૂં નહીં તો ઘણી વાત બગડવાની."

"મારી તીજોરીમાથી જડી ? ત્યારે શું એ લોકે મારા ઘરના ઝાડા લીધા ?"

"નહીં—નહીં—તારી ધણીયાણીએ તીજોરીમાથી ખોલી કાહાડી અને પોતાની બેહેન જેનને વાંચવા આપી. જેન પાસેથી કોણુ જાણે કેમ તે શાહારા ઈઝીકીઅલના હાથમા આવી અને એ રાંડ ખલેરીએ સઘળું રમખાણુ ઉઠાવ્યું છે."

"પણુ મારી તીજોરીમા એવું કસું કાગળ હતુંજ નહીં—મને ઘણી ગુંચવણુ લાગેછ—જરા કાગળ જોવા મળશે ?"

મી૦ બીલીટરે કાગળ જોવા માગયું અને કાર્લટનના હાથમા મુકયું. જે કાગળ તેણે પોતાના વીચાર પ્રમાણે વરસોને વરસો થયાં બાળી નાખેલું તે પાછું તેની સનમુખ આવીને ઉભેલું જોઇ કાર્લટનની અચરતી અને ધભરાટનો પાર રહ્યો નહીં. તેણે તે ફેરવી જોયું. દસ વખત વાંચી જોયું. તેની ઉપરમા દસખત તેની ગુનેહગાર ચક્ષમો આગળ તરવા લાગ્યા.

આખરે તે બોલ્યો. "હું કહું છું કે આ કાગળ કાંઇ મારૂં નથી. એ વીશે હું કશું જાણતો નથી એ કાંઇ દગો છે."

"પણ એ તમારી તીજોરીમાંથી મળ્યું" કોર્ટે સુચના કીધી.

"નહીં હોય, એ હું માનતો નથી. મારી તીજોરીમાં એવું કાંઈ કાગળ હતુંજ નહીં. જ્યાં છે ત્યાં મને ખરાબ કરવા માટે આ કાંઇ સંપ છે."

"ડાકટર કાર્લટન, આ કાગળ તમે પીછાણતા નથી?" કોર્ટે નરમાશથી પુછ્યું.

"નહીં—જે કાગળ મેં આગળ જોયલુંજ નહીં તે હું કેમ પીછાણું?"

"પણ જુરીની આગળ એજ કાગળનો ફાટેલો ભાગ રજુ કીધો હતો તે તો તમને યાદ હોવો જોઈયે. અમને લાગેછે કે તે કાગળ તેણીએ લખવા માંડેલું અને તે પર ડાઘા પડ-યાથી તે મેલી દઇને ત્યાર પછી આ લખેલું, કેમજે બન્નેમાં શબ્દો તેજ છે અને દસખત મળતા છે."

"પણ આએ કાગળ કોણને લખેલું છે? ઉપર મારૂં નામ તો નથી?" કાર્લટને વાંધો લીધો.

"કાગળમાં અંદર તો નથી, પણ બાહાર આનવીલોપ ઉપર તમારૂં નામ છે અને દસખત તેજ છે."

"એ બધો ગરબડગોટો શું છે તે હું સમજતો નથી. કવર ઊપર મારૂં નામ ક્યાંથી આવ્યું? આએ કાગળ તો તેણીએ પોતાના ભ્રથારને લખેલું દેખાય છે."

"હા, તેમજ છે. પણ સાર એવો નીકળે છે કે તમેજ તેણીના ભથાર હો, અને તમનેજ લખ્યું હોય. અલબત એ વાત હજુ પુરવાર થઇ નથી" માજીસ્ત્રેટ બોલ્યા.

અહીં મી૦ બીલીટરને વચ્ચે બોલવાની તક મળી. "નામદાર કોર્ટની આ ખોલાસા માટે મેહેરબાની થઈ. અલબત કાંઇ પુરવાર થયું નથી, અને અમે આશા રાખીયેછ કે આ સઘળો કાવો દાવો કોણે અને કેમ ઉભો થયો તે અમે જલદીથીજ બતાવી આપીશું. એક માન પામેલા ડાકટરના ઉપર આવી આફ્‌ત એક મોટી નવાઈની વાત છે. ડાકટર કાર્લટન જાણી જોઇને પોતાના ધરાકોને મારી શું કરવા નાખે ? અને તે ધરાકમાંથી વળી એક બાનુ જેની સાથે તેને બીલકુલ પીછાણ——

"મી૦ બીલીટર, જો સાક્ષી મુન્નાની વાત માનીયે તો આ બાનુ ડાકટર કાર્લટનને અજાણી ન હતી."

"ખરી વાત છે સાહેબ, પણ આ એક બે બદામની કાળી દૃશી ઓરતનો સખુન તમે ડાકટર કાર્લટનના સખુન કરતાં વધારે માનશો એ બનવા જોગ નથી. અગર એ મુન્નાની જુબાની બાજુ મુકો તો પછી ડાકટર કાર્લટન મરનાર સ્ત્રીને ઓળખતો હતો એવી એક રતી ભારબી જુબાની નથી, અને તે પછીથી આ તપાસ વધુ ચલાવવાની કસી જરૂર રહી નથી. મરનાર મીસીસ કેને પોતે કહ્યું હતું કે ડાકટર કાર્લટનને હું ઓળખતી નથી. વળી——

હજુ તો મી૦ બીલીટર વધુ બોલવા જાય છે તેટલાં ઇન-સાફના ઓરડામાં ભીડની પછવાડે કાંઇ મોટી ગરબડ થતી

સંભળાઈ. માજીસ્ત્રેટે ડોળા કાહાડયા અને આ ગરબડનું કારણ પુછયું.

"સાહેબ, બાહાર ગામથી કાંઇ અગતની જુબાની આવી પોંચી છે એમ લોક કેહેછે."

બાહારગામથી અગતની જુબાની! માજીસ્ત્રેટ અચરતીથી જોવા લાગ્યા, લોકબી જોવા લાગ્યું અને બંધવોબી ડોકી તાણીને જોવા લાગ્યો. લોકોની ભચડાકચડીમાંથી થઈને એક પાતળો ઈંગ્રેજ ગ્રહસ્થ આગળી ટેબલ આગળ જણાયો. આ ધણી અગતની જુબાની લાવ્યો હતો. થોડી વાર મી૦ ડાઉન સાથ વાત કરીને તેણે પોતાના ખીસામાંથી એક કાગળનું પાકીટ કાહાડયું. મી૦ ડાઉને તે વાંચ્યા પછી માજીસ્ત્રેટને અરજ કરી.

"નામદાર કોર્ટને હું અરજ કરૂંછુ કે આ નવા શાક્ષીની જુબાની હમણાંજ લેવી."

નવો આવનાર ધણી પીંજરામાં જઇ ઉભો.

"તમારૂં નામ ?"

"વીલીયમ બારકર."

"તમે કોણ છો ?"

"કલકતાના વકીલો મેસરસ ફ્રાયરની કુ૦નો હું મેનેજીંગ કલારક છું."

"તમે શું રજુ કરોછો ?"

"મારા સાહેબોના હુકમથી મેં કલકતાની સેંટ પેનકરાસના દેવળની લગણુની રજીસ્ટર તપાસી છે અને તેમાંથી નીચળી નોંધ મળી આવી છે તેની સતાવાર નકલ હું રજુ કરૂં છું."

"વાંચો."

"લગણુ——સેંટ પાનકરાસ ચર્ચ, કલકતા ખાતે, રેવરંડ મોન્ટ મોરેનસીની હજુરમાં—તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૪૭ ને દીવસે લ્યુઇસ કાર્લેટન અને કલારીસ બોશાં!"

માજીસ્ટ્રેટ દઘાઇ ગયા. ડાકટર કાર્લેટન! જે બાઇને તું ઓળખતોજ નથી એમ અબધડી ગરમીથી તકરાર કરતો હતો, અને જેનો તેં જીવ લીધેલો તે બાઈ સાથના લગણુનીજ આ સતાવાર સર્ટીફીકેટ!

સઘળાઓ કાર્લેટન ગમ જોવા લાગ્યા. તેનો ચેહેરો જડ થઈ ગયો હતો, અને તે બાધેલો દીસતો હતો. તે સમજી ગયો કે સઘળું રંધાઇ ગયું. હવે કાંઇબી ઠીગડાં મારવામાં સાર નથી. તોબી કાર્લેટન નફ્ટ હતો. તે તુરત પાછો તટાર થયો અને આ નવા કલાર્કની જુબાંની સાંભળવા લાગ્યો. આ વાર તેના ડોળા ફ્રેડરીક ગ્રે ગમ ચકચકતા હતા. જાણે જો તે તેનાં હાથમાં આવે તો કાચોને કાચો ખાઇ જાય. કલાર્કની જુબાંની આગળ ચાલી.

"આગળી રાતે મી૦ ડાઉન વકીલ તરફથી તાર આવવાથી હું સહવારના પોહોરમાં ગયો અને સેંટ પેનકરાસની રજીસ્ટર તપાસી તેમાંથી આ નોધ નીકળી છે."

"તમે સોગંદ ઉપર કહોછ કે આ ખરી નકલ છે?"

"હા સાહેબ, જ્યારે હું નકલ કરવા ગયો ત્યારે મારી સાથે દેવળનો રખેવાલબી હતો. તેણે મને કહ્યું કે એ પરણવા આવેલાં જોડાંની તેને બરાબર યાદ છે, કેમજે શેહાદી વેલાએ તે હાજર હતો. તેજ વખતે તેને વેહેમ ગયો હતો કે આ છુપાં લગણ છે અને તેથી તેણે ઘણાં ધ્યાનથી સઘળું જોયું હતું."

"તેણે કેમ જાણ્યું કે એ છુપાં લગણ હતાં?" મી૦ બીલીટરે ઘણા ગુસ્સાથી પુછ્યું.

"મેં પોતેબી તેજ સવાલ કીધો અને તેણે જવાબ દીધો કે તે લોક એકલાંજ દેવળમાં આવ્યાં અને બાનું બાપેલી દીસતી હતી એટલુંજ નહી પણ તેણીનાં દીલપર રોજનાં પેહેરવાનાં જુનાં કપડાં હતાં. તે બાનું અતી ઘણી ખુબશુરત હતી."

મી૦ બીલીટર ઝબકીને ઉઠયા. તેવણ ઘણી સખતાઈથી ના પાડવા જતા હુતા, કે જે ઘણી પરણવા ગયો તે ડાકટર કાર્લેટન ન હતો પણ તેટલાં માજીસ્ત્રેટે તેને અટકાવ્યો અને સર્ટીફીકેટ મોટે સાદે વાંચી અને કાર્લેટન ગમ ફરીને પુછ્યું.

"બંધવા તારે આ ઓચરીયાં વીશે શું કેહવું છે?"

વાંચનારે યાદ રાખવું કે આખી તપાસમાં કાર્લેટનને 'બંધવા' તરીકે પેહેલીજ વાર આ વખત માજીસ્ત્રેટે કહ્યું હતું.

"હું કાંઇ જાણુતો નથી—જો મારી સાંમે આ પ્રમાણે અચ્રબુચ તરકટ રમવામાં આવે તો તેનો હું જવાબ કેમ આપું!"

"આ સર્ટીફીકેટ રજુ કધા પછીબી તુ શુ એમ કેહવા માંગેછે કે આ લગણ વીશે તું કાંઇ જાણતો નથી ? શું હજીબી તું જીદ કરી ના પાડેછે કે આ કમનસીબ મરનાર બાનું તારી ધણીયાંણી ન હતી ?"

કાર્લટને તુરત ઉતર આપ્યો નહીં. તેના મગજમાંથી વીચાર પસાર થઈ ગયો કે હવે ના પાડવામાં સાર શું ? ઘણી વાત લાંબી કરેતો કલકતાનાં પાદરીને અથવા બીજા ઓળખીતાઓને સમન કરીને બોલાવવામાં આવે તો ઉલટો ઘાણુ બગડી જાય. ઘણી વાર વીચાર કરી તે બોલ્યો,

"એકબારગી તે મારી ધણીયાંણી હોયબી તેથી શું એમ પુરવાર થાયછ કે મેં તેને ઝેર આપ્યું ?"

"પણ તેથી તારાં ઉપર શક ઘણો મજબુત થાયછ" માજીસ્ત્રેટે કડવો ચેહેરો કરીને કહ્યું. કોર્ટમાં લોક વચ્ચે શોર ઉઠ્યો. કાર્લટન ઉપર લોક ખફા હતું અને તેની કમબખતી નજીક આવતી હતી.

• "સીપાઇઓ—લોકને ચુપ રાખો—બંધવા, કારોનર આગળ તેં સોગંદ ઉપર જણાવ્યું હતું કે આ કાગળ વીશે અથવા એનાં લખનાર વીશે તને કસી ખબર ન હતી. હવે તું શું કેહવા માંગેછ ?"

શું કેહ—આ નજર આગળ પડેલી સર્ટીફીકેટની હાજરીમાં શું કેહ ! પોતાની સઘળી નફ્ટાઇ છતાં તે ચોરની પેઠે ઘેરાયલો ત્યાં ઉભો હતો. આ વાર તેનો વીચાર ઉપલાં કાગળમાં ભરાયો હતો. આ નાશ પામેલું કાગળ પાછું ઉભું થવા પામ્યું એ કાંઇજ નહીં પણ દૈવનો કોપ હોવો જોઇએ.

"હું આ કાગળ વીશે કાંઇ જાણુતો નથી. મારી સાંમે તરકટ રચવામાં આવ્યું છે અને હજુબી તે પકડાઇ આવશે."

તેના વકીલે સાક્ષીઓને ડબરાવવાને અને કાંઇબી રસતો સોધી કાહાડવાને જુબાંની મરડી મચડીને તરેહવાર ફાંફાં મારીયાં પણ સઘળું ફોકટ. પેલી સર્ટીફીકેટ આવ્યા પછી મામલો તમાંમ બદલાઇ ગયો.

અંધારૂં થવા માંડયું, બતીઓ આણી, પણ હજારો લોક સારડીનની પેઠે કચડાઇને ઉભું હતું તેમાંથી કોઇ હાલે નહીં. આખરે માજીસ્ત્રેટે એ તપાસ આવતી કાલ ઉપર મુલતવી રાખી. આ વાર માજીસ્ત્રેટ મી૦ બીલીટર, કાર્લટન પોતે અને પ્રજાનાં મગજમાં કાંઈજ શક ન હતો કે કલારીસ બોસાં, અથવા કલારીસ બોસાં ચેસ્તીનાં ખુન માટે કાર્લટનને શેસનમાં નોંધવામાં આવશે. લોક એક બીજાંમા તકરાર કરતાં હતાં કે આ લોકનાં લગણ ખરાં હશે કે? કલારીસ જુદે નામે પરણી એટલે એ લગણ હકદાર કેહવાય કે?

"બંધવાની હાલ તુરત તપાસ મુલતવી રાખવામાં આવશે અને કોર્ટ કાલે સહવારનાં અગીયાર વાગતે મળશે" એવો કોર્ટનો હુકમ થયો.

"અલબત, કોર્ટ બંધવાના જામીન લેશે?" મી૦ બીલીટરે ભપકામાં પુછ્યું.

"જામીન! આખું શેહેર જામીન થાય તોબી નહીં."

પણ આખું શેહેર તો લાકડાંની પેઠે ઉભું રહ્યું હતું. સામું કેટલાક જણ રસતામાં કાર્લટનને સારી પેઠે મેઠી ઝીલાવવાની તૈયારીમાં હતાં. પણ પોલીસવાળાઓએ નીચે જઇને લોકને વીખેરાવા દીધાં અને પછી કાર્લટનને છુપે રસતે ગાડીમાં બેસાડી સટકાવી લઇ જઇ રાતોરાત જેલમાં પુરીયો.

## પ્રકરણ—૨૩.

## સર સ્ટીફન ગ્રેનુ પાછુ લાહોર આવવુ.

પણ કોર્ટ ઉઠી ત્યારે ગરબડ સરબડમા ફ્રેડરીક કયાં નાઠા? તે દમ બાંધીને દોડયો અને મીસીસ ફીચ જેણીનાં મકાનમા તે ઉતરયો હતો ત્યાં જઇ હાંફવા લાગ્યો.

"મીસીસ ફીચ, મને અબધડી એક ભાડાંની ગાડી જોઈયે છે."

"બાવા, ગાડીઓ તો હમણાં નહીં મળે."

"પણ કાંઇબી કરીને ગાડી અપાવો, મને ઘણી જરૂર છે. મોટી નાહાની જે હશે તે ચાલશે."

"ઓ! હવે શું કરૂં? ગાડી તો કોઈ ધ્યાનમા નથી પણ એટલું બધું છે શું?"

"વળી તમે જઈને આખાં ગામને ડાંઉ ડાંઉ ના કરી આવતાં. જો તમને ખાનગી વાત કહુંછ. બાવાજી ઉપર મેં તાર કીધો હતો અને તેવણુ હમણા સાત વાગતાની ગાડીમાં આવી પુગશે. હવે જોઈયે લાહોરના રેહવાશીઓ શું કહેછ."

"હેં, સર સ્ટીફન આજે આવેછ? ને તેવણુને સારૂં ગાડી જોઈયે છ કે. તારે તો ઉભા રેહો પાસેથી અબ્બુ કાસમની જોડીની ફ્રાઇટીન આંખના પલકારામા મંગાઉં. હેં, શું સર સ્ટીફન એમ રખડતા પીંજારાની કાની આવે કે? ઉભા રેહો; હમણાં હું જઇને જોડીની ફ્રઇટીન લઈ આંઉંછ."

"અરે પણ જરા ધીરાં પડો મીસીસ રીચ. તમે ઘણો ભપકો કરી સ્ટેશન પર મોકલશો પણ બાવાજી ગાડીમા બેસસે નહીં ત્યારે ? જરા વીચાર તો કરો. ચેસ્ની કુટુંબ સાથ અમારો સંબંધ જોતાં સર સ્ટીફન ઉલટા આ મામલાથી ઘણા દલગીર થયલા હશે તેમા એવણને ધામધુમ બીલકુલ ગમસે નહી."

"હા, હા, બરાબર છે. ચાલો હું જઈને અબુ કાસમની ફ્ઇટીન લઇ આઉંછ."

ગાડી આવીને ઉભી. મોટી મસ બરૂમમા બે જબરા આસ્ત્રેલીયન ઘોડા જોડેલા હતા અને ઉપર રૂપેરી સામાણ નાખેલો હતો. પણ ટ્રેનને આવવાને ફકત દસ મીનીટનો વીલંબ હતો એટલે ફ્રેડરીકને વીચાર કરવાનો વખતબી મલીયો નહીં. તે ગાડીમા કુદી બેઠો અને ગાડી સ્ટેશન ગમ હંકારી ચાલી.

ટ્રેન આવી પોંચી અને તે મધે સર સ્ટીફન ગ્રેબી આવી લાગ્યા. દીકરાએ ઝડપમાં બાવાજીને ગાડીમા બેસાડવા કીધા પણ ગાડી ઘોડાનો ઠાઠ જોઇ સર સ્ટીફને મશકરી કરી "ઓહો ! આજે તો ઠાઠ માઠ જબરો છે બા ?"

"જી, મારો એમા કસુર નથી. હું આખો દાહાડો રોકાયલો હતો તેથી ગાડીની ગોઠવણ કરવાનું બનયું નહીં અને છેક અણીપર ઘીક વખતે કોઇ બીજી ગાડી મળી નહીં તેથી બચારાં મીસીસ રીચ આય ગાડી હાથીદાંતના વેપારી અબુ કાસમ પાસેથી માંગી લાવ્યાં."

" અં ! ચાલો ઠીક છે—પણ તમે આજે આટલા આટલા દાહાડા થયા અંઈ પડી રહીને શું કરોછ ? તમને કાંઇ બીજું કામ કાજ નથી કે ? "

" જી, હું તો કાલનો આવનાર હતો પણ ચોક્કસ ઘણા અગત્યના બનાવોએ મને રોકી પાડયો ; જ્યારે બધી વાત જાણશો ત્યારે તમે મને ઠપકો આપશો નહીં. "

" પણ એટલું બધું તે શું છે, જરા હું તો જાણું ? "

" પેહેલાં તો તમારી ઉપરનો શક તમામ દુર થયો છે. એતો સારૂં છે કે હમણાં રાત છે નહીં તો લોક તમને જોઇ ને કોણ જાણે કેમ કરતે. તે લોક ઘણાજ હરખમા આવી ગયાં છે. વળી બીજું તો એ કે ખરો ગુનેહગાર પકડાયો છે એટલુંજ નહીં પણ અત્યાર સુધી આય શેહેરમાંજ હતો. તમોએ મોકળેલી સોજી દવામા તેણે ઝેર ભેળ્યું હતું. "

" જાણી જોઇને ? "

" હું કેહવાને અતીશે દલગીર છું કે જાણી જોઇને અને તેબી વળી મીસીસ કેનને બેજાણ કરવાની મતલબથી. "

" શું બોલેછ ? પણ કાંહ ઝેર ભેળવામાં આવ્યું ? આખરે બનસીનાજ કારેસતાન કે ? મને પેહેલાંથીજ શક હતો. "

" નહીં સાહેબ, બનસીએ તો સીસી બરાબરજ હકબંધ ઘેરમા લાવી આપી પણ ઝેર તો ખુદ બંગલામાંજ રેડાયું. જ્યારે સીસી પાસેના ઓરડામાં ચીફોનીઅર ઉપર લઇ જઇને મુકી ત્યાર પછી એ જમુન કામ બન્યું. "

" આહ ! હવે હું સમજ્યો. ત્યારે પેલો દાદર ઉપરનો છુપાયલો ધણીજ આખરે—

" નહીં સાહેબ——

" હા–હા–તું મને બેહેકાવેછ, હું પેહેલાંથી કેહતો આવ્યો છું કે એ માણુસ ખરો હાજર હતો. કાર્લટન જેવો ચગોર ડાકટર એમ ખાલી ચાંદના ઓળાથી વેહેમાય નહીં. ત્યાર તે ધણી કોણ જણાયો ? મીસીસ કેનનો ધણીજ કેની ? "

" ઝેર ભેળનાર એ બાઇનો ધણી તો ખરો પણ પેલો દાદર ઉપર દેખાયલો ધણી કાંઈ આએ બાઇનો ભ્રથાર ન હતો. બાવાજી, હું જાણુંછ કે તમે દલગીર થશો. એ કમનશીબ, ધુનેહગાર ભ્રથાર કોઇ નહીં પણ લુઈસ કાર્લટન હતો. "

ડાકટર સર સ્ટીફ્નને જાણે કપાલમાં તીર લાગો હોય તેમ તેણે ચીશ પાડી અને ચાલતી ગાડીમા ઉભો થઇ પોતાના દીકરા ગમ ટીકવા લાગ્યો.

" ફ્રેડરીક, આજે એ તું શું ઘેલું ગાંડું બકેછ ? તેં કાંઇ દારૂ પીધોછ કે ? "

" બાવાજી, હું ઇછુંછ કે હું જે કહુંછ તે ઘેલું ગાડું હતે. માણુસાઈને ચગો હું ઇછુંચ કે મેં દારૂ પીધેલો હતે પણ આ કાર્લટન કોઇ ખરો મુજી એહરેમન માલમ પડ્યોછે અને તેથી આખું ગામ તરાહે તરાહે કરે છે. "

" અરે પણ તેના ઉપર શક નાખવાનો કાંઇ પુરાવો ? કાંઈ મોતેબર કારણુ ? હું કબુ માનું નહીં—ઘણાજ સખત પુરાવા વગર હું એ વાત માનું નહીં. "

ફ્રેડરીકે હવે ધીરજથી સઘળી વાત પેહેલાથી છેલ્લાં સુધી માંડીને કહી. જ્યારે વાત પુરી થવા આવી ત્યારે તેઓ પોતાનાં બંગલાની લગભગ નજદીક આવી પુગયા હતા. સર સ્ટીફન તો આ સઘળી હકીકત સાંભળીને લગભગ મુર્છાગત જેવા થઇ ગયા હતા અને ગાડીમાં અઢેલીને પડયા હતા.

"ફ્રેડરીક, આ સઘળો બનાવ ખરી જીંદગીના કરતાં કીસા કાહાણીને વધારે મળતો આવે છે. સર્વેથી અજબ વાત તો એછે કે આટલાં બધા વરસમાં કોઇએ કાર્લટન ગમ જરાબી શકની આંગલી બતાવી નહીં."

"નહીં કેમ? મેં પેહેલા શક બતાવ્યો."

"તેં, છટ નાનસ્નસ."

"હા બાવાજી મેં. જ્યારે આપરે મરનાર મડમનાં બીછાણા આગળ ઉભા હતા ત્યારે મને પેહેલ વેહેલો શક આવ્યો. વળી મને વેહેમ ભરાયો હતો એમ કાર્લટને પોતેબી જોયું. તમને યાદ છે? તે મને ઓરડામાથી બાહાર કાહાડવા માંગતો હતો, પણ કાકા જાન વચ્ચે પડયા અને મને ઉભો રેહેવા દીધો?"

"અરે ખોદા! એ બધી શી પંચાત! મને કસી સમજ પડતી નથી. પણ તુને વેહેમ આવવાનું કાંઈ કારણ?"

"કોણ જાણે તે વખતેબી હું જાણુતો ન હતો. પણ મારી એટલી તો ખાત્રી હતી કે આ કમનસીબ બનાવના સંબંધમાં તે કાંઇ દાવ પેચ રમતો હતો, અને તેણે જેટલી

વાત કહી તે કરતાં તેને વધારે ખબર હતી, તેનાં અવાજ-પરથી, તેનાં ચાલાપરથી અને કારોનર આગળ તેણે આપેલી જુબાનીની ધપ ઉપરથી મને પેહેલાં વેહેમ પડયો હતો, મેં માયજીને એ મારો શક તેજ વખતે કહ્યો પણ તેઓએ મને ધમકાવી કાહાડયો."

"તારે તું આગલ ચાલતાં કોઈ માહાભારત ડીટેકટીવ નીકળે ખરો."

"જ્યારે મેં મારો શક કાર્લટનનાં દેખતાં દેખાડયો ત્યારે તે ખુબ ખીજાયો અને મારા આંગ ઉપર લાકડી ઊપાડી તેતો તમે જાણો છો. મેં તો તેને મોહોડે મોહોડે કહ્યું હતુ કે મીસીસ કેનનું ખુન કરનાર તુંજ છે. આ વાર બં-ગલાનાં દરવાજાની બાહાર લેડી જેન ઉભેલાં હતાં તેવણેબી અમારા વચ્ચે થયલી તકરાર સાંભળી હતી. પણ બાવાજી, હજી બીજી વધારે કમકમાટ ભરેલી વાત તો મેં તમને કહી નથી."

"વળી તે શું છે?" સર સ્ટીફને ધભરાઇને પુછ્યું.

"વળી શું બાકી રહ્યું?"

"ઘણી નઠારી વાત છે સાહેબ, તે બોલતાં મને કમક-માટ છુટે છે. મરનાર મીસીસ કેન બીજું કોઇજ નહીં પણ લાર્ડ ઓકબર્નની ગુમ થઇ ગયલી છોકરી અને કાર્લ-ટનની ધણીયાણી ફ્લોરાની પોતાની સગી બેહેન હતી."

સર સ્ટીફનનો તો દમજ બંધાઇ ગયો "અરે ફ્રેડી, ફ્રેડી; એ શું? અરર! તોબાહ! શું આએ વાત ખરી છે?"

"હા સાહેબ, તદ્દન ખરી, મરનાર બાનુનું ખરૂં નામ ક્લારીસ ચેસની. હવે આ સઘળા મામલાથી લેડી જેનને કેટલું દુઃખ થતું હશે તેનો તમેજ વીચાર કરો. મારે એટલું તો જણાવવું જોઇયે કે જ્યારે કાર્લટન આ બાનુ સાથ પરણ્યો ત્યારે, તથા ત્યારપછી ઝેર આપ્યું ત્યારે, એ બાનુ ચેસની ખાનદાનની છે એવી તેને ખબર ન હતી. તે તો ક્લારીસ બોશાંના ધારણ કીધેલાં નામથી એની સાથ પરણી હતી."

"આવી દુઃખ ભરેલી કથા મેં મારા જણમમાં સાંભળી ન હતી. પણ હું સમજતો નહીં કે—આ પણ ફ્રેડરીક આ બધી ધધુખર શું છે?"

વાતબી ખરી. મોહોલાને નાકે હજારો લોકનું ટોળું ભેગું મળયું હતું અને સર્વે કોઈ હુરરે તથા તાલીઓથી રાતનો સાંત વખત ધુજાવી મેલતા હતા. ખરી વાત એ હતી કે ફ્રેડરીકના સ્ટેશન ઉપર જવા પછી મીસીસ પીચના પેટમાં વાત રહી નહીં અને તેણીએ આડોશી પાડોશીઓને ખબર આપી હતી કે સર સ્ટીફન આવે છે એટલે લોક કામ કાજ છોડી દઇને મોહોલાને આડે પડયા હતા. જેવી ગાડી નજરે પડી કે લોકોએ હુરરે કરવી શીરૂ કરી અને દેશીઓ મોટો ધાંટો કાઢીને "સ્ટીફન સાબકી જે—સ્ટીફન સાબકી જે—કરી આરાડવા લાગ્યા. એક પલમાં તો સખ્યાબંધ લોકોએ ગાડીને ઘેરી લીધી અને ઘોડાઓ ઉભા થઈ રહ્યા. કેટલાંક ઉસકેરાયલાં લોકોએ ઘોડા છોડી નાખ્યા અને ગાડીને દોરડાં બાંધીને સઘળાઓ ગાડીને ખેંચીને ડાકટર જાનના ઘર

ભણી ચાલ્યા. સર સ્ટીફનને આ વાત બીલકુલ પસંદ આવી નહીં, કેમજે તેનું મન ઉદાસ હતું. તેણે લોકને સમજાવવાની અને ગાડીમાથી કુદી પડવાની ઘણીબી તજવીજ કરી પણ લોક સમજ્યું નહીં અને વધારે ને વધારે હુરરેના પોકાર કરવા મંડયું. આખરે ઠાકીને સર સ્ટીફન ગાડીમાં બેસી ગયા અને લોકનાં સલાંમતીના પોકારનાં જવાબમાં પોતાની તોપી ઉંચકયા કીધી.

મોહોલાથી અધવચ આવતાં સાંમેથી એક બીજું ટોળુ આવી મળ્યું. આ ટોળામાં સુમારે બસો લોક આગળ હતું પછવાડે બાર સીપાઈઓ ચાલતા હતા અને તેમની વચમાં કાર્લેટન ચાલતો હતો. તેને ચોકીમાં પહરેજ કરવા લઇ જતા હતા. તેની આસપાસ ઉસકેરાયલાં લોક દેવાંનાની પેઠે કુદતાં હતાં. આ સમાગમ અચબુચ થઇ ગયો હતો. સર સ્ટીફનની અને કાર્લેટનની નજર એક થઇ. લોક ચીશ પાડવા લાગ્યું "મારો એને—એનો ઈનસાફ અંહીંજ કરી નાંખો—એ ખુનીએ આટલાં આટલાં વરસ સુધી આપુને ઠગયા—સારૂં છે કે આપરાં કુટું-બમાંથી કોઇને ઝેર નથી દીધું—મારો—મારો—લે આએ" આમ બોલી એક ઇંગ્રેજ જે ઇનજીન ડરાઇવર જેવો દીસતો હતો તેણે કાર્લેટનના માથાંમા મુકી મારી અને પછી લોકમાં ભેળાઇ ગયો. હજારો લોકની વચે મુઠીભર સીપાઇઓનું શુ ચાલે. લોક એવી સ્થીતીમા હતાં કે કાર્લેટનનો તેજ વખતે ખુડદો થઈ જતે પણ હવે સર સ્ટીફન ગાડીમાં ઉભો થયો અને સાંત થવા માટે લોકને હાથ કરી મોટે સાદે બોલ્યો :—

"સાંભળો દોસતો—જો તમે ડાકટર કાલટનના અંગને એક આંગળીબી લગાડશો તો હું તમારી મીત્રાઇ છોડીને અત્રેથી અબઘડી પાછો કલકતે ચાલી જઇશ. જો એ ધણી ઉપર ધુનાહ સાબેત થશે તો કાયદો પોતાનુ વેર લેશે. તમોએ કોઇનાં લોહીમા હાથ બોળવા નહીં. એણે તમારૂં નુકસાંન કીધું નથી. જેનું નુકસાંન થયું છે તેઓ જવાબ લેવાને સામર્થવાંન છે. દોસતો, તમોએ તમારા આવકારથી મને માન આપ્યું છે પણ તમારી ચાલથી હવે મને અપમાન આપશો નહીં."

લોક જરા ડંગ થઇ ઉભું ખરૂં, પણ તેઓમાં એક જે લગાર વધારે હીમતવાન હતો તે બોલ્યો "પણ એ કુતરાએ તમને નાહક હલાક કીધા અને અમારા અને તમારા વચ્ચે વેર વસાવ્યું તેનું કેમ?"

"તેથી મને નુકશાન થયું હોય તો તેનો જવાબ એની પાસેથી લેવાનું મારૂં કામ છે. તમને તો ગામમાંથી નથી નસાડ્યા? જ્યારે હું પોતે આગળી પાછળી ભુલી જવાને ઈછુંછું ત્યારે તમને મારી મરજીની આડા આવવાનો શો હક છે? કાર્લટન, તેં અગર મને કાંઇબી નુકશાન કરયું હોય તે ખરાં જીગરથી હું માફ કરૂંછું અને હું ઇછું છું કે તું સલામતીથી છુટી જાય—એટલે જે તું ખરે ખરો નીરદોશ હોય તો. ચાલો દોસતો, હવે હું મુસાફરીથી થાકી ગયોછું તેથી જો તમારી મરજી મને મારા ભાઇને ત્યાં ઘસડીજ જવાની હોય તો વેહલા થાઓ, કેમજે મને ઠંડી લાગે છે."

સર સ્ટીફનના આ શબ્દોથી લોક ખુશાળ થઈ ગયું અને હુરરે કરતા ગાડી પાછી ખેંચીને ડાકટર જાનના ઘર ભણી ચાલ્યા.

કાર્લેટન તો નીચી મુંડીએ સીપાઇઓની સાથે ચાલ્યો. તેના અડધાં પાણી તો અત્યારથીજ મરી ગયલાં હતાં.

બંગલે આવી લાગવાને એક મીનીટની વાર હશે તેટલાં વળી એક નવી નડતળ નડી. ગલીને નાકે એક બેંડ વાજું આવીને ઉભું હતું અને કેટલાક છોકરાઓ હાથમા વાવટા અને મસાલ લઇને ઉભા હતા—જેવી ગાડી આવી લાગી કે બેંડ મોટે સાદે 'ગૅાડ સેવ ધી કુવીન' વજાડવા પડી ગયું.

" બેંડ ! અને મારે માટે ! ઓ મારા પરવરદેગાર ! એ આજે લોક નક્કી દેવાનું થયું છે."

ફ્રેડરીકને તો આ સઘળાંથી એટલી નવાઇ અને રમુજ લાગી કે ગાડીમાથી ઉતરીને ત્યાંથી નાઠો. હવે બેંડબી બે જુદાં જુદાં હતાં એક કાંઈ વજાડે તો બીજું કાંઇ વગાડે એમ રમખાણ કરી ઠોકા ઠોક કરી મુકી હતી.

આ પ્રમાણે હુરરેના પોકાર, ખુમરાન, દોડાદોડ, આજીજી અને હસાહસ વચ્ચે સર સ્ટીફન સાહેબ પોતાના બીરાદરને મકાને પોંચ્યા—એજ સર સ્ટીફન કે જેને એજ લોકોએ થોડાં વરસ ઉપર ગામમાંથી હાડમાર કરી કાહડીઓ હતો. અને આ હાડમારીનું મુલ કારણ ડાકટર કાર્લેટન હમણા જેલમાં ચાંચરા મારતો હતો. શું જમાનો છે !

## પ્રકરણ ૨૪.

## પોલીસ કનસટેબલનો વેહેમ.

લાહોરનું પોલીસ મકાન તે વળી તે વાર કેવું હોય ? પથરની ચોમેર જાડી દેવાળ અને હવા આવવા માટે હાથ જાય એવાં ગોળ બાકોરાં તથા લોહોડાંના બારણાં શીવાય બીજુ કાંઇ હતું નહીં. આ નામચીન મકાનનાં એક નાહાના ઓરડામાં કાર્લટનને લઇ જવામાં આવ્યો. અગાઉ બીમાર કેદીઓની દવા કરવા માંટે તેને અવારનવાર ત્યાં જવું પડતું હતું. તે વાર ને હમણામાં કેટલો ફેર ! પોલીસવાળાઓને સખત તાકીદ હતી એટલે આ ઓરડીમાં કાર્લટનને પુરીઓ. આ ઓરડામાં સખત ધુનાહના શકવાળાઓનેજ રાખવામાં આવતા હતા એમ કાર્લટન્ જાણતો હતો. દાખલ થતાંને વાર એક ગોરા કનસટેબલે કાયદા પ્રમાંણે તેનાં ઝાડા લીધા અને આ કામ ખલાસ થયું એટલામાં મી૦ બીલીટીર વકીલ આવી લાગ્યા અને તેવણને બંધવા સાથ વાત કરવા દીધામાં આવી. સઘળાઓ દુર થયા પછી કાર્લટને પોતેજ પેહેલી વાત છેડી.

"હવે એક વાતને વાસતે મારૂં મગજ બહુ ચકભમ થાયછે. હું પુછું કે આએ કાગળ આવ્યું કયાંથી ?"

"મેં તને પોલીસમાં કહ્યું કેની કે એ તારી તીજોરી-માંથી મળ્યું ?"

"બનેજ નહીં—એ કાગળ તીજોરીમાં હતુંજ નહીં."

"જો સાંભળ કાર્લટન, મારી આગળ એમ છાણ પુતળાંનો નાચ ચાલનાર નથી. જ્યાં સુધી બધી ખરી હકીકત મને મારૂં કુલ કેહ નહીં ત્યાં સુધી તેને બળતી આગમાંથી ખેંચી કાહાડવાને હું શક્તીવાન નથી."

"ઉલટું ખરી હકીકતથી તમે સઘળાઓએ મને અંધારાંમા રાખ્યોછે. હું ફરીથી હીમતથી કહુંછ કે આ કાગળ મારી તીજોરીમાં હતોજ નહીં અને એ કાંહાંથી આવ્યો તે મને બીલકુલ સમજાતું નથી."

"પણ એ તારી તીજોરીમાંજ હતો. તને તે વાતની કદાચ ખબર નહીં હોય તેમાં શું થયું. તે તાંહાંજ હતો ને ફર હતો અને તે તારી પોતાની ધણીયાંણી લેડી ફ્લોરાએ ગોતી કાહાડયો."

"લેડી ફ્લોરાએ !"

"હા; જો સાંભળ. જે હકીકત મને કેહવામાં આવીછે તે એમ છે કે લેડી ફ્લોરાને તારી કાંઇ અટકચાળી ચાલ બાબે શક ગયલો લાગે છે. આ ઉપરથી તેણીના મગજમાં આવ્યું કે તેના પુરાવા કદાચ તારી તીજોરીમાંથી મળે. તું કાંઇ તીજોરી સાથ ફાંફાં મારતો હતો તેટલાં બાઇ સાબ આવી લાગ્યાં અને તેં તીજોરી ઝડપમાં ધાંકી દીધી તેથી તેણીનો વેહેમ વધયો. છેલ્લાં એકાદ બે દાહાડાની વાત ઉપરજ તે તારા ખાનગી ઓરડામાં ગઇ અને તારી તીજોરી ઉઘડાવીને માંહેથી આએ કાગળ ગોતી કાહાડયો. તેણીએ તુરત અક્ષર ઓળખ્યા કે એ તો તેની ગુમાઈ ગયલી બેહેન

ક્લારીસના હતા. આ કાગળનો અર્થ તે વેલા તો તે કાંઇ સમજી નહીં. તેણીને લાગું કે કાંઇ ભુલચુકથી તારા કવરમાં આ કાગળ મુકાઇ ગયું હશે. એવા ભરૂસાથી તેણીએ આ કાગળ લેડી જેનને દેખાડયું. લેડી જેને પેલી ઓરત શાહારા ઇઝીકીઅલને બતાવ્યું અને એ નાપેકાર દદાએ આ બધો ખુરદો કરી મેલ્યો છે."

કાર્લેટનના ડોળા આ વાત સાંભળીને કાચની પેઠે ચમકતા હતા. તેને હવે લાગ્યું કે તેણે કદાચ ધભરાટ સમેત આ કાગળ તીજોરીમાં મેલી દીધું હોય અને તેને બદલે કોઇ બીન અગતનું કાગળ નાબુદ કીધું હોય. તેની છાતી હવે ઠડકવા લાગી અને શ્વાસ બંધાઈ ગયો. ત્યારે તેની પોતાની ધણીયાણીએ તેને આ ફ્જે પોચાડયો? ફ્લોરા, જેણીને પોતાની ગમે એવી તકસીર છતાં તે ચાહાતો હતો.

"ત્યારે શું લેડી ફ્લોરાએ આએ કાગળ જાહેર કીધો?" તેણે આખરે નીસાસો નાખીને પુછયું, આ વાર દુઃખથી તેનો ચેહેરો બદલાઇને બદસીકલ થઈ રહ્યો હતો.

"હા—પણ તને જાણી જોઇને ઇજા કરવાની મતલબથી નહીં. આ કાગળનો ખરો ભાવાર્થ તે સમજતી હતીજ નહીં. તેતો એમ સમજી કે કાંઇ ભુલ ચુકથી તારા સ્વાધીનમાં આ કાગળ આવી ગયો હશે. ક્લારીસની સોધમાં એ લોક કાંઈ મુદત થઇ હતાં તેથી તેણીએ આ અક્ષર લેડી જેનને બતાવ્યા."

"આહ! હું શું જાણું—હું ખરેખર અજાણો હતો—હું સોગંદ ખાઈને કહુંછ કે હું બીલકુલ અજાણો હતો."

"સાનો અજાણ્યો હતો ?"

"હું શું જાણું કે ફ્લોરા એ મરનાર—મરનાર—બાનુની સગી બેહેન થતી હશે. પણ આ બધી વાત તેં કેમ જાણી ?"

"જ્યારે લેડી ફ્લોરાને ખબર પડી કે આ કાગળથી તારૂં સત્યાનાશ વળ્યું છે ત્યારે તેણીએ પસતાવાની ધુનમાં સઘળો ખોલાસો કરી દીધો. આજે તુને ધરી જવા પછી પેલી છાકટ મારીઆન કોઈ સંજોગે તારા બંગલા આગલ જઈ લાગી હશે, તે વાર તારી સાલી લેડી જેનબી ત્યાં આવી લાગી અને ત્યારે લેડી ફ્લોરા તેણીને વળગી પડીને સઘળું કહી દીધું કે તેણીએ અદેખાઇને મારે એક છુપી કુંચી મેળવીને તારી તીજોરી ઊઘાડી હતી. મારીઆને બધું સાંભળી લીધું અને "વાકીંગ ગેઝેટ" ની માફક બધે ગામમાં ડંકો વજાડી આવી. મને બી તે રસતામાં મલી અને તેણીએજ પેહેલી મને તારા પકડાયાની ખબર આપી. પછી ત્યાંથી જઇને પોલીસનેબી એજ કહી આવી. પોલીસની મારફતે મી૰ ડાઉનને ખબર પડી અને ડાઉને માજીસ્ત્રેટને કહી દીધું. કાર્લટન નશીબ દેવીના ઢંગ એવાજ છે."

હવે રાતોરાત તો કાંઇ કરવાનું રહ્યું ન હતું એટલે બંધ-વાને ધીરજ આપી ને મી૰ બીલીટરે રૂખસદ લીધી. કાર્લ-ટનના બીજા કેટલાક દોસ્તો તેને મળવા આવ્યા પણ તે કાયદાથી ઉલટું હોવાથી તેમનો મેલાપ થવા પોલીસે દીધો નહીં. રાતના ખાધાનું શું જોઈશે તે વીશે કાર્લટનને પુછ-

વામાં આવ્યું પણ તેણે કાંઇ ખાધાનું લેવા ના પાડી અને કાગળ કલમ ને ખડીઓ મેળવવાની અરજ કરી. સુપ્રીનટેનડંટે તુરત લખવાનો સામણ આણી મેળ્યો અને સગવડને ખાતર એક નાહાની ટીપાઈ લાવી મેલી. જો કે આ કોઠડીમાં બતી રાખવાની પરવાનગી ન હતી તોએ કાર્લટનનો દરજ્જો ધ્યાનમાં રાખીને તેને એક લાંપબી સુપ્રીનટેનડંટે લાવી આપ્યું. કાર્લટન કાંઇ હજુ ગુનેહગાર ઠરયો ન હતો; વળી તે અત્યારસુધી મોટા દરજ્જાનો ગૃહસ્થ હતો એટલે પોલીસની આટલી લાયકી સમજાઇ શકાય.

પોલીસ ફોજમાં મી૦ બોલર નામનો એક ગોરો કન્સટેબલ થોડાજ માસ થયા નોકરીએ આવ્યો હતો. આ બોલરની દવા પણ કાર્લટને એક વાર કરી હતી તથા તેના ઉપર ઘણીક મેહેરબાની દેખાડી હતી. સંજોગે એજ જુવાન કન્સટેબલ હાલ તુરંગમાં ચોકી ઉપર હતો. રાતનાં બધું બંધબસત કરીયાની અગાઊ અગીયાર વાગતે કાર્લટનની કોટડીમાં તે આવ્યો અને પુછપરછ કીધી કે બંધવાને કસીબી ચીજની હાજત છે. આ બાર તેણે જોયું કે મેજ ઉપર એક ચીઠી બીડેલી તૈયાર પડેલી હતી અને તે ઉપર લેડી ફ્લોરા કાર્લટનનું સરનામુ હતું.

"સાહેબ, આએ ચીઠી રાતોરાત મેમ સાબને પોંચાડવાની તમારી ઈચ્છા છે ?" કન્સટેબલ બોલરે નરમાશથી પુછ્યું.

"નહીં—નહીં—રાત પડી તેવણુને તરદી આપવાની જરૂર નથી. સહવારના પોહોરમા પોંચશે તો બસ છે. બોલર જરા સહવારના ઠાવાં માણુસ સાથ મોકળી આપશે ?"

"ખુશીથી સાહેબ, હમણાં તો મેજપરજ રેહવા દેઓ હું સહવારના લઈ જઈશ, સાહેબ મેહેરબાન."

બોલરે રજા લીધી અને સહવારના પાંચ વાગતામાં ઉઠીને હલવેથી કાર્લટનના ઓરડામા ગયો. કાર્લટન તો ભર ઉંઘમાં પડેલો હતો અને કોટડીમા અંધારૂં હતું.

“શું કામ નકામો બીચારાને ઉઠાડું. હજી એક કલાક ઉંઘાશે એવામા તો હું જવાબ લઇને પાછો ફરીશ.”

કાગળ ઉપાડીને બોલર બાહાર આવ્યો અને સુપ્રીનટેનડંટને કાગળ બતાવ્યું અને લેડી ફ્લોરાને તે પોંચાડવું કે નહીં તેની રજા માગી. સુપ્રીનટેનડંટે તે હાથમા લઈ આમ તેમ ફેરવ્યું. આનવીલોપ ખુબ સંભાળથી વળગાડેલું હતું. તેના મનમા તો ઘણું કે માંહે શું લખ્યું છે તે જણાય પણ તેણે પોતાની ફરજ બજાવી નહીં અને કાગળ જવા દીધું. બોલર લેહકો કરતો કરતો ચાલ્યો, રસતામા કાંઇ ખરીદી કીધી, કોઈ દોસ્ત મળ્યો તેના સાથ વાત કીધી અને કલાકેક પછી લેડી ફ્લોરાને ત્યાં આવી પોંચ્યો. મોહોલ્લામા લોકની ગીરદી અત્યારથીજ વધવા લાગી હતી. સર્વે કોઇ પોલીસ કોર્ટમા જઇને સારી જગા અગાઉથી રોકી રાખવા ઇંતેજાર હતું. આ લીધે તો કોઇ ઘરબારના સુખીયારા સહવારના પોહોરમાંથી ત્યાં જઇ ધામો નાખી બેઠા હતા.

બોલરે દવાખાનામા જઇ સાનતાન ફરંગીને પુછ્યું “મેમ સાબ સાથ જરા મારી મુલકાત થઇ શકશે ?”

“નહીં, કોઈનેબી દાખલ કરવાની મેમસાબની સખત મનાઈ છે.”

બોલરની તો ઘણી મરજી કે મેમ સાબ આગળ પોતે હાજર થઈ જરા ચીઓ થાય પણ આ હુકમ સાંભળી તેને બીજો ઉપાય દીઠો નહીં તેથી ખીસામાથી કાગળ કહાડી સાનતાન ગમ ધર્યું.

"ત્યારે મેહેરબાની કરી આ કાગળ અબગડી મેમસાબને પોંચાડશો. હું કાંઇ જવાબ હોય તો તે લઇ જવા માટે બેટી છું."

"અરે પણ મેમ સાબ અંહી નથી. તેવણ તો કાલ સાંજના લેડી જેનને ત્યાં રેહેવા ગયાં."

"ઓહો !" ફકત આટલો એશારો કરી મી૦ બોલરે કાગળ પાછું ખીસામા મેળયું અને લેડી જેનના બંગલા ગમ જવાની તૈયારી કરી.

સાનતાને જરા તેને રોકયો "પણ મી૦ બોલર, જરા કેહો તો ખરા, સાબને માથેનું વાદલ મીટી જશે કે ? તમને શું લાગેછ ?"

"તેતો નક્કી કેમ કેહવાય, એતો હોય ને નહીંબી હોય. બનવા જોગછે પણ વખતે મુશકેલીબી નડે."

આવો બીલોર જેવો ડાહાપણનો જવાબ આપીને મી૦ બોલર વીદાય થયા. સારાં નસીબે લેડી જેનના બંગલાના ઓટલા ઉપરજ મુન્ના ઉભી હતી તેને પોતાનું કામ કેહતાંજ બોલરને માંહે બોલાવવામાં આવ્યો. ડાઇનીંગ રૂમમાં લેડી જેન બેસીને ચાહ પીતાં હતાં. લેડી જેને આખી રાત ઉજાગરો કીધો હતો અને તેણીના આંખના ટોપચાં ચહડી આવ્યાં હતાં, કેમજે ફ્લોરાએ સારી રાત તાસવીસ અને રડાપીટમાં કાહાડી હતી. ઘડીમાં તે ધણીને નામે રડતી અને ઘડીમાં તેને ઠપકો આપતી, પણ ફ્લોરાની તાસવીસ બાફની મીસાલ હતી. જેટલી જલદી તે બાહાર પડતી તેટલીજ જલદી દબાઇને ઠંડી થઇ જતી.

પણ જેન ! સાંત, વીચારવંત, નરમાસવાળી અને પોતા ઉપર પડેલાં આ અણદીઠ સંકટથી દબાઇ ગયલી જેન ચુપ બેઠી હતી. તેણીએ અડધી રાત પોતાનાં સુવાનાં ઓરડામાં પોતાના પેદાનાં કરનારની સનમુખ મદદ માંગવા માટે ગુજારી હતી.

"બાઇ સાહેબ, ડાકટર કાર્લટનની ઇચ્છા એવી હતી કે આ કાગળ મેમ સાબને સહવારના પોહોરમાં પુગાડવો તેથી હું અત્રે તમને તકલીફ આપવા આવ્યો છું," બોલર ઘભરાઇને અચકાતો બોલ્યો.

જેને કાગળ હાથમાં લીધું અને પુછ્યું, "તેવણ હમણા કેમ છે?"

"રાતના તો ઠીક હતા બાઇ, પણ હમણા તો ઉંઘેલાછે."

"ઉંઘેલા!" જેને અચરતીથી સાદ આપ્યો, આવો મોટો ગુનાહ માથે લટકે અને માણસ ઉંઘી શકે!

"હાજી, હું આવ્યો ત્યારે એવણ સુતેલા હતા."

જેનને કાર્લટનના ઉપર ક્રોધ તો ઘણો હતો પણ તે છતાં તે મન સાથ દયા લાવી બોલી "મી૰ બોલર, તે–તે–ડાકટર કાર્લટન આ સંકટથી ઘણા ઘભરાયલા દેખાયછ કે?"

"કાંઈ તેવું તો નથી. રાતનાં એવણને ચોકીમાં લાવ્યા ત્યારે તો ઘણા ખુશ દાસતા હતા, અને અમારી સાથ ટકોર વટીક કીધી. હજુ એવણ ઉપર કાંઈ અપ્રાધ લાગુ થયો નથી."

જેન કાંઈ બોલી નહીં પણ અબઘડી જવાબ લાઉંછ, એમ બોલી કાગળ માંહે ફ્લોરા પાસે લઇ ગઇ.

# પ્રકરણ ૨૫.

## છટકયો !

જ્યારે બોલર કનસ્ટેબલે કાગળ લેડી જેનના હાથમાં આપ્યું ત્યારે ફ્લોરાની ઊસ્કેરાયલી હાલતમાં તે તેણીને આ-પવું કે નહીં તેના વીચારમાં જેન પડી. પણ કોઇનું કાગળ પોતાની પાસે રાખી મુકવાનો તેણીને હક ન હતો એમ જેનને લાગ્યું. એક ધણી ધણીયાણી વચ્ચે આવા સંકટમાં ચાલતો કાગળ વહેવાર ગમે . તે પણ ખાનગી કહેવાય જેન એવા વીચારમાં અણુધન હતી તેટલાં ફ્લોરાએજ તેનો ચુકાદો કરી આપ્યો. કનસ્ટેબલનો અવાજ તેણીએ સાંભળ્યો હતો, એટલે તે ઘેલી દેવાની જેવી છુટા બાળ ને ઉઘાડા પગ સાથજ બહાર દોડી આવીને કાંઇ પણ પુછ્યા પરછ્યા વગર જેનના હાથમાંથી કાગજ ઝુટાવી લીધું ને ત્યાંની ત્યાંજ ફાડીને વાંચવા પડી.

* * *

" આએ પંચાતીથી તુને જે સંકટ અને બદનામી વેઠવી પડશે તે માટે ફ્લોરા, હું માફ માગું છુ ; જો કે આ ઘડી શક અને ચીંતાથી મારે માટે ભરપુર છે, તોબી હાલ તુરત મારા કરતાં તારે વીશે મને વધુ ઇંતેજારી છે. આ બનાવના સંબંધમાં જેબી કાંઇ ખોટું મેં અગાઉ કીધું હશે તે તારે ખાતર છે, એમ નકી માનજે. આજે કોર્ટમાં કલકતાથી લગણુની જે

સર્ટીફીકેટ રજુ થઇ છે, તે પછીથી કલારીસ બુસોં સાથે મારાં લગણુ ના પાડવામાં હું હવે કસો ફાયદો જોતો નથી, પણ ધ્યાનમાં રાખજે કે જે એકરાર હું આ ખાનગી કાગળ મારફતે તુંને કરૂં છું, તે સતાવાળાઓ આગળ અથવા દુન્યામાં બીજા કોઈબી આગળ મેં કીધો નથી, તેઓની તાકાત હોય તો ગુનાહ મારા ઉપર પુરવાર કરે. કલારીસ બુસોં સીવાય તે કોઈ બીજી બાનુ છે, એમ હું જાણતો ન હતો. એક ગવરનેસ સીવાય તે કોઇ વધારે ઉંચા કુટુંબની સ્ત્રી છે, એવું તો મારા સ્વપનામાબી ન હતું. પોતાનાં કુટુંબ અને સગાંઓ વીશે તેણીએ મને કાંઇબી વાકેફ કરવાને સારૂં ના પાડી હતી, અને હું તો એમજ ધારતો હતો કે તે કોઇ મા બાપ વીનાની છોકરી છે. હું કબુલ કરૂં છું કે હું મીસ બોસાં ઉપર મોહી પડયો હતો, અને તેણીની સાથે છુપાં લગણુ કરવાની મેં મુરખાઇ કરી હતી, પણ અરે! ખરી મોહોબત તે શું છે તે તો મેં જ્યારે તુંને પહેલીવાર જોઇ ત્યારેજ હું શીખ્યો.

યાદ કર ફ્લોરા, કે કેવા જોશથી મેં તુને ચાહી, કેવો મેં તારા ઉપર જીવ આપ્યો. ઉતાવળથી અને અધીરો પડીને જે કઢંગાં લગણુ મેં કીધાં હતાં તેમાંથી કેમ છટકવું તેનાં ખ્યાલમાં હું હતો તેટલાં તે જબરદસતીથી લાહોર આવીને પડી. હું ધભરાઇ ગયો. એકજ શેહેરમાં તું અને તે સાથે! ઓ ખોદા, રખે હું પકડાઇ જાઉં, રખે હું પરણેલો છું એવી તને

ખબર પડી જાય તે વીચારથી હું દેવાનો બની ગયો. ફ્લોરા સાંભળ! હું ખોદાને હાજર નાજર જાણીને કહું છું કે આ સ્થીતીમાં હું તે વાર દેવાનો થઇ ગયો હતો, અને તે અરસામાં જે કામ મારાથી થયું છે તે દેવાનાપણામાં છે અને તેનો જોખમદાર હું નથી.

ટુંકમાં સઘળી ખરી બીના એ છે. જ્યારે મારી ઘુમરાઉ અકલ તેજ રાતના પાછી આવી ત્યારે જાણે હું સ્વપનામાથી ઉઠ્યો હોઊં તેમ મને લાગ્યું. પછી મેં ઠરાવ કીધો કે હવે તો સઘળી વાત છુપાવીને આખી જગતને ઠગવા અથવા સારી જગત સાથ લડવા શીવાય બીજો ઉપાય ન હતો. હું સઘળો શક સાંત કરવાને શકતીવાન થઇ શક્યો.

પણ આખરે સંકટનું વાદલ, ફ્લોરા, તું મારા ઉપર લાવવા ફતેહ પામી છે. ઓ, કાંય તું મારા ઉપર વીશ્વાસ રાખીને ન રહી? આપણી શાદીની આગમચ કાંઇબી વાકું ટીકું હશે તે સઘળું ધોવાઈ ગયું હતું, અને હુ ખરૂં કહું છું કે પછવાડેના તારા સઘળા વેહમ ખ્યાલી હતા. કાંય નહીં તું મારી પાસે આવી અને ખોલ્લા શબ્દોમા મારી પાસેથી તીજોરીની ચાવી માંગી? હું તે ખુશીથી આપતે. મારા મત પ્રમાણે તીજોરીમાં કાંઇ હતું નહીં. આએ કાગળ જે તેં ગોતી કહાડયું છે, તે તો કંઇ મુદત થઇ મેં બાલી નાખ્યું છે એવા ખ્યાલમાં હું હતો. પણ તેમ છતાં જ્યારે તને તે કાગળ મળ્યું ત્યારે તે તું મારી પાસે

કાંય નહીં લાવી, અને મારી પાસેથી ખોલાસો કાંય નહીં પુછયો ? જેનને આપીને મારૂં કાટલું શું કામ કાહાડયું ? શું બેહેન કરતાં ઘણી વધારે નથી ? વખતે હું તને બધી ખરી વાત તો નહીં કેહેતે, પણ તું રાજી થતે એવી તને ધીરજ અને ખોલાસો આપી શકતે અને કલારીસ બોસાં તેજ તારી બેહેન કલારીસ ચેરની હતી એટલું હું જાણુવા પામતે તો કાંઇ કાંઈ ઉપાય કરીને અંહીથી છુટકી જતે. તારા અને લુસીના ચેહેરામાં કાંઇ એવું હતું ખરૂં, કે જેથી હવે મને લાગે છે કે એ વાતનો વેહેમ મને પેહેલાંથીજ કેમ આવ્યો ન હશે.

પણ પ્યારી મારી, હું અત્રે આ કાગળ શોધી કાહાડવાની વાત લખુ છું તે કાંઇબી રીતે તને ઠપકો આપવાની મતલબથી નથી. તેથી ઉલટું હું મારાં જીગરથી તને માફ કરૂં છું. હું જાણું છું કે તેં કાંઇ મને જાણી જોઈને ફસાવ્યો નથી, અને હું જાણું છું કે તું હમણા ઘણીજ પસતાતી અને મુંઝાતી હશે. ફલોરા, દીલોજાનથી હું તને માફ કરૂં છું.

આએ કાગળ લખ્યા વગર મને સુવા જવા ગમયુ નહીં તેથી ચીતરી કાહાડયું છે. ફલોરા, મારે માટે વીચાર કરતાં ઘણી સખત ના થતી.

લા૦ તારો દલગીર બ્રથાર

લુ૦ કા૦

લેડી જેન થોડા વારમાં પાછાં બાહાર આવ્યાં અને બોલરને કહ્યું કે હમણા કશો ઉત્તર નથી, પણ ડાકટર કાર્લેટનને કેહેજો કે બપોર પછી લેડી ફ્લોરા જવાબ મોકળશે. બોલર જ્યારે બાહાર પડયો ત્યારે આતુર લોક તેને તરેહવાર સવાલો પુછવાને તૈયાર હતુ પણ બોલરની બકરી હમણાં પાહાડપર ચહડી હતી અને તેવણુ કોઇનેબી કોહું આપ્યા વગર લટકો કરતા ચાલ્યા.

રસ્તામાં એક દોસ્ત મળ્યો, "આઈ સે, બોલર તપાસ કેટલે વાગે શીરૂ થવાની ? દસ કે અગીયાર ?"

"બરાબર દસ—અગાઉથી જઇને જગા લેઓ, નહીં તો રહી જશો. અલ્લો, પણ જેલ આગળ એ ધાંધલ શું છે ? લોક દોડા દોડ કરે છે. એ શું ?" આમ બોલી બોલર દોડયો. રસ્તામાં એક ઇંગ્રેજ ઘણી ઉતાવળથી હાંફતો કાંપતો જતો હતો તેને પુછયું "પણ છે શું ?"

"પેલો બંધવો—ડાકટર કાર્લેટન—લોક કેહેછ કે છટકયો."

છટકયો ! કાર્લેટન આખરે છટકયો ? એ બને કેમ ? શુ બોલરે ઉતાવળમાં જતી વેળા બારણું ઉઘાડુ રાખ્યુ હતું ?

---

## પ્રકરણ ૨૬.

## આખરે છુટકયો.

તે દીવશે લાહોર શ્યારે ઉંઘમાંથી બીદાર થયું ત્યારે તેની મુખ્ય ચીંતા એ હતી કે, પોલીસ કોર્ટમાં સર્વેથી સારી જગા કેમ રોકી રાખવી. મારામારીથી, લાચથી, ઠાગાથી; અથવા કોઇવી રીતે ડાકટર કાર્લેટનની તપાસ સાંભળવી તો જોઇયેજ. સાક્ષી તરીકે કોણ કોણ આવનાર છે, તે વીશે ગામમાં તરેહવાર અફવાઓ ફેલાઇ હતી. કેટલાક તો એટલા સુધી માનતા હતા કે કાગળ કેમ હાથમાં આવ્યું તે વીશે જુબાની આપવાને લેડી ફલોરાને સમન પોહોચાડવામાં આવ્યો હતો. અલબતે સમજુઓતો આ અફવાને હશી કાહાડતા હતા, પણ તોબી કોર્ટમાં શું ચાલે છે તે જાણવાને લોક ઇંતેજાર થઇ રહ્યુ હતુ.

પણ આખાં લાહોર શેહેરમાં જો ડાકટર કાર્લેટનની કોઇ ખરેખરી દયા ખાતું હોય તો તે સર સ્ટીફન ગ્રે હતો. તેના કરતાં વધારે માયાળુ પુરૂષ આ ધરતીમાં કવચીતજ પેદા થયો હશે. બંધવાના આગળાં કાળાં કરમ, તેની ઠગાઇ અને પાપ સર સ્ટીફન ભુલી ગયો હતો, અને બંધવાની નાચાર હાલત માત્ર યાદ કરી કાંઇબી રીતે તેને દીલાસો દેવાની, અથવા બની શકે તો મદદ પોહોંચાડવાની યુકતીમાં હતો. એટલા માટે જેવો તે સવારના ઉઠયો કે તુરત ઝડપમાં નાસ્તો લઇ જે તુરંગમાં કાર્લેટનને રાખ્યો હતો ત્યાં ગયો. હવે વાંચનારે

જાણવું કે જે વેળાએ ફલોરાને કાગળ પહોંચાડીને બોલરનું આવવું તેજ ઘડીએ સર સ્ટીફન ગ્રેનુંબી ત્યાં આવવું થયું. સાંરાંશ કે તેઓ તુરંગ આગળ સામાંસામી આવી મળ્યા. આ વાર સામેથી બંધવાનો વકીલ મી૦ બીલીટરબી આવતો જણાયો.

સુપ્રીનટેનડંટ સાહેબ જેવણ ખીસામાં હાથ ઘાળી ઓટલા-પર ઉભા હતા તેવણ વીચારવા લાગ્યા કે આજે અગતનો દહાડો છે, મોટા મોટા ગ્રહસ્થો મળવા આવે છે તે વેળાએ બંધવાને આટલું મોડે સુધી સુવા દેવો ન હતો. તેણે તુરત એક કન્સ્ટેબલને હુકમ કીધો કે માંહે જઇને બંધવાને ઉઠાડે.

" જલદીથી તૈયાર થવા કહો અને પછી એમના નાસ્તાની તૈયારી કરાવો, ને કેહેજો કે તમારા વકીલ મી૦ બીલીટરબી આવ્યા છે. સાહેબ મેહેરબાન સ્ટીફન સાહેબ."

" કેમ જોન્સ, કેવી ખબર ? આજે ઠંડી ઘણી છે, ડાકટર કાર્લેટન કેમ છે ? "

" સારી પેઠે છે, સાહેબ. મેં હવડાંજ એવણને ઉઠાડવા માણસ મોકલ્યું છે."

" શું ? હજુર ઉઠયો નથી ! એ જબરો બા."

" નહીજી, પોણાક કલાકની વાતપર બોલર તેવણની કોઠ-ડીમાં કાંઇ કામ સારૂં ગયો હતો ત્યારે તો ઉંઘેલા હતા. ત્યાર પછીથી ઉઠયા હોય તો કોણ જાણે. આવો મી૦ બીલીટર, ડાકટર કાર્લેટને રાતના પોતાના ધણીયાણીને એક ચીઠી લખી હતી અને તે બોલર આજેજ સહવારનાં પોહોંચાડી આવ્યો

તેનો હજી જવાબ લાવ્યો નથી. હું ધારૂં છું કે લેડી ફ્લોરા લાંબો જવાબ લખતાં હશે."

અહીં મી૦ બીલીટર બારીસ્ટર છંછેડાઈ પડ્યા.

"ત્યારે એ ચીઠી તમારે મોકલવાની જરૂર નહીં હતી, હુ આવું ત્યાં સુધી રાખવી હતી. હું તમને કહી ગયો હતો કેની, જોન્સ, કે હું સહવારના પહોરમાં આવીશ, ત્યારે હવે તારાપર કાંઈ ભરૂસો રખાય નહી."

સુપ્રીનટેનડંટ જોન્સ તો ખસીયાણો પડી ગયો.

"સાહેબ તેમાં શું નુકશાન થયું! અલબતે જેલમાંથી કાગળો તપાસી જોયા વગર બાહાર મોકળવાનો કાયદો તો નથી પણ ડાકટર કાર્લટનના જેવા ગ્રહસ્થને માટે જરાતરા નાખતી તો થવી જોઈયે."

"નુકશાન! તું ધારેછ તે કરતાં વધારે નુકશાન થઈ શકે. એ કાર્લટન એવો મમતી છે કે પોતાનું સુજ્યુંજ કરવાનો અને પોતાને હાથેજ પોતાનું ગળું કાપવાનો. યાદ છે કેની કાળે તપાસની વેળા કેટલું ધામટ કીધું તે?"

"સાહેબ, હું શું કરૂં? એવણે ચીઠી રાતના લખી મેલી હતી, અને ફરમાવ્યું કે બરી બામદાદે લેડી સાહેબને પોહોંચાડવી."

"વારૂં તેથી શું થયું! એને લખી તો લખી, પણ તારે મોકળવાની જરૂર શી હતી? બહાર લાવીને હું આવુ ત્યાં સુધી રહેવા દેવી હતી. કોણ જાણે પોતાને નુકશાન

થાય એવું માંહે એને શું શું કબુલ કરી દીધું હશે. મારે શું, તમે બધા જણા મળીને એનું આંથણુ કરવા બેઠા છો."

અહીં સર સ્ટીફન વચ્ચે પડયા, "લે ચાલો, હવે થયું તે થયું, પણ તમને લાગે છે કે એ બચશે?"

"હું તો નહીં ધારતો," મી૦ બીલીટરે ખોલાં દીલથી કબુલ કરી દીધું. "બચે કે નહીં બચે, પણ મારે તો એને માટે મારેથી બનતી કોશેસ——"

એટલામાં જે કન્સટેબલ કાર્લટનને ઉઠાડવા ગયો હતો તેના ગભરાયલે ચેહેરે આવી પહોંચવાથી મી૦ બીલીટર બોલતાં અચકી ગયો. તે હાંફતો કાંફતો માંહેથી બાહાર આવ્યો, અને ફાટી આંખોએ અને દબાયલે ચેહેરે ઉભો થઈ રહ્યો. તેના મોહોમાંથી શબ્દો નીકળી શકયા નહીં. સુપ્રીનટેન-ડંટ જોન્સ તુરત પામી ગયો કે કાંઇબી મોહોકાણ છે, તેથી તેબી કાર્લટનની કોઠડી ગમ દોડયો.

બે મીનીટમાં જોન્સબી પાછો આવ્યો અને તેનો ચેહેરો ફીક્કો ફચ પડી ગયો હતો.

"ગ્રહસ્થો, ખરી વાત છે. ડાકટર કાર્લટન આખરે છટ-કયો છે. અમારી બધી તકેદારી અને કાયદાના દબાણ છતાં તે છટકવા પામ્યો છે."

છટકયો—એ બોલ સાંભળતાંજ મી૦ બીલીટર છલાંગ મારીને કોઠરી ભણી દોડયો કે પોતાની નજરેથી ખાલી ઓરડી જોઇનેપોતાના દીલને ટાહાડક આપે.

છટકયો—એ બોલ અછડતો સાંભળીને બે ચાર સીપાઈઓ આમ તેમ રસ્તામાં દોડતા નીકળી પડયા અને ડાકટર કાર્લેટન છુટી ગયો એવી ઓચંબા ભરેલી ખબર લોકને પોંહોંચાડી.

કાંઈક લોક આ છટકી ગયલા બંધવાને પકડી પાડવાને આમ તેમ ખોલ કરવા લાગ્યા. સર સ્ટીફન ગ્રે, જોન્સ અને મી૦ બીલીટરની પુંઠે બંધવાની કોઠડીમાં ગયા.

હા, વાતતો ખરી. બંધવો છટકયો હતો, એમાં ફેર નહીં. પણ તુરંગની બહાર જેમ ઉસ્કેરાયલાં લોક છટકવાનો અર્થ સમજ્યાં હતાં તેમ નહીં, પણ તદન જુદીજ રીતે છટકયો હતો. મોહોતનાં જમે તેને પોતાની સંકટ ભરેલી હાલતમાં-થી બચાવી લીધો હતો.

કોઠડીમાં નીચી ખાટલી ઉપર એક વારનાં હુસ્યાર, જુવાન, વગવાલા અને માતબર લુઈસ કાર્લેટનનું મુવેલું શરીર ઠંડુગાર થઇને પડેલું હતું.

અલબતે, વાંચનારને જણાવવાની જરૂરજ ન હશે કે તુરંગમાં સીપાઈઓ વચ્ચે, અમલદારો વચ્ચે અને હાજર થયલાં ગ્રહસ્થો વચ્ચે આ દેખાવથી મોટો હોહોકાર મચી રહ્યો હતો. અલબતે કુદરતી રીતે સર્વેએ અનુમાન કીધું કે આ કમનસીબ પુરૂષે કોઇ જાતનું કાતેલ ઝેર પોતાની પાસે છુપાવી રાખ્યું હશે, અને તે રાતનાં લેડી ફ્લોરાને કાગળ લખ્યા પછી લીધું હશે. દોડા દોડ એટલી થઇ રહી કે કાંઇક લોક ડાક્ટર જોન ગ્રેને બોલાવી લાવવા દોડી ગયું. સર્વે કોઇ

પોતાનું માથું એટલું ખોઈ બેઠા હતા કે ત્યાં ડાકટર સ્ટીફ્નનો હાજર છે, તેનુંબી કોઇને ભાન રહ્યું નહીં.

પણ કહ્યું એકને બદલે સો ડાકટરો મળે તો હવે તે કાર્લટનને શું કામનો ? તે તો કાંઇ આઠ કલાક થયા પોતાના કીરતારની જનાબમાં પોતાના પાપનો જવાબ દેવાને પોહોચીબી ગયો હતો. સહવારના પોહરમાં જ્યારે કનસ્ટેબલ બોલર કોઠડીમાં ચીઠી લેવા ગયો, અને ધાર્યું કે બંધવો ભીંત ગમ પીઠ કરીને ઉંઘેલો છે ત્યારે તો તે કાંઈ મુદતનો ઠંડો થઇ ગયલો હશે. કોઇને કાંઇ અફ્સોસ, પણ કનસ્ટેબલ બોલરને મુખ્ય અફ્સોસ એ થયો કે કાંહાં ને કાહાં તેણેજ તે પેહેલે નહીં શોધી કાહડયું કે ગામમાં તેને નામની વાહા વાહ થતે.

પણ એ સર્વેમાં ગભરાયલો અને ખીજાયલો તો સુપ્રીનટેનડંટ જોન્સ હતો. ખાટલી આગળ ઉભો રહી તે ઉપર પડેલાં શરીર ગમ ઘણુંાંજ ખીજાયલા અને ચીંતાતુર ચેહેરે તે જોતો ઉભો હતો.

" આહા ! મેં મારાં વરસ આખરે વેચ્યાં. આખરે એક સાધારણ બંધવાથી મારા જેવો જુનો પોલીસનો કાગડો ઠગાયો. જ્યારે મેં તેના જાહાડા લીધા ત્યાર તેણે મને હસીને વાહયો કે જોન્સ તું મારી પાસેથી શું લેવાનો છે. ખીસામાં ફીના પાંચ દસ રૂપ્યા છે, બીજું તો કાંઇ નથી. બન્યો—હું બન્યો—નક્કી બન્યો."

" ત્યારે શું તે તેના જાહાડા નહીં લીધા ?" મી. બીલીટર બારીસ્ટરે અકળાઇને પુછ્યું."

"હા, મેં મારે હાથે લીધા, પણ તેણે હસવામાંને હસવામાં મારી તકોર કર્યા કીધાથી હું અંજાઇ ગયો, અને જેવી સંભાળથી બધું ચીપી ચીપીને જોવું જોઇએ તેમ મેં નહીં કીધું."

આ સઘળો વાર સર સ્ટીફ્ન ગ્રે મરનારને બારીકીથી તપાસતો હતો ત્યાંથી ઉઠયો. "જોનસ, હવે તકરાર કીધામાં શું સાર છે. એતો બચારો ગયો પણ હજીબી આપણી ખાતરી કરવા બરાબર જોતો ખરો કે એના ખીસાઓમાં શું શું છે. પોતાના મોહોતમાંબી કેવો સાંત દેખાય છે? ઘણું અજબ જેવું!"

સુપ્રીનટેનડંટ જોન્સે મરનારની ઉપરનાં સઘળાં કપડાં ખુબ બારીકીથી તપાસયાં.

વેસ્તકોટનાં ખીસામાં, પાટલુનના ખીસામાં, એનીમેર પેલીમેર તો કાંઇ હતું નહી. કાંઇ નથી એમ કહી તે પોતાની તપાસ ખતમ કરવા જતો હતો એવામાં છાતી આગળ હાથ લાગતાં એક પાવળી જેટલું તેના હાથને કાંઇ લાગ્યું. તુરત હાથ ઘાળી તે ખેંચી કાહાડયું તો બીલોરના બુચની એક નાની, બહુજ નાની ચપટી સીસી ખેંચી કહાડી તેમાં ફકત ચાર કે પાંચ ટીપાં કાંઇ સફેદ પાણી જેવું હતું. સર સ્ટીફ્ને તુરત સીસી ઊઘાડી ને સુંઘી જોઇ અને બોલી ઉઠયા કે "આતો કાચું પ્રુસીક આસીડ છે, જેનું ફકત એક અર્ધું ટીપુ માણસને તતકાલ મારી નાખવાને બસ છે."

આહા! કાર્લટન, કાર્લટન! જે જુલમી હાથોએ તેં તારી નીરદોષ પણીએતર ઉપર જખુન જારતી કીધી—જે જીણી

સીસીમાંથી તેં કાતેલ ઝેર તેણીની દવામાં છુપી રીતે મેલી તેણીનો નીરદોષ જીવ લીધો, જે સીસીનો ગુનેહગાર ઉપયોગ કરતાં મુન્નાએ તુંને જોયું–તેજ જુલમી હાથો અને આબાદ તેજ સીસીમાંની તેજ દવાએ તેં તારો પાપી જાન કબજ કીધો. અફસોસ! આ જીની મઇ જેવી સીસી આખરે તુંને ફાંસીની સજામાંથી બચાવવાને કામ લાગશે એવી તુંને આગાહી થઈ હતી કે શું! શું બાજી બગડી ગઇ એવું ધારી તું સહવારમાં જ્યારે બંગલેથી નીકળતાં તે તારા ખીસામાં છુપાવીને લાવ્યો હતો કે શું! કે તારા પાપી હવસોમાં કોઇ દહાડે તને ફરીથી કામ લાગે એવા વીચારથી તું હમેશ તે સાથે લઈ ફરતો હતો કે શું? કાર્લટન, કાર્લટન તારૂં કીધું તું જાણે.

ચેહેરો એટલો તો શાંત હતો, કે જાણે તે ખુશાળ ભર ઉંઘમાં હોય. આંખ્યો વીંચેલી હતી, ભવાં સફા અને હોઠ હસતા હતા. ઝેર પીધાથી કાંઇપણી તાણા તાણ થઈ હોય એવાં કસાં ચીનહો દીસતાં ન હતાં. લુઇસ કાર્લટન ખરેખરો ખાબમાં પડેલો દીસતો હતો.

"હવે કરવું કેમ?" સર સ્ટીફને પહેલીજ વાત છેડી. હું ધારૂંછ કે એણે ઝેર પી ને આપઘાત કીધો એવી વાત લેડી ફ્લોરાને કહેવામાં ઘાટકીપણું છે. તે જરૂર એમ સમજશે કે તેણીએ પોતાના ધણીનું ખુન કીધું, તેના કાગળીયાંમા હાથ ઘાલી તેને આ રસતો લેવાની ફરજ પાડી. હું જઇને એમ કહું કે કાર્લટન તો રાતોવાઇ હાર્ડ ડીઝીસથી મરણ પામ્યો. ગામમાં સઘળા ડાકટરો છોડીને એના મરણ વખતે હુંજ હાજર, એબી એક ગેબી બસારત છે!"

"ગરીબ બચારો !" બારીસ્ટર બીલીટર ખાટલી ગમ જોઇને બોલ્યો "ગમે તેમ હોય પણ આવા એક જુવાન પુરૂશના આવાં ક વખતના મોહોતથી કોઈનેબી લાગી આવે."

સર સ્ટીફને ડોકી નમાવી અને તે લોક કોટડીમાંથી બાહાર પડ્યા તથા તેનુ બારણું બંધ કીધું. બાહાર એટલા ઉપર ધભરાયલાં અને ઉસકેરાયલાં ઇંતેજાર લોકનું મોટું ટોલું ઉભું હતું તે લોકને સમજાવીને વીખેરી નાખવામાં જોન્સ રોકાયા અને સર સ્ટીફન આ વાતની ખબર કરવાને લેડી જેનને ત્યાં ગયા. અલબતાં બોલરથીજ ખબર પડી હતી કે લેડી ફ્લોરાબી ત્યાંજ છે.

જેવા સર સ્ટીફન બંગલામાં દાખલ થયા કે પેહેલી સામેથીજ લુસી આવીને મલી. તે પોતાની છેલ્લી માંદગીથી લેવાઇ તો ગઈ હતીજ પણ આ છેલ્લા ફજેતાથી તેણીને જબરો આંચકો લાગ્યો હતો અને તે ઊદાસ અને નાખુશ દીસતી હતી. જે રાતે મુન્નાએ પોતાની સઘળી હકીકત ખુલ્લી કરી દીધી તે રાતથી લુસી ચોંકેલી અને બીધેલીજ ફરયા કરતી હતી અને સર સ્ટીફનને જોઈને ડચકાં ખાતી તેની છાતી યા માથું દાબીને વળગી પડી અને રૂમાલ કાહાડીને આંખો નુછવા લાગી.

"ચુપ, દીકરી, ચુપ, હું જાણુંછ કે આ સઘળું તારે માટે ઘણું સખત છે; પણ મારી વાહાલી દીકરી, હજુર તારા સુખના દાહાડા તો આવેછ, તારે આ પ્રમાણે નીરાશ થવું નહીં જોઇયે."

"ઓ પણ મારી બેહેન ફ્લોરાનું શું થશે? એ બચારી હવે જાહેરમાં મોહોડું કેમ દેખાડશે? એક તો એ એવીને

એવી છે તેમાં પુરી ખાઉં કરડું થઈ જવાની. ને ડાકટર કાર્લટનનું શુ થશે ? આજેજ તેણે ફલોરા ઉપર એક કાગળ લખ્યોછ, અને તેમાં કેહેછે કે આએ કામ કીધું ત્યારે તે દેવાનો હતો. તેમજ જરૂર હશે અને તે લીધે એને ખાતર મારો જીવ ઘણો બળેછ !"

ફલોરા! ફલોરા ! તું હજી ડાહી થઇ નહીં, નરી જાણે તારા મરનાર બાપ સેલર અર્લની નકલ ! તારા પેટમાં કાંઇ વાત રેહે નહીં. આવાં કાગળની વાત તે કાંઇ જાહેર પાડવાની છે? ફલોરાએ પેહેલાં કાગળ વાંચ્યું અને પછી પલંગ ઉપર પડીને ખુબ રડી અને થોડીવાર હાથ પગ પછાડીને જ્યારે જરા ઠંડી પડી કે લાગલું સઘળું કાગળ બધાઓની હજુરમાં વાંચી ગઇ.

સર સ્ટીફન અને લુસી વાતમાં મસગુલ હતાં તેટલાં જેન આવી લાગી. સર સ્ટીફન સાથ શેકહાંડ કીધા પછી જેને અચરતીથી પુછયું "અહો, સર સ્ટીફન મને તો જરા વાર થયોજ ખબર મેલી કે તમે લાહોરમાં આવેલા છો. ઓ, આએ અમારા ઉપર કેવો ફટકો ! અને કોણ જાણે કેવાં પરીણામ નીપજશે. અગર કાંઇ બુરૂં થશે તો ફલોરા તો ખીજાઇને મરી જશે. હું ધારૂંછ કે જો—જો—કાર્લટનને કાંઇ સેવટની સજા થશે તો લોક આગળ પોતાનું મોહ દેખાડવા કરતાં ફલોરા પોતાનો જીવ આપશે--ડાકટર, મને ફલોરાની ઘણી બીક લાગેછ—એ ઘણી ઉતાવળી છે."

જેન શું કેહવા માંગતી હતી તે સર સ્ટીફન સમજી ગયા હતા. તેથી આસતેથી વાંકુ વળી જેનને કહયું

"હવે વધારે ફજેતી થવા જેવું કાંઇ રહયું નથી, લેડી જેન, અને તે કેહવા માટેજ હું હમણા આવ્યો છું."

જેન હજી સમજી નહીં. તે સમજી કે તેણીની મતલબ હજી ડાકટર સમજ્યા નથી. "નહીં નહીં-ડાકટર-તમે મારી વાત હજી સમજ્યા નથી. તમને ખબર મળવા મુજબ આજે એને સેશનમાં કમીટ કીધામાં આવશે અને તેનું પરીણામ-અલબત આપણે જાણીએ છૈયે કે તે પરીણામ શું આવશે-અગર તેને છેલ્લામાં છેલ્લી સજા નહીં થાય તોબી એક બતંબે ગીએલા ડામીસની સ્ત્રી! ઓ આમ બોલતાં માર બાલ ઉભા થાય છે."

"નહીં-નહીં બેહેન તેવું કસું થનાર નથી-એ બધું ખલાસ થઇ ગયું છે, યાને આ સઘળી એબમાથી કાર્લટન બચી ગયો છે- ગામમાં વાત ઉડી છે કે તે નાહાસવા પામયો છે પણ તે વાત ખોટી છે-તે બચ્યો છે ખરો પણ જુદી રીતે-તુરંગમાથી નાહાસી જવાય એવું છેજ નહીં. આય તો એવી રીતે બચ્યો છે જેમા માણસ જાતનું ધારા કાયદાનું કે પોલીસનું ચલણજ નથી."

જેન દમ ઉંચો રાખી બેસી રહી. તેણીના દીલમા તરેહવાર તુરંગ ઉઠવા લાગ્યા.

"લેડી જેન, નઠારી વાતો કેહવાનું કેમ શરૂ કરવું તેની કુનેહ બીજા લોકની પેઠે મને સારી રીતે આવડતી નથી. એ વાતમાં મારા કરતાં મારા ભાઇ જાન અને ફ્રેડરીક દસ હીસ્સે સરસ છે. પણ હું ધારૂંછ કે જે ખબર હું લાયોછ તેથી તમને અને લેડી ફ્લોરાને જરા ઠીક લાગશે, જોકે એમ

બોલવું જરા ધાટકી જેવું લાગે છે. લેડી જેન, ડાકટર કાર્લેટન ગુજરી ગયો છે."

"હેં! ગુજરી ગયો ?" લેડી જેનના ગાલ ઉપરથી લોહીનુ ટીપેટીપુ ઉડી ગયું અને તે હાંફવા લાગી. તેણીના હોઠ સુકાઇને છોલીયાં જેવા થઇ ગયા.

"જરા ધીરાં પડો બેહેન, કુદરતે પોતાનું કામ કીધું છે. તેણે પોતાને હાથે જાન કબજ કીધેલો જણાતો નથી પણ હું ધારૂંછ કે હારટ ડીઝીસથી તેનો આંકો આવ્યો છે. મગજ ઉપર જયારે જબરદસ્ત દબાણુ હોય ત્યારે કોઇ વાર એમ થાય છે."

"હા," લેડી જેને ઉતર દીધો પણ તેણીનું ધક ધ્યાન ઠેકાણે ન હતું. આ બનાવથી ભવીશયના સઘળા મામલામાં શું શું વીચીત્ર ફેરફાર થશે તેના વીચારમાં તે ગરકાવ હતી અને ડાકટર સ્ટીફન શું બોલતા હતા તે તેણીએ બરાબર સાંભળ્યુંબી ન હતું.

ગરીબ બચારી ફલોરા ! હવે આ ખબર તેણીને કેમ પોંહોંચાડવી ? તે એવી બેબાકલી અને ઢંગ ધડા વગરની હતી કે આ ખબર સાંભળવા પછી કયો માર્ગ અખત્યાર કરશે તે કેહેવું મુશકેલ હતું. ઘડીમાં તે કાર્લેટન ઉપર દોશનો મારો વરસાવતી અને તેના ઉપર તરેહવાર તાણા લગાવતી. પણ જરા વારમાં આ સઘલું બદલાઇ જઇને તે પોતાના ધણીની હાલત માટે કહર ખાઇ ઝાર બે ઝાર રડતી અને તેને આ હાલતમાં લાવવા માટે પોતાને ઠપકો આપીને બાલ

પીખી નાખતી. કાર્લટનના ગુજરવાની ખબર તેણીને પોહોંચાડવાને સર્વે કોઈએ ના પાડયું એટલે આખરે જેનને એ ફરજ ઉપાડી લેવાની જરૂર પડી. તે અચકાતી અને બીહીતી બીહીતી માંહે ગઇ. ફ્લોરા ખબર સાંભળીને અફડા તફડી કરી પડશે એવી તેણીને મજબુત વકી હતી અને તે માટે જેન તૈયાર હતી. ફ્લોરા સોફા ઉપર સુતેલી હતી. તેણીએ આંખ ઉપર તકીઓ દાબીઓ હતો અને છાતી તોડ ડચકાં ખાતી હતી. તેણીના હાથમાં કાર્લટનનું મરતી વખતનું—હવે તો તે મરતી વખતનુંજ કેહેવાય—કાગળ ધરેલું હતું. જ્યાં સુધી ફ્લોરા જરા ઠંડી પડે ત્યાં સુધી વાટ જોતી જેન તેણીની પાસે બેઠી. ફ્લોરા રડી રડીને ડાકી જાય પછી આ ખબર કેહેવી એવો જેનનો વીચાર હતો. ખબર કીધા પછી કાંઇ કામ કાજ પડે તે લીધે સર સ્ટીફન બંગલામાંજ બેસી રહ્યા હતા.

બચારી જેન ચેસ્ની! કેવી ભળી! સર્વેને દીલાસો દેવા, સર્વેનું વહીતરૂં કરવા સદા તૈયાર! જુવાનીમા તેણીએ ઓછાં દુખ ખમ્યાં ન હતાં પણ પોતાના કીરતાર ઉપર ભરૂસો રાખવા તે બચગીથી શીખી હતી અને હંમેશાં સાચુંજ કરવું એ નીયમથી તેણીને પોતાના અનેક સંકટમા મોટો ટેકો હતો.

બપોરના કાર્લટનની લાસ ઉપર સરકારી ડાકટરોથી તપાસ થઇ અને કદાચ વાંચનાર જાણીને અજબ થશે કે મરણ શા પરથી નીપજયું તે કોઇ સતાથી કહી શકયુ નહી. ગમે એવી બારીક તપાસ છતાં ઝેરનો કસો અંશ જણાયો નહીં. છાતી પણ સારી હાલતમાં હતી. પેલી જુણી મઈ જેવી

સીસી બી ગેબ થઇ ગયલી હતી અને જાણે કસુ હોય નહીં તેમ સઘળું સમાધાન પસાર થઇ ગયું.

આ ખબર જ્યારે બંગલે પોચી ત્યારે જેને હળવેથી ઘણુ તપાસીને આ વાત ફ્લોરાને કહીં. જેન પોતાના ખીસામાં સુંઘવાની સીસી વગેરે લઇનેજ બેઠી હતી, કેમજે આ ખબર સાંભળતાં ફ્લોરા તુફાન કરશે, અ-થવા વખતે મુર્છાગત થઇ પડશે, એવી તેણીને પકી વકી હતી. પણ જેનની વકીથી ઉલટી રીતે આ ખબર સાંભળીને ફ્લોરાએ આંખ ઉપર દાબેલો તકીયો ઉરાડી નાખ્યો, અને અવ્વલ જેવી ઉઠીને બેઠી. રૂમાલથી ઝડપમાં આંખ લુછી નાખી અને મરણના જે સમાચાર વર્તમાન પત્રોનાં વધારા મારફતે બાહાર પડયા હતા તે ધ્યાનથી વાંચવા લાગી. તેણીએ સાંત દીલે સઘળો હેવાલ ફરી ફરીને પુછ્યો અને જો કાંઈબી ફેરફાર તેણીનાં ચેહેરા ઉપર થયો હોય તો તે જરા ખુશીનો હતો. ફ્લોરાના મનમાં શુ પસાર થઇ ગયું હશે તે તો તેનું દીલ જાણે. કદાચ મુકદમો પુરવાર થવા અગાઉજ આ પ્રમાણે બનવાથી તેણાની આબરૂ બચી એવો વીચાર તેણીને આવ્યો હોય. કદાચ પોતાની સગી બેહેનનું ખુન કરનાર પોતાની મેળે પોતાને ફેજે પોંહાચ્યો એ વીચારથી તેણીને કળ વળી હોય. કદાચ ધણી ફાંસીને લાકડે ચહડે અને તેનાં હેવાલ છપાય તેમાં તેણીનું નામ ઘસડાય અને લોક થુ થુ કરે તેમાથી બચવાથી તે રાજી થઈ હોય. ગમે એમ હોય પણ આ ખબરથી આપણે જેટલી વકી રાખ્યે એટલી ફ્લોરા ચમકી નહીં.

# પ્રકરણ—૨૭.

## સમાપ્તની શીરૂઆત.

કાર્લટનના મરણના પેહેલાજ ઝટકામાંથી લાહોર જ્યારે બીદાર થયું ત્યારે લોક બરબડવા લાગ્યું કે કેવી સુના જેવી કોર્ટની તપાસ જોવાની જતી રહી. મીસીસ કેનના મરણની સઘળી ખાનગી વીગતોથી વાંચનારને તો હમે વાકેફ કીધા છે, પણ લાહોરનાં રહેવાસીઓને તો એ વાત ભરમના પરદામાંજ છુપાએલી રેહી તેથી તેઓ ફરફડવા લાગ્યા. પેહેલે દહાડેની તપાસથી અને તેમાં જાહેર થયલા બનાવથી તેમજ કાર્લટનના વગ વસીલાથી લોકની જીજ્ઞાસા એટલી બધી તો જાગી હતી, તેમજ લેડી ફ્લોરા જુબાની આપવા આવનાર છે એવી બુમ ઉડવાથી તેઓ એટલા બધા તો ઈંતેજારીમાં પડયા હતા કે કાર્લટને તેઓને આ પ્રમાણે છટકી જઈને દગો દીધો તે માટે તેઓ મરનારની યાદ ઉપર પણ ગુસ્સો કરવા લાગ્યા. કાર્લટન ગયો એટલે આગળી પાછળી સઘળી ગુપ્ત વાતનો ખોલાસો જાણવાની આશા ખોટી.

લાહોરની પ્રજા તો એક બાજુ રહી પણ ખુદ જેન ચેસ્નીનો વસવસોબી હજુ પુરે પુરો નરમ પડયો ન હતો. બધી વાત તો બરોબર, પણ મરનાર કલારીસ પોતાને ખરે નામે કાંય નહી પરણી હશે, અથવા બીજે નામે પરણ્યા પછી પોતાની હકીકત પોતાના ભરથારથી શા કારણ સર છુપાવી હશે, અથવા તેથી બી વધારે જ્યારે તે એક જાણીતા ડાકટરને-

જ પરણી હતી ત્યારે તે લગણની ખબર પોતાના ખેસીઓ-ને શા કારણથી નહીં પોહોંચાડી હશે, તે સઘળી વાતનો ભેદ લેડો જેનના ખ્યાલમાં ઊતર્યો નહીં. કદાચ ચેસ્ની ખાનદાન પોતાના ઉંચાં કુલ ઉપર બહુ મુસ્તાક હતું અને ચેસ્નીનાં અમીરી ખાનદાનની એક છોકરી એક સાધારણ ડાકટર સાથે પરણે તેથી તેણીના ખેસીઓ ખફા થાય એવા ડરથી કલારીસે એક બારગી આ શાદીનો મામલો છુપાવ્યો હોય એમ બનવા જોગ હતું. કદાચ કાર્લટનના બાપને પોતાના બેટા સાથ પેહેલી બારીમાં બીયાબારૂં હતું તે લીધે કાર્લટને આ શાદી હાલ તુરત ગુપ્ત રાખવાને કલારીસને ફરજ પાડી હોય એબી મનાઈ શકાય. પણ સાચ્ચા દીલની, એકજ બોલની અને સીધી કલારીસ પોતાનું ખરૂં નામ પોતાના ધણીથી કાંય છુપાવે એ વાતનો ખુલાસો શું ? કાર્લટને મરતી વાર ફ્લોરા ઉપર લખેલાં કાગળમાં સચ્ચાઇથી એકરાર કર્યો હતો કે ક્લારીસ બુસેં તેજ ક્લારીસ ચેસ્ની છે એવી તેને અત્યાર સુધી ખબર ન હતી. મરતી વખતે જાણી જોઇને કાર્લટન જુઠું બોલે એબી બનવા જોગ ન હતું. ઘણી વાર વીચાર કીધા પછી જેનને ફકત એકજ ખુલાસો બનવા જોગ લાગ્યો, તે એ કે કદાચ કાર્લટન સાથે પરણ્યાથી તે શરમાઇ હોય, અને પોતે મોટાં ખાનદાનની છે એવું જાહેર કરવાને અને તેમ કરી પોતાના ભર્થારને નીચો પાડવાને અચકાઇ હોય. વખતે તેણીએ આશા રાખી હોય કે કાર્લટન આગળ ચાલતાં મોટું નામ કાહાડવા પછી કોઇ દહાડે બોલાચાલી થતાં, તે એક સાધારણ ગવરનેસ સાથે પરણ્યો 'એવા તાણો મારે તો

પોતે એક ઉમરાવ ખાનદાનની છે એવું જાહેર કરી તેને ચુપ કરી નાખવાની આશા રાખી હોય, એ પણ કાંઇ સેહેજ બનવા સરખું હતું. વળી જેનને યાદ આવ્યું કે જ્યારે કલારીસ બાપીકું ઘર છોડીને ચાકરી સોધવા ગઇ ત્યારે સોગંદ લીધા હતા કે સઘળાઓએ બેશીકર રેહેવું કે તે પોતાનું ખરૂં નામ જાહેર પાડી પોતાના ખાનદાનને એબ લાગવા દેનાર નથી. તે સોગંદ તેણીએ આ શાદીની વેળાએ પાલવાની જરૂર જાણી તો નહીં હોય? કાર્લેટનના બાપ પાસે પુંજી હતી અને તેથી તે તેને ખફા કરવાથી બીહીતો હતો અને તે લીધે કાર્લેટને આ શાદી છુપી રાખી તથા રખાવી હતી તે તો વાત ખરીજ છે, અને તે આપણે આ કથાની શરૂઆતમાં જોઇ ગયા છઇયે. જ્યારે મીસ બુસોં સાથે પરણવાની વાત પેહેલવેહેલી કાર્લેટનના માથામાં પેડી ત્યારે તેણે તાલતલાવતથી પોતાના બાપનો વીચાર કસી જોયો. તેણે મીસ બુસોંની ઘણીજ વખાણ કરી અને તે દરેક રીતે ગ્રહસ્થ બાનુ છે એમ જણાવ્યું, પણ તેને કબુલ કરવું પડયું કે આ બાનુ ફકત એક ગવરનેસ હતી. જો ઘરડા કાર્લેટને તે વાતની કાંઇ પરવા કરી ન હતે તો કાર્લેટનની જીંદગીનો આ કાળો સફો બનવા પામ્યો ન હતે અને કદાપી આ કથા જનમ પામીજ ન હતે, કારણ કે ત્યારે તો શાદી ખુલ્લે ખુલ્લી થવા પામતે. પણ ઘરડાજીનાં ધ્યાનમાં આ વાત ઉતરી નહીં. કોણ જાણે ગવરનેસ શબ્દથી તેને ઓછું આવ્યું કે શું? પણ એટલું તો ખરૂં કે તેને અચબુચ પોતાના બેટા ગમ બહુજ કરડો, બીન અગત, અને સખ્ત અણગમો બતાવ્યો, એટલુંજ

નહીં પણ ધમકી આપી કે જો આ શાદી થશે તો તે પોતાના બેટાને રદ બાતલ કરશે. જુવાન કાર્લેટન જાણતો હતો કે ડોસાજી એકજ સખુનનાં માણસ હતા અને જે બોલે તે પાલે એવા હતા. હવે પરણતાં તો પરણી જવાયું પણ પછી તે શાદી કુલ જગતથી, તેમાં અગત્ય કરી પોતાના પીતાથી છુપી રાખવાની જરૂર કાર્લેટને જોઈ. એણીમેર કલારીસનેબી તેવુંજ જોઇતું હતું. પોતાના ધણીને ખાતર તેમજ પોતાના કુટુંબને ખાતર હાલ તરત આ શાદી છુપાવી રાખવાને તે રાજી હતી. અફસોસ! આ ઠરાવથી એ બંને જણનાં ભવીષ્યમાં શું મોટા બનાવો બનવાના હતા તે વાતથી તેઓ બંને અણજાણ્યાં હતાં. ઠગાઇની સાંકળમાં પેહેલું કળું દાખલ થયું કે પછી તેનું શું સેવટ આવસે તે કોણ કહી શકે? ઉનની ગાદી ગુંઠતાં એક ટાંકો ચુકયા તો સઘળું ભરત કામ કેવું ભડભડ છુટી જાયછે તે બાતું વાંચનારીમાંથી કોણ જાણતું નથી?

કાર્લેટનની તપાસની મજાહ લાહોરના શેહેરીઓના હાથમાંથી ગેઇ તેના બદલામાં શાહારા ઈઝીકીયલવાલા નાહાના છોકરાની પાયદસ્તે સર્વેનું ધ્યાન ખેંચ્યું. ઇંતેજાર થયલું તમામ લોક આ પાયદસ્તની પુઠે નીકળ્યું. અલબતે આ બચ્ચું પોતાની મરનાર બેહેન કલારીસનું હતું તેતો હવે લેડી જેન, ફલોરા, લુસી અને એવાલાંઓને તો જણાઇ ચુકયું હતું, પણ તે ભરમ જાહેર કરી દેઇને પ્રજાનાં મોહોમાં બોટું આપવાને તેઓ રાજી ન હતાં. તે છતાં એ બચ્ચાંના મરણનો સઘળો ખરચ

લેડી જેને આપવાની ખુશી શાહરા ઇઝીકીયલને બતાવી હતી, પણ શાહરા ઈઝીકીયલ તો આ આફ્ર સાંભળીને એકદમ છીંકી પડયાં. "એ જનમ્યો ત્યારથી મેં એને પાળી પોસીને આવડો કીધો ત્યાં સુધી તમે કયાં સંતાઇ રહ્યાં હતાં, કે હવે ભલાઈ લેવા નીકળી પડયાંછ?" એવો તાંણો તેણીએ ખરાં દીલથી જેનને માર્યો. જેન તો ખસીયાંણી પડી ગઇ અને શાહરા ઈઝીકીયલની તકરાર કબુલ રાખીને પોતે બોલી તે માટે માફ માંગી. કાર્લેટનના મકાન આગળથી પાયદસ્ત ચાલી, જે મકાનમાં સરકારના હોકમથી કાર્લેટનની લાસને હવે લઇ જઈ મુકવામાં આવી હતી. બાપની લાસની અડોઅડ થઇને બેટાની લાસ પસાર થઇ અને સેંન્ટમાર્કના કબ્રસ્તાનમાં એજ બચ્ચાંની કમનસીબ માતાની પાસે તેના ખરાં નામ લુઇસ જ્યોર્જ કાર્લેટનથી જુમીદા થઈ.

સર સ્ટીફ્ન ગ્રે અને તેનો બેટો ફ્રેડરીક પાછા કલકતે રવાને થયા. ડાવેજર લેડી ઓકબર્નને આ છેલ્લા મામલાની કશી ખબર ન હતી. તેણીને બધી હકીકત સર સ્ટીફ્ને કલકતે જવા પછી કહી. ભલી લેડી ઓકબર્નને જે આંચકો લાગ્યો તેનું વર્ણન અત્રે કરવાની જરૂર નથી.

"કેમ માજી, મારા છોકરવાદી ફાંટા વીશે તમે શું ધાર્યું ? મેં કાર્લેટનને ગેરઇનસાફ કીધો હતો કે ?" ફ્રેડરીક પોતાની માને પુછેછે.

"ચુપ, બેટા ચુપ, એ કમકમાટ ભરેલી કથા હવે અત્રેજ બસ થવી જોઇયે છે. ફ્રેડરીક, હું સમજી શકતી

નથી કે પોતે શું અજીમ પાપ કીધું તે જાણવા સાથે એ કાર્લેટન આટલાં વરસ જીવવા બી કેમ પામ્યો હશે ? "

" ગરીબ બચારો " ફ્રેડરીક બોલ્યો, " માજી યાદ રાખજો કે એને પોતાના ગુનાહની તોજેસ પોતાનાં ડંખ દેતાં હૈડાંની મારફ્તે હજારો હજાર વાર કીધી હશે. રખે પકડાઈ જાવું, રખે માર્યો જાવું, એવા રાત દીવસનાં ધડક ધુજારાથી અને ઉડી જતી ઉંઘથી તેને જે સજા થઇ હશે તે બસ હતી. તોબાહ ! ખોદા એવો દહાડો કોઇને નહી બતાવે."

---

## પ્રકરણ—૨૮.

## સેવટ—છેલ્લી સલામ.

વખત કોઈને માટે ઉભો રહેતો નથી. દહાડા પછી અઠવાડયાં, અઠવાડયાં પછી મહીના અને એ પ્રમાણે બા માહા ચાલી ગયા. આ સાલ સઘળું સુમસાન હતું. આગળાં વરસમાં જેટલી ધધુખર અને ધમાલ વીતી ગઈ હતી તેથી ઊલટું આ સાલ તમામ ખાલી ગયું હતું.

લેડી ઓકબર્ન પાછાં જાથુકના કલકતે રહેવા આવ્યાં હતાં અને તે લીધે લુસી પોતાની બેહેનને ત્યાંથી પાછી કલકતે આવી હતી. ફ્રેડરીક અને તેણીની શાદી કાર્લેટનવાલા બનાવને લીધે મુલતવી રાખવામાં આવી હતી. ફ્લોરાની સુરવતને ખાતર આ પ્રમાણે બનવું જોઇયે એવું સર્વેનુ મત હતું.

ફ્લોરા પોતાની બેહેન જેન સાથે લાહોરમાંજ રહી હતી. લેડી ઓકબર્ને તેણીને કલકતે આવી પોતાના મકાનમાં સાથે રહેવાનું ઇજન કર્યું હતું, તેમજ બીજાં કેટલાંક આગળાં પાછળાં દોસ્તોએ તેણીને પોતાને ત્યાં આવી રહેવા માટે ઓરજરખવાઇથી અરજ કરી હતી. પણ જેનની અજાયબી વચ્ચે આ સઘળી માંગણીઓ ફ્લોરાએ ના પાડી અને જેન સાથેજ રહેવાનો પોતાનો ઠરાવ જણાવ્યો.

કાર્લટનનાં મરણ પછી ફ્લોરાની ગમગીની થોડાંક અઠવાડયાં સુધી તો બેહદ હતી તેમાં કોઈ વાર તે ઉસ્કેરાઇ જઈ પોતાને આવી હાલતમાં લાવી નાખવા માટે કાર્લટન ઉપર ગુસ્સોબી દેખાડતી, પણ એ સઘળાંનું રફતે રફતે સેવટ આવ્યું અને ચવીત્રી ફ્લોરા ધીમે ધીમે પાછી પોતાની અસલ ધપ ઉપર આવતી ગઇ. હમણા તેણીની સર્વેથી મોટી ફકર એ હતી કે પોતાના કાલા સોગના લેબાસ ઉપર શીટ કેઇ જાતની ટાંકું.

એક સપટેમ્બર માસની ખુશનુમાં સવારનાં જેન અને ફ્લોરા વાડીમાં બેઠેલાં હતાં. ફ્લોરા ખાંઉ કરડું જેવા મીજાજમાં હતી. તેણીનો નાનો સુંદર પગ દ્રેસની તળેથી જમીનને ગુસ્સાથી ઠોકતો જણાતો હતો. તેણીએ પોતાને માથેની કાળી વીધવાની ટોપી કાહાડીને બાજુએ બાજઠ ઉપર મેલી હતી. ફ્લોરાની નાખુશીનું હાલનું કારણ એ ટોપીજ હતી એમ કહીયે તો ચાલે. એ એબલગામની ટોપી તેણીને આગળી પાછળી યાદ દેવાડતી એટલુંજ નહી પણ તે તેણીના ચેહેરા

ઉપેર ખુલતી ન હતી, તેથી તે વીધવાનો દ્રેસ કાહાડી નાખ-વાની હઠ લેઇ બેઠી હતી. બીજી મેર જેન વાંધો લેતી કે કાર્લટનનાં મરણ પછી એક વરસ થાય નહીં ત્યાં સુધી ફ્લોરાથી આ પ્રમાણે કરવું બને નહીં. ખરૂં પુછો તો ફ્લોરાને પોતાનો આ વીધવા પોશાક આવો રીતે હીણુવાની કશી જરૂર ન હતી. તેણીના ગોરા બરફ જેવા અને ઘટમદાર ચેહેરા ઉપર આ કાલો પોશાક ઓરબી ઘણો સોભતો હતો, પણ વાંધો બીજોજ હતો. લુસીનાં લગણ નજીક આવી લાગ્યાં હતાં. ફ્લોરા આડ લઇ બેઠી કે આવા ખુશબખ્તોના મેહેમારમાં તે વીધવાનો લેબાસ પેહેડીને જાય નહીં, અને જેનબી તેટલીજ સખત હતી કે સેંહેંકડો લોકોની વચ્ચે ફ્લોરાએ વરસી થવા-ની આગમચ એરકી કપડાં પેહેડાય નહીં.

"ત્યારે ઠીક છે, હું લગણમાં આવવાનીજ નથી. તું જો મને દસ લોકની વચમાં એવી મકાઇ બાહુ જેવી લેઇ જવા માગતી હોય તો તું એખલીજ જા. મારો કાંઇ જીવ જવા વગર તુટી પડતો નથી. મારા જેવી જુવાન તું હોય અને તુને કોઇ ધરડી ડોસી જેવી રાખવા માંગે તો તુંને કેવું લાગે? જો તુને આએ વીધવાની ટોપી એટલી બધી ગમતી હોય તો તુંજ કાંય નહીં પેહેડતી?" આ પ્રમાણે ફ્લોરા મડમ તો એકદમ છીંકીં પડયાં.

"પણ હું કાંઇ વીધવા છેઉં કે?" જેને જવાબ દીધો.

"ખોદા કરેને તું હોતે! ત્યારેજ આવી એબ લગામની ટોપી અને શેર લોહી સુકવનારા મુવા કાલા દ્રેસની કદર તું

જાણુતે. એ તે કાંઈ મારા જેવીને વાસ્તે છે ? પચાસ વરસની બુઢી બોખીઓ પેહેરે તો સમજ્યા, મારા ઉપર તો સરીયામ જુલમછે."

"જરા ધીરી પડ, ફ્લોરા, હવે ફક્ત ત્રણ માસ રહ્યા છે. બાર મહીના ખલાસ થવા પછી તારે ગમે તે કરજેની."

"પણ કારાંને ગોરાં કપડાંથી શું થાયછ ? તેથી શું કાંઇ મારો—મારો વર કાંઇ વધતો કે ઓછો યાદ આવેછ ? મારો જીવ ચહાસે તો ટોપી સાથેબી તેને યાદ કરસ ને ટોપી વગર બી યાદ કરસ, પણ મુઇ પાંચ મણની કાલી ઠીકરાં જેવી ટોપી પેહેરતાં મારૂં તો માથું દુખેછ. ને વળી મારા કેવા સુના જેવા બાલ ખરી જાય તે જુદા. હું સાફ કેહુંછું કે હું કાંઈ પેહેરવાની નથી."

"અંહહહ ! કાંઇ આએબી છોકરીછે, પણ બા ઘેરમાં ના પેહેડતી ની."

"હા, તારૂં ચાલે તો ઘેરમાંબી પેહેડાવે. આવાં એબીયલ કપડાં તું શું કરવા મને પેહેડાવેછ તે હું બધું સમજુંછું. તુંને મારી અદેખાઈ લાગેછ. તું જોયછે કે તું રખેને એવીને એવી રહી જાય ને હું બીજી વખત પરણી જાવું, પણ ખોદાએ તુંને ધણી ફુલકસુર નથી બનાવી તેમાં મારો શું વાંક ?"

ગરીબ બચારી જેન બધુ મુગે મોહોડે સાંભળી જતી હતી. જ્યારે ફ્લોરા આ પ્રમાણે પોતાનો મીજાજ ખોઇ દેતી ત્યારે જેનનો કાયદો હતો કે તેણીને ચાહે તે બોલવા દેવું. ફ્લોરા ફક્ત જીદ્દને ખાતર તકરાર કરતી હતી એવું તેણીની વડી બેહેનને

સારી પેઠે માલુમ હતું. જો હવડાં જેન તેણીને કાલાં ક-પડાં કહડાવી નાખી એસ્કી લેબાસ સજવા કહે તો ખરી વાત તો એ હતી કે ફ્લોરા પોતેજ ના પાડે.

પણ આ સઘળી તકરારનું સેવટ એ આવ્યું કે બાઇ સાહેબ ફ્લોરા લગણમાં સામેલ થવા કલકતે ગયાંજ નહીં. ખરી વાત તો એ હતી કે ત્યાં જવાની તેણીની પેહેલાંથીજ મરજી ન હતી, અને આ સઘળાં છીંટા છબતરાં હતાં, તે મુન્ના તો પેહેલાંથીજ સમજી ગઇ હતી. વરસી પછી ફ્લોરા લેડી ઓકબર્નને ત્યાં રહેવા જનાર હતી અને ઇંગ્રેજી કાયદા પ્રમાણે પોતાનો કાલો લેબાસ તજી દેનાર હતી એટલે થોડા વખતને સારૂં બે અવતાર કપડામાં કલકતે જઇ લોકનું ધ્યાન ખેંચવાની તેણીની મરજી હતીજ નહીં.

એટલે જેન એખલીજ ગઇ અને શાદીને આગળેજ દહાડે કલકતે આવી પહોંચી. જેન પોતાની સાથે સરેસ્તા પ્રમાણે મુન્નાને લઈ ગેઇ હતી તેથીબી ફ્લોરાને ભરકણ ભરાયું હતું. પોતાનાં જુનાં નોકરોનો ચેહેરો જોવાથી તેણીને આ-ગળી પાછળી યાદ આવે છે એવું બહાનું કાહાડી તેણીએ પોતાના સઘળા નોકરોને રજા આપી હતી, અને જેન કબુ મુન્નાને સાથે લીધા વીના જતી ન હતી એટલે હમણાં ફ્લોરા એખલી પડી ગઈ હતી. અત્રે જણાવી લેવું જરૂરનું છે કે મરનાર અર્લ ઓકબર્ન જે રકમ માટે કલારીસનું નામ પાડી ગયા હતા અને જે રકમ બ્યાજે વધી હતી તે જેને પોતે કાંઇબી લીધા વગર સરખે હીસ્સે ફ્લોરા અને લુસી વચ્ચે વેહેંચી આપી હતી.

શાહાદીનો દીવસ રળીયામણો અને હસ્તો હળીયારીનો હતો. જેઓને ક્રીયામાં સામેલ થવાને નોતર્યા હતાં તેઓ સઘળાં ઓકબર્ન કુટુંબનાં પુરાણાં અને સાચાં મીત્રો હતાં. લેડી ઓકબર્નનાં મકાનમાં તે દીવસે ખુબસુરતી, પૈસા અને તોખમની ધમાલ ચાલી રહી હતી.

સદાના ધણી અને ધણીયાણી! પાદરીની સામે ઉભાં રહી આ ખુબસુરત જોડાંએ એક બીજાંને નીમકહલાલીથી, ઉલટથી, ચહાવાના સપત પોતાના હોઠ અને જીગરથી લીધા. જ્યાં સુધી ફ્રેડરીક પોતાની મોહોરદારને લઇને ગાડીમાં ઘેર જવા એકલો નીકળ્યો ત્યાં સુધી તેના જીવને વીશ્વાસ આવ્યો નહીં કે આ ખુબસુરત નાજનીનને તે પોતાની કરવા પામ્યો છે. તેના દીલનો દરેક તાર તેણીના તરફ પ્યારથી ખેંચાઇ તણાઈ રહ્યો હતો.

શાદીમાં કાંઈ મોટો ખરચ અથવા દેખાદેખીનાં અવતર્યાં જેવું કશું હતું નહીં. પણ જેન તરફથી તથા સર સ્ટીફન તથા જાન તરફથી લુસીને થયલી ભેટ સોગાદોએ આસપાસનાંઓને હેરતમાં નાંખ્યાં હતાં. ડાકટર જાન આ લગણમાં સામેલ થવા લાહોરથી આવ્યા હતા. લેડી ઓકબર્નનાં ભાઇ રેવરંડ મી૦ લીસેટ ખાસ જોડાંને સાંધવાને અને આસીરવાદ દેવાને પોતાને ગામથી સર સ્ટીફન અને લેડી ગ્રેના પરોણા દાખલ આવ્યા હતા.

ધણી મુદતે સર સ્ટીફન અને લેડી જેન વચ્ચે મુલાકાત થઇ હતી. તેણીને લાગ્યું કે સર સ્ટીફન ઘણા કંટાળેલા અને નખાઇ ગયલા દીસ્તા હતા, અને કદાચ લુસીનો નવો ભ-

થાર વકી રાખવા કરતાં વધારે જલદી બારોનેટ થવા પામે એવાં સબળાં ચીન્હો પ્રગટી રહ્યાં હતાં. પણ સર સ્ટીફન પોતાની તબીયત સારી છે એવું હવે જણાવતો, અને ફ્રેડરીક પરણીને આબરૂદાર થયો છે એટલે ધરાકોની મુખ્ય ખટપટ તેને માથે નાંખીને પોતે આસાયશ લેવાનો વીચાર જણાવ્યો.

અલબતે શાદીને દીવસે ખાણાની ટેબલ ઉપર સૌથી અગત્યનો પુરૂષ તો લેડી જેનનો નાનો સાવકો ભાઇ જુવાન લાર્ડ ઓકબર્ન હતો. આ નાહાના ઉમરાવ સાહેબ લુસીની પાસે ખુરસી ઉપર ચહડી બેઠા હતા. પછવાડે નીમકહલાલ પામ્પી ઉભો હતો.

લેડી જેન સર સ્ટીફન ગમ ફરીને બોલી "ફ્રેંક, હમણા ઘણો સુધરતો દેખાયછ, અને ખાસ્સો બન્યોછ."

"ખાસ્સો? હારે—નરો દેવ જેવો થયોછ. એની માએ અને લુસીએ એને લલોપપો કીધો નહીં હતે તો એનો કયારનો એવો થતે."

આ વાતચીત સાંભળી ફ્રાંક બોલી ઉઠયો. "હવે મને કોણ લાડકો કરેછ? માયજી તો કેહેછ કે હવે મને સ્કુલમાં મુકવાનો."

"ઘણુજ સારૂં—મોટા શેઠ, તમારે હવે ઘેરમા પડીને ખીચડો ખાવો નહીં જોઇયે." સ્ટીફને ટંકાર કીધી.

"ખરી વાત છે ડાકટર, હું એને હવે સ્કુલમા મોકલનાર છું. જુઓ મારા લલોપોપોએ એને કેવો ઘોડા જેવા રાખ્યોછ?" લેડી ઓકબર્ન બોલ્યાં.

"પણ એ બધા મારા પ્રતાપ. હું જો તમને અટકાવ અટકાવ નહીં કરતે તો તમે તો એને કોણ જાણે કેવા બાયલો કરી મુકતે. અલ્લો, મુના ! આએ કસબી સાડીમા તમે પોતે છેઓ કે?"

ડાકટર સ્ટીફનના આ ખુશ મીજાજથી મુન્ના હસીને લજવાઈ ગઇ; પણ નાહાના લાર્ડ ઓકમર્નનુ ધક ધ્યાન લુસીમા ભરાયું હતું તે વળી પાછો મોટે સાદે બોલી પડયો.

"પણ લુસી આજે રાતના પાછી કાંય નહીં આવે?"

કાંયજે લુસી તો હવે મારી છે, અને મને એના વગર ચાલે એવું નથી." ફ્રેડરીકે હસીને ઉતર દીધો.

"એ કાંઈ તમારી નથી."

"છે—મારી એકલાની."

"શું તમે એને વેચાતી લીધીછ?"

"હા—એના આંગલાં ઉપર જે વીટી છે તે આપીને મેં વેચાતી લીધીછ?"

"તારે હવે શું પાછી નહીં લેવાય?"

"નહીં."

"પણ વેચાતી લીધી તો લીધી, પણ અંહીથી જવાની શું જરૂર છે? અંહીં અમારે ત્યાં રેહ તો તમુને શું હરકત છે?"

"નહીં બા, તેમ નહીં બને—પણ તું ધીરજ રાખ. અમે થોડા દાહાડામા પાછા તને મળવા આવશું."

આ બનાવ બનવા પછી દસ દાહાડે ફ્રેડરીક અને તેની ધણીયાંણી લાહોર આવી પોંચ્યાં. એવી ગોઠવણ હતી કે તે લોક પોતાના કલકતા ખાતેના નવા બંગલામાં રેહેવા જાય તે અગાઉ લેડી જેનને ટુક મુલાકાતનુ માન આપવું.

લાહોરમાં કાંઇ ઘણો ફેરફાર થયો ન હતો. ડાકટર કાર્લીટનનો બંગલો માત્ર ફેરવાઇને ત્યાં છોકરીઓની સ્કુલ ઉઘાડવામાં આવી હતી. મારીઆન સેજ પોહોલાઇમાં સુમારે ચાર તસુ ફકત વધી

હતી. દારૂનું નખોદ જેમનું તેમ ચાલુ હતું. શાહારા ઇઝીશ્રી-અલ તો કાર્લેટનના મરણ પછી પાછાં કયે ગેબ થઈ ગયાં હતાં.

ફ્રેડરીક અને લુસીની આવવાની વાર જોતાં જેન અને ફ્લોરા બેઠાં હતાં. ફ્લોરાએ જોકે કાલો લેબાસ પેહેરયો હતો તોએ તેમાં દાણાદુણી રચીને એવો ભપકો કરયો હતો કે જાણે ઓય પરણવા જવાની હોય. ગાડી આવીને ઉભી અને બારણું ખોલીને લુસી હરખભેર બેહેનોને ભેટવા દોડી.

અલબતે સઘળી ખુશાળી વચ્ચે ફ્લોરાની સ્થીતીથી સર્વેના દીલ દુખાયાં અને લુસીની ખુશાળી અચણુચ નરમ પડી ગઇ. ફ્રેડરીક પોતાના કાકાને મળવાને બાહાણે નીકળી ગયો અને ખાણા ઊપર સઘળું ચુપચાપ કામ ચાલયું. ઉલટું તેથી તો ફ્લોરાના મનમાં ઘણું માઠું લાગયું અને ખાણા ઉપરથી રડતી આંખોએ તે ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગઈ.

"જેન, ફ્લોરા કેવી મજાની લાગેછ?" ફ્લોરાના જવા પછી લુસીએ વાત છેડી. "હું તો જાણું કે કેવીક નખાઇ ગઈ હશે. શું કાર્લેટનને યાદ નહીં કરતી કે?"

"જરાબી નહીં—સાંબો ફરીથી પરણવાનો વીચાર છે" જેનથી લગાર ઉતાવલેથી કાચું કપાઈ ગયું.

"ઓ જેન! એ તું શું બોલેછ? ફરીથી પરણે–કોણ સાથ?"

"નહીં—નહીં—કાંઇ નકી નથી, પણ એના મનમાં એવા તુરંગ દોડેછ ખરા. એક દહાડે એમ બોલી કે કાર્લેટનનું અભાગયું નામ જે તેણીને ચોટયું છે તે કોઈના રીતે નીકળી જાય તો તે ઘણી ખુશી થાય. એ હજી જુવાન છે, ખુબસુરત છે, કુલવંતી છે; વળી એના નામ ઉપર કસો દાઘ નથી એટલે મેં

કહ્યું તે બનવા જોગ છે. આવતી મોહોસમ એ લેડી બ્રોકબર્ને સાથ કાહાડનાર છે એટલે ત્યાં પછી જોઇયે શું થાય છે."

"જેન, ગુસ્સો ના કરતી હું—પણ અજબ છે કે તું કોઇ દાહાડે પરણુવાની વાત કરતીજ નથી?"

જેનના મોહ ઉપર શરમાલ રતાસ ચહડી આવ્યો.

"હું ધારૂંછ કે તું કુમારી રહી ગઇછ તેમાં તારી પોતાનીજ ગફલત હશે."

"ખરી વાત છે લુસી. મારાં લગણ તો નક્કી હતાં તે એટલાં સુધી કે દાહાડો વટીક ઠરી ચુકયો હતો, પણ મેંજ તે ભાંજી નાખ્યું."

"પણ કાંય વારૂં?" લુસીના પોતાના લગણ ભાંજી નાખવામા આવ્યાં હતે તો તેનું શું થતે એવા ખ્યાલથી તેણીએ અકળાઇને પુછયું.

"અમારા વચ્ચે પ્યાર હતો, તેબી સારા ખાનદાનનો હતો પણ તવંગર નહીં હતો. તેને સરકારી નોકરીની આશા હતી. દાહાડો નકી થયા પછી અચબુચ માયજી આજારી પડયાં અને ગુજરી ગયાં તેથી લગણ અટકી પડયાં. તે પછી તેને તુરત બરમામા ચાકરી મળી. લુસી, હવે મારી મુશકેલીનો વખત આવી લાગ્યો. બાવાજીને છોડી દેઉં કે તેને. માયજીએ મને મરતી વખત બીછાણા આગળ બોલાવીને કહ્યું કે "જેન, હમેંશ બાવાજી આગળ રહેજે. મારી પછી તું આગળ નહીં હશે તો તેવણુ ખુવાર મલી જશે" મેં કબુલ કીધું. આ વાર માયજીને ખબર નહીં હતી કે મારો વીલીયમ બાહાર ગામ જનાર છે."

" ત્યારે ઘેર રેહેવા ખાતર તેં તેને છોડી દીધો ? "

" હા—મારી તેમ કરવાની ફરજ હતી. જેટલી હું તેને ચાહાતી હતી તેવીજ બાવાજીને ચાહાતી હતી. વળી તું પોતે નાહાની બુચી હતી અને તારી મા થઇ રેહવાનું મારે માથે હતુ. "

" અરે, અરે. મારી તારે દરકાર કરવી નહીં હતી. "

" લુસી મારી, એમ બોલવાનું સેહેલ છે. જોની, મારી આટલી સંભાળ છતાં કલારીસ અને ફલોરાના શા હાલ થયા તે ? એતો જે બન્યું તે ભલાંને કાજે."

" પણ તે હમણાં ક્યાં છે ? વખતે પાછા આવીને હવે તારી સાથ શાદી કાંય નહીં કરે ?

" તે તો કંઇ વરસ થયાં પરણીબી ગયો અને ખાંડીબધ છોકરાં છે. લુસી, હવે અમે પરણી રહ્યાં. હવે તો તું પરણીને સુખી થઇ એટલે બસ."

" પણ એમ લગણુ તોડી નાખે તેતો ઠીક નહીં. મારાં જો તુટી જાય તો હું તો મરી જાઊ."

" હા, હમણા નવું સવું છે તેટલાં તો તુંને એમ લાગેછ પણ લોક એમ કાંઈ ઝપાઝપ મરી જતાં નથી. "

" વારૂ જેન, આએ નવાઇ જેવું નથી કે બાવાજી ને તુને ને મને બધાંને પેહેલાંથીજ કાર્લટન ગમયો નહીં ? ને ફલોરા ને કલારીસને ઘણો ગમયો ? "

" હા, એબી એક અદ્દભુત કીસમતની વાત. કલારીસ કાંહાંને કાંહાં ઘેરમાથી જતી રહી. "

"હવે અફસોસ કીધામાં કાંઈ સાર નથી. ફલોરાના દેખતાં તો હું તે વાતનો વીચારજ કરતી નથી."

"બરાબર છે—મારી દીકરી—મારેથી એક શીખામણ સાંભળી લે—કોઇ કાલે તારા ભથારના હુકમથી ઉલટી ચાલતી ના અને કાંઇએ વાત તેનાથી છુપી રાખતી ના."

"મને કેહેવાની શું જરૂર છે? હું તેમ કરૂં તેવી નથી."

"ખરી વાત છે—તું કરે તેવી તો નથી પણ યાદ રાખ કે નાફરમાન થઇ શાદી કીધા પછી પોતાના ધણીથી જુદાઇ રાખીને કલારીસ અને ફલોરા શું ફેજે પોહોંચી. પોતાના ધણીના સાફ હુકમથી ઉપરવારી થઈને કલારીસ લાહોર આવી તો પોતાના જીવથી ગઈ. જો ફલોરાએ પોતાના ધણીની ખાનગી તીજોરી ખોટી રીતે ઊઘાડી નહીં હતે તો આ સઘળું બનતે નહીં વાસતે સમાલજે લુસી, તારા ભથારને ચાહાવા ઉપ્રાંત, માન આપીને તેને તાબે રેહેજે."

